સ્વ. સાક્ષર શ્રી. અંબાલાલ બુલાખીરામ જાની સંકલિત

# ભોજ અને કાલિદાસ

ચાતુર્ય અને ચમત્કૃતિની
૯૬ વાર્તાઓ

સાદ્યંત નવીન સંસ્કરણ

સંપાદક :

[illegible]

સાડા ચાર રૂપિયા



એન. એમ. ત્રિપાઠી લિ.
બુકસેલર્સ :: પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

પ્ર. સં. ૧૯૪૪ ચોથી આવૃત્તિ વિ. સ. ૨૦૦૧





પ્રકાશક :
પરમસુખ પંડ્યા
એન. એમ. ત્રિપાઠી લિ.
બુક્સેલર્સ : પબ્લિશર્સ વતી
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. ૨

મુદ્રક :
એમ. એ. કરીમ
ડિલક્સ પ્રિંટર્સ,
૧૩૭ એ, વિક્ટોરિયા ગાર્ડન
રોડ, ભાયખલા : મુંબઈ. ૨૭

## સ્વ. સાક્ષર શ્રી અંબાલાલ બુલાખીરામ જાની



જન્મ તા. ૧૮-૧૦-૧૮૮૦ અવસાન તા. ૨૮-૩-૧૯૪૨

આપનું જે હતું તેને સંસ્કારીને નવે રૂપે
સંભારી સ્નેહસંબંધો શ્રાદ્ધ રૂપ સમર્પીએ

दुष्प्रापेषु बहुश्रुतेषु गुणवद्वृद्धेषु च प्रायशः
शिष्याणां प्रतिभाभियोगविगमादुच्चैः श्रुते सीदति ।
प्राज्ञानामथ भाविनामुपकृतिं कर्तुं परामिच्छता
ग्रन्थः सत्पुरुषप्रबन्धघटना चक्रे सुधासत्रवत् ॥

બહુશ્રુત અને ગુણવાન વૃદ્ધો ઘણે ભાગે દુર્લભ થઇ ગયા છે. અને પ્રતિભા–સર્ગબુદ્ધિ–નો ઉપયોગ ન થવાથી શિષ્યવર્ગનું શ્રુતજ્ઞાન લુપ્ત થતું જાય છે. આથી ભવિષ્યના બુદ્ધિમાનો ઉપર પરમ ઉપકાર કરવાના ઉદ્દેશથી સત્પુરુષોના પ્રબંધોને ગુંથીને અમૃતના સદાવ્રત જેવો આ ગ્રંથ રચ્યો છે.

—મેરૂતુંગાચાર્યકૃત 'પ્રબંધચિંતામણિ'માંથી

## સંપાદક તરફથી–

નવી પેઢીને ઘરેણાંના ગઈ કાલના ઘાટ ગમતા નથી; તેથી કડાં ભંગાવી કંકણ ઘડાવે છે. લોકરુચિને જેટલો એકધારાપણા માટે અણગમો હોય છે તેટલું જ નવીનતા પ્રત્યે આકર્ષણ હોય છે. આથી સ્વ. અંબાલાલભાઈના જૂના વાર્તાધનને મેં અહીં નવા બીબામાં ઢાળવાની ચેષ્ટા કરી છે. સુવર્ણનું સ્વામીત્વ તો સદ્‌ગતનું જ છે; મેં તો માત્ર આકાર બદલ્યો છે.

જો કે સદ્‌ગતે પણ પોતાના પુરોગામીઓની કૃતિઓમાંથી વાર્તાઓની વરણી કરી પોતીકી શૈલીમાં આગલો સંગ્રહ તૈયાર કર્યો હતો. પરંતુ ત્યાર પછી ગુજરાતી સાહિત્યદેશે વાર્તાકલાએ પુષ્કળ વિકાસ સાધ્યો છે અને સાથે સાથે લોકરુચિમાં પણ ભારે પરિવર્તન થયું છે. આ પલટાયેલી પરિસ્થિતિને અનુલક્ષીને આ જૂના છતાં બહુમૂલા વાર્તાધનના વીસરાતા વારસાથી નવી પેઢી વંચિત રહેવા ન પામે એ ઉદ્દેશથી આ સાદ્યંત નવ સંસ્કરણ કરી મેં સદ્‌ગતની પરંપરાનું શિષ્યભાવે અનુસરણ કર્યું છે અને તેને પ્રગટ કરી પ્રકાશકોએ સદ્‌ગતનું સુંદર તર્પણ કર્યું છે.

વાર્તાઓને ચોટદાર બનાવવાને બની શક્યું છે ત્યાં મેં કથાનકને પાત્રોના મુખમાં સંવાદ રૂપે યોજ્યું છે અને તેથી અનાયાસે સંક્ષેપતા સધાઈ છે. સંસ્કૃત શ્લોકોના શબ્દાર્થને બદલે ભાવાર્થ આપવાનું જ મેં વાચકની સુગમતા ખાતર ઇષ્ટ માન્યું છે. ક્યાંક પ્રશસ્તિના પારાયણ જેવા શુષ્ક, દુર્બોધ, સંદિગ્ધ કે સુરુચિનો ભંગ કરે તેવા થોડાક શ્લોકો જતા કરી તેના ભાવાર્થથી લઈ ચલાવ્યું છે અને તેનો બદલો મેં બીજાં નવાં સુભાષિતો અને સૂક્તિઓ ઉમેરીને તથા શક્ય લાગ્યું ત્યાં મૂળનો સમશ્લોકી અનુવાદ આપીને વાળવાનો પ્રયત્ન કર્યો છે. વાર્તાઓના શબ્દદેહ અને શૈલી ઉપરાંત તેના ક્રમને પણ વસ્તુસંકલના અને વાર્તાપ્રવાહનું સાતત્ય અને સળંગસૂત્રતા ઉદ્‌ભવે તેમ મેં ફેરવ્યો છે. ભોજ અને કાલિદાસને લગતાં મૂળ સંસ્કૃત પુસ્તકો

ઉપરાંત તે વિષયનાં અંગ્રેજી, હિન્દી અને ગુજરાતી પુસ્તકો પણ મળી શક્યાં તેટલાં મેં આને અંગે વાંચ્યાં વિચાર્યાં છે અને તેમાંથી સારવેલી સાધનસામગ્રી ઉપરથી આ આવૃત્તિમાં આઠેક નવી વાર્તાઓ ઉમેરી છે અને જૂની વાર્તાઓમાં પણ તેને ગુંથી લઈ વાતાવરણ જમાવવાનો પ્રયાસ કર્યો છે.

સાહિત્યના ક્ષેત્રમાં આ મારો પ્રથમ પ્રવેશ છે, એટલે આમાં ક્ષતિઓ તો હશે જ. સંભવ છે કે કદાચ અજાણતાં મારે હાથે મૂળ લેખકને ક્યાંક અન્યાય પણ થઇ ગયો હોય; જે બદલ હું વિનમ્રભાવે ક્ષમા માગી લઉં છું. સદ્‌ગતના મૂળ લખાણ સાથે સરખાવ્યા વિના મેં કરેલા આ હસ્તક્ષેપની યોગ્યાયોગ્યતા કદાચ ઝટ નહિ સમજાય. આથી વધુ વિગતમાં ન ઉતરતાં એ કામગીરી સુજ્ઞ વિવેચકો ઉપર છોડું છું. તેમની સૂક્ષ્મ અને અભ્યાસી દૃષ્ટિને કંઈ સમજાવવું પડે તેમ નથીઃ અને વાર્તાના રસિયા વાચકવર્ગને તો તેની ઝાઝી જરૂર પણ ક્યાં છે?

પરંતુ આ સંપાદન કાર્ય કરતાં કરતાં ઉપજેલા થોડાક વિચારો અહીં ટપકાવવાનો લોભ હું રોકી શકતો નથી.

ગુજરાતનો રાજા **ભીમ**દેવ **ભોજ**નો સમકાલીન હતો એટલું જ નહિ પણ તેણે **ભોજ**ને હરાવ્યો હતો; છતાં, **ભીમ** કરતાં **ભોજ**નું નામ ગુજરાતને વધુ જાણીતું છે. કારણ? **ભીમ** માત્ર રાજા હતો જ્યારે **ભોજ** રાજા તેમ જ વિદ્વાન હતો. વિદ્વાનોને આશ્રય તો ઘણાય રાજાઓ આપતા; પણ તેમનું નામ **ભોજ** જેટલું પ્રચલિત નથી. કારણ કે **ભોજ** તો જાતે સાહિત્યકાર અને બહુશ્રુત હતો. અને તેથી જ તે માત્ર વિદ્વાનોનો પોષક જ નહિ પણ પૂરો પરીક્ષક હતો. આશ્રય આપવો એ એક વાત છે અને કદર બૂઝવી એ બીજી વાત છે. કલાનું હાર્દ પામ્યા વિના તેની સાચી કદર ક્યાંથી સંભવે? સાચા કલાકારને તો મોંઘામૂલા શિરપાવ કરતાં સહૃદયી સમસંવેદનનો એક શબ્દ માત્ર વધુ પ્રોત્સાહક નીવડે છે. 'સ્વદેશે પૂજ્યતે રાજા, વિદ્વાન્ સર્વત્ર પૂજ્યતે' એ તો સૌ

જાણે છે; પણ આ દષ્ટાંત તો ઉચ્ચારે છે કે રાજા તો સ્વદેશ-માંયે પોતાના શાસનકાળ લગી જ પૂજાય છે, જ્યારે વિદ્વાન સદાકાળ પૂજાય છે. શ્રીકૃષ્ણને પણ આપણે દ્વારિકાધીશ કરતાં ગીતાના ગાનાર તરીકે જ વધુ વંદના કરીએ છીએ. આમાંથી એક બીજી વસ્તુ પણ ફલિત થાય છે કે કોઈ પણ યુગની તવારિખ કરતાં તત્કાલીન સાહિત્યની અસર લોકહૃદય ઉપર વધુ ઊંડી અને વ્યાપક થાય છે.

આપખુદ શાસક ભલે વાર્તામાંના ભોજ જેવો સુજ્ઞ અને સંસ્કારી હોય છતાં કાલિદાસને કૈંક વાર દેહાંતની કે દેશનિકાલની સજા તો તેણે જ ફરમાવી હતી ને ! પણ એ જ પંડિતોએ જો એકાદ રાજવીને રીઝવવાને બદલે જનતાને જ તેમની વિદ્યોપાસનામાં રસ લેતી કરવાની–કેળવવાની–કોશીષ કરી હોત તો તેમને વારંવાર દેશપારીની સજાના ભોગ થવું ન પડત. ઉલટું તેમ કરવાથી પ્રજામાં શિક્ષણના અને સાહિત્યના સંસ્કારો વિકસ્યા હોત; પરિણામે સાહિત્યકારોને, સાહિત્યને અને સમાજને સહ-સ્રાવધિ લાભ થાત અને સંસ્કૃત સાહિત્યનો પ્રવાહ કદાચ આમ અધવચ સૂકાઈ ન જાત. આમ કહીને મારે એ પ્રાચીન પંડિતોની ટીકા કરવી નથી; મારો એવો અધિકારેય નથી. પણ આ ઉપરથી આપણે બોધપાઠ લેવાનો છે કે અમુક રાજાનું રંજન કરવાને કે અમુક વિશિષ્ટ વર્ગનું દિલ બહલાવવાને, પણ સમસ્ત જનતાથી વિમુખ રહીને, જે જાતનું સાહિત્ય સર્જાશે તે આમ અધવચ સૂકાઈ જશે અને તેના સર્જકોને પણ પશ્ચા-ત્તાપનું કારણ બની રહેશે. જો કે સર્જકની બહુધા આત્મલક્ષી અને એકમાર્ગી પ્રકૃતિ જોતાં આ દૃષ્ટિબિન્દુ કેટલું વ્યવહારુ બને તે વિચારવાનું રહે છે.

ભોજ અને કાલિદાસને નામે ચઢેલી આ વાર્તાઓ આપણને બાદશાહ અને બીરબલને નામે ચાલતી વાર્તાઓની યાદ તાજી કરાવે છે. બંનેમાં સામ્ય પણ ઠીકઠીક છે. જેમ એ વાર્તાઓમાંના બાદશાહ અને બીરબલ એ અમુક ઐતિહાસિક વ્યક્તિઓ

નથી તેમ આ વાર્તાઓમાં દેખા દેતા રાજા અને કવિ એ કોઈ ઐતિહાસિક પાત્રો નથી. માત્ર શબ્દ કે અર્થની ચમત્કૃતિ, હાજરજવાબી, તર્કશક્તિ અને બુદ્ધિચાતુર્યના કિસ્સાઓ અને ટૂચકાઓ જેમ લોકસાહિત્યમાં બીરબલ જેવા મેધાવીને નામે ચઢ્યા તેમ વિદ્વદ્‌ભોગ્ય સંસ્કૃત સાહિત્યમાં તે કાલિદાસ જેવી પ્રતિભાશાળી વ્યક્તિને નામે વહેતા થયા અને અકબર તથા ભોજ જેવા સાહિત્યપ્રેમી આશ્રયદાતાઓની આસપાસ ગુંથાયા. ગમે તેમ પણ શાકુંતલ અને મેઘદૂતનો સર્જક અને આ વાર્તાઓમાંની પ્રહેલિકાઓ અને પાદપૂર્તિઓનો પ્રયોજક એ બંને એક નથી; તેમ જ સરસ્વતીકંઠાભરણનો કર્તા અને વાતવાતમાં કાલિદાસને દેહાંતદંડ અને દેશપારી દેનાર વહેમી, અવિચારી, જીદ્દી અને તરંગી રાજા એ બે એક નથી. ટુંકમાં આ વાર્તાઓને ઇતિહાસ સાથે કશોય સત્તાવાર સંબંધ નથી.

સુભાષિતો એ સંસ્કૃત સાહિત્યનું એક અજોડ અને વિશિષ્ટ અંગ છે. આ વાર્તાઓમાં આવાં સુભાષિતો ઠેર ઠેર વેરાયલાં છે; જેમનો અકેક શ્લોક લાખ લાખ સોના મહોરોથી મૂલવાયો છે. નોબેલ પ્રાઇઝ જીતી જનાર પુસ્તકોના જેટલું જ મહત્વ એક કાળે આપણા દેશમાં સુભાષિતોને અપાતું હતું. નોબેલને પણ ટપી જાય તેવા સાહિત્યપ્રેમી દાનવીરો આપણે આંગણે વિદ્યાની વેલને વારિસિંચન કરતા હતા. જ્યારે આપણા રાજવીઓ અને શ્રીમંતોમાં ભોજના જેવો વિદ્યાપ્રેમ પ્રગટશે ત્યારે ગુજરાતી ભાષા અને સાહિત્ય પૃથ્વી પરની પ્રમુખ ભાષાઓ અને સાહિત્યની જોડાજોડ સ્વમાનભેર પોતાનું સ્થાન પ્રાપ્ત કરશે.

આ વાર્તાઓના આદિલેખકે આ પુસ્તકના પ્રયોજન વિષે વિસ્તૃત અને વિદ્વત્તાપૂર્ણ વિગતો પ્રસ્તાવનામાં આપેલી છે એટલે મારે એ વિષે વિશેષ ઉમેરવાનું રહેતું નથી.

અંતમાં મારા આ સંપાદન કાર્યમાં રસપૂર્વક સહકાર આપનાર સૌ સ્નેહીઓનો આભાર ન માનું તો નગુણો ઠરું. પ્રૂફસંશોધનમાં રહેલી ક્ષતિઓ બદલ વાચકોની ક્ષમા ચાહું છું.

—સંપાદક

# પ્રસ્તાવના

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये
सद्यःपरनिर्वृतये कान्तासम्मिततयोपदेशयुजे ॥

કાવ્યપ્રકાશના પ્રણેતા શ્રી મમ્મટાચાર્યે યશપ્રાપ્તિ, અર્થ-પ્રાપ્તિ, વ્યવહારજ્ઞાન, અકલ્યાણ–અશુભ–કરનારાં તત્વોનો ક્ષય, પરમ મોક્ષની તાત્કાલિક પ્રાપ્તિનું સુખ, અને કાન્તાસંમિત–પ્રિયાનાં વચન સમાન રુચિકર–વચનો દ્વારા ઉપદેશ, એ છ પ્રયોજનો કાવ્યના નિર્માણનાં ગણાવેલાં છે. કથાઓ અને વાર્તાઓ પણ કાવ્યની જેમ રસોત્તેજક વાચનસામગ્રી પૂરી પાડનારી હોઇને કેટલેક અંશે કાવ્યમાં સમાવેલી છે. એથી જ પ્રાચીન કાલથી, વેદાન્તાદિ તત્ત્વજ્ઞાનના ગૂઢ સિદ્ધાન્તોનાં રહસ્યોથી પામર જનસમૂહોને પરિચિત કરવાને મર્મજ્ઞ વિદ્વાનોએ કથા-સંદર્ભની પ્રવૃત્તિનો આશ્રય વાસ્તવિક રીતે બહુ કરીને લીધો જણાય છે. પ્રભુસમ્મિત, સુહૃત્સમ્મિત, અને કાન્તાસમ્મિત એ ત્રણ, કાવ્યશાસ્ત્રે ઉપદેશેલી, પ્રવૃત્તિઓમાં આ ત્રીજી પ્રવૃત્તિ છે. એથી જ બ્રાહ્મણો અને ઉપનિષદોમાં પરમ તત્ત્વના અવબોધન માટે કથાઓ, કથાનકો, આખ્યાનો અને ઉપાખ્યાનોની રસોત્તેજક યોજના અને તે પછી રામાયણ, મહાભારતાદિક ઐતિહાસિક ગ્રન્થો અને પુરાણો તથા ઉપપુરાણોની યોજના પણ એ જ સરણીએ થયેલી સમજાય છે. એથી જ ઇતિહાસ અને પુરાણોને પાંચમા વેદની ઉપમા અપાય છે.

આખ્યાનો, ઉપાખ્યાનો, પ્રબંધો, કથાઓ, વાર્તાઓ દ્વારા ચાર પરમ પુરુષાર્થ–ધર્મ–અર્થ–કામ અને મોક્ષ–ના ગૂઢ અને સાંકેતિક રહસ્યના સંસ્કાર સામાન્ય જનસમાજના હૃદય ઉપર ઊંડા અને સચોટ પડે છે, એ અનુભવસિદ્ધ તત્ત્વે ધીરે ધીરે એવો તો ભારે જમાવ ભારતવર્ષની જનશિક્ષણપ્રણાલિમાં અને તે દ્વારા સંસ્કૃત અને પ્રાકૃત ભાષાની સાહિત્યરચનામાં કર્યો છે,

કે જેને લઇને, એક લાખ શ્લોકની બૃહત્કથાની અને તેના સારભૂત ચોવીસ હજાર શ્લોકવાળી બૃહત્કથામંજરીની યોજના થયેલી છે. એમ જ ધર્મનીતિ, રાજ્યનીતિ, સંસારવ્યવહારનીતિ, આદિના સારવાન અને સરસ ઉપદેશ અર્થે મુખ્યત્વે કથાસાહિત્યનો સંગીન આશ્રય પરાપૂર્વથી લેવાતો આવેલો છે. આમ ઘણા વિસ્તૃત પ્રમાણમાં ફાલેલી આ પ્રવૃત્તિના યોગે, પંચતંત્ર, હિતોપદેશ, અનેક પ્રબંધો અને કથાસંગ્રહો આદિ, અનેક રસનિર્ઝરતી શાખાઓથી પલ્લવિત થયેલું કથાસાહિત્ય અસ્તિત્વમાં આવેલું છે.

પરંતુ જેમ અતિપ્રવૃત્તિ થતાં કોઇપણ સદ્વસ્તુ તેના મૂળ શુદ્ધ ઉદ્દેશથી વિચ્યુત થાય છે, તેમ કથાસાહિત્ય સંબંધમાં પણ કાળે કરીને થયું છે. સદ્–સત્ય–સનાતન તત્ત્વો પામર જનસમૂહોને આમ આડકતરી રીતિએ સમજાવવાને કથાસાહિત્યનો આશ્રય લેવા જતાં, અર્થવાદ, અત્યુક્તિ, આડંબર આદિ અનેક રોચક તત્ત્વોનો આશ્રય તેના સંયોજકોને લેવો પડ્યો છે. અને भिन्नरुचिर्हि लोकः એ સિદ્ધાન્ત પ્રમાણે રોચક તત્વોનાં મિશ્રણનું કોઈ પ્રમાણ તેમ લક્ષણેય ન રહ્યું; જેના પરિણામે ધર્મ આદિ ચાર પુરૂષાર્થનાં તત્ત્વોનો ઉપદેશ આપવાનો મૂળ હેતુ દબાયો, ગૌણ થયો, અને એ ઉપદેશ ગ્રાહકોનાં હૃદયમાં કેમ ચિરસ્થિર કરવો અને તે અર્થે રોચક તત્ત્વોનો ઉપયોગ કેમ વધારે તેમ વિવિધતાથી પણ કરવો, એ હેતુએ, એ રીતિએ પ્રધાન સ્થાન લીધું. આમ ખોટી, આભાસી રોચકતા વધારવાના મોહમાં જ અસદ્–કાલ્પનિક–અસત્ય આલંકારિક અંશોના ભારોભાર મિશ્રણોથી, રૂપક, અતિશયોક્તિ, ઝડઝમકવાળી શબ્દરીતિ, આદિ અનેક રોચક ભાષાતત્ત્વોની મિલાવટથી, તેમ જ રૂચિકર, મનોહારિ, વિવિધ રસોત્પાદક કાવ્યરીતિઓની જમાવટથી સંયુક્ત થયેલી, રોચક કથાપ્રણાલિ પ્રવર્તી.

અલબત્ત આ પ્રકારની સાહિત્યરીતિમાં માધુર્ય આદિ ગુણો, ઉપમા આદિ અલંકારો, દૃષ્ટાન્ત આદિ રસોત્તેજક અંશો,

કુંકમાં આવાં રોચક તત્ત્વો વિશેષ પ્રવેશ પામે છે, અને એથી અસદ્ અંશોનું મિશ્રણ ગમે તેટલું ઇચ્છવાજોગ ન હોય છતાં, કુદરતી રીતે થાય જ છે; કેટલીક વાર તો તેની અતિશયતા પણ થાય છે. પરંતુ તે વડે કેટલા પ્રમાણમાં વાચકની કઈ રુચિને પોષવી ઉચિત છે, તથા તેને અધમતાએ ઉતરી પડતી અટકાવી, ઉન્નત નીતિમાર્ગે વાળવાની કેટલી અપેક્ષા છે, તે માપનો આધાર તેના યોજક અને તેને ઝીલનાર પાત્ર પરત્વે રહેલો છે.

કેટલીક વખત કથાલેખકોને અભિનવ સર્જનનું અને પ્રણાલિકાભંગનુંયે તાન લાગે છે. તેઓ ચાલતાં રાહ–રીતિઓ–થી મનઘડંત નવી રીતિઓ પોતે સૂચવી કે તેનું પ્રતિપાદન કર્યું એવી મહત્ત્વાકાંક્ષાના લોભમાં અવળચંડાવેડા કરી બેસે છે. જાણે માનસશાસ્ત્રના પોતે જ પરીક્ષક હોય તેમ તેઓ સ્વેચ્છાચાર, સ્વચ્છંદાચારના ઉગમો ઉદ્‌ભાવે છે અને પુરાણા સાહિત્યમાં તેવા સંકર ઉગમો અને બીજકો કલ્પે છે, આરોપે છે. નીતિ–સાપેક્ષ છે, ધર્મ ગંડુઓની કલ્પના–જલ્પના છે, ચોખલીયાઓના એ ચોખલીયાવેડા છે, એમ ગણી સામાન્ય જનતામાં અનિષ્ટ બુદ્ધિભેદ જગાડે છે, તેનાથી ઘણીક વેળા કથાયોજનાની રીતિ અનિષ્ટ રૂપ પણ ધરતી જાય છે.

આ ઉપરથી એટલું વિચારવા યોગ્ય છે કે, કથાવાર્તાદિના સંયોજકોએ વાચકની રૂચિને લક્ષમાં રાખવાની છે, એ ખરૂં, પણ તેને જ લક્ષ્ય માની લેવાની અને સર્વથા પોષવાની નથી, પરંતુ કથાસંયોજનનો પ્રધાન ઉદ્દેશ ઉપદેશ કરવો, એ હોવાથી રોચક તત્ત્વોનો ઉપયોગ, તે અત્યંત આવશ્યક હોય તેટલા જ પ્રમાણમાં અને તેય ઉન્નતમાર્ગવર્તી, નહી કે ઉન્માર્ગવર્તી, રહે એટલી કોટિ પર્યન્ત થવા દેવો ઘટે છે. તેમ થાય ત્યારે જ કથારીતિ દ્વારા સત્–સત્ય તત્ત્વોની પ્રતીતિ અને યથાર્થ ઉપદેશગ્રહણનો હેતુ સિદ્ધ થાય છે અને ત્યારે જ યશઃપ્રાપ્તિ, અર્થપ્રાપ્તિ, વ્યવહારજ્ઞાન, અશુભ, અકલ્યાણ કરનારાં તત્ત્વોનો ક્ષય, તાત્કાલિક

મોક્ષપ્રાપ્તિનું સુખ અને કાન્તાસમ્મિત વચનો દ્વારા ઉપદેશ—એ જે ૭ પ્રયોજનો સત્ય સાહિત્યસર્જનનાં ગણેલાં છે તે સાર્થ થાય છે.

આપણા ભારતવર્ષમાં પુરાણાદિની અનેક કથાઓ, આખ્યાનો, ઉપાખ્યાનો. માહાત્મ્યો, વાર્તાઓ આદિની યોજનાનું આ જ લક્ષ્ય હોય છે, એમ મર્મગ્રાહી, વિવેકી અભ્યાસીને જણાયા વિના રહે તેમ નથી. આવા આશયથી પ્રેરાઇને, સંસ્કૃતાદિ સાહિત્યોના આધારે, ગુર્જર કવિઓ અને લેખકોએ ગુર્જર ભાષામાં નવનવાં આખ્યાનો, કથાઓ, વાર્તાઓ, પ્રબંધો, અને રાસાઓ બાંધેલા છે. જેમ એક પાસ ગુર્જરી પ્રજાની રુચિ મહાભારતાદિના આધારે રચાયલાં આખ્યાનાદિ પ્રતિ વધતી ગઈ તેમ બીજી પાસ વિક્રમ, ભોજ, કુમારપાલ આદિ ધર્મશીલ, દાનશીલ અને વિદ્યાશીલ અર્વાચીન રાજાઓનાં ચરિતો પ્રતિની તેની રૂચિ પણ તેટલી જ વધી અને તેનાં બીજ ઠેઠ અપભ્રંશ ભાષાસાહિત્યમાંથી પણ મળી આવે છે.

આ વાર્તાગ્રંથમાં કાંઇ ખાસ વિલક્ષણ કે નવીન આકર્ષક તત્ત્વો દાખલ કર્યાનો દાવો સંયોજક કરતો નથી. પરંતુ ભોજરાજા અને કાલિદાસના સંબંધમાં સંસ્કૃત ભાષામાં જે કંઈ સાહિત્ય લખાયલું છે અને તેમાંનું જે સાક્ષાત્ ગ્રંથો દ્વારા તેમ જ પરંપરાગત જનકથા દ્વારા ઉપલબ્ધ થયું છે, તે સર્વનો બની શકતો ઉપયોગ મેં આ ગ્રંથમાં કર્યો છે. પરંતુ એ સૌ સાહિત્ય અતિ વિશાળ હોવાથી તેનો પૂરતો ઉપયોગ આમાં કરી શકાયો નથી, કારણ આટલાથી જ પ્રસ્તુત ગ્રંથ ધાર્યા કરતાં મોટો થઇ જવાથી કેટલીએક વાર્તાઓ અને કથનીઓ પડતી મૂકવી પડી છે, જો કે તે બહુધા દંતકથાના આધારવાળી હોઇને ખાસ મહત્ત્વની નથી. છતાં ગુજરાતી ભાષાના 'ભોજ કાલિદાસ'ના અર્વાચીન સંગ્રહો કરતાં પ્રસ્તુત સંગ્રહમાંની સંયોજના તેમ જ સામગ્રી અને સંભાર ઉચિત સરસાઈ તથા પૂરતી વિશિષ્ટતા પણ ધરાવે છે, એમ સૂક્ષ્મદષ્ટિથી જોનારને

જણાશે, તો મારો આ શ્રમ હું સફલ થયેલો માનીશ.

**ભોજ**ના સંબંધમાં સંસ્કૃત ભાષામાં **બલ્લાલ**, **મેરૂતુંગાચાર્ય**, (પ્રબંધચિંતામણિના એક પ્રકાશમાં,) **રાજવલ્લભ**, **વત્સરાજ**, **મુનિસુંદર**ના શિષ્ય **શુભશીલ**, એમના પ્રબંધો લખાયલા છે; તેમ જ **રાજવલ્લભે** તો **ભોજ**ચરિત પણ લખેલું છે. આમાંથી **બલ્લાલ** અને **મેરૂતુંગાચાર્ય**ના **ભોજ**પ્રબંધોનો, તેમ જ શાસ્ત્રી **દીનાનાથ રામચન્દ્રે** અનુવાદિત પ્રબંધચિંતામણિ ગ્રંથમાંના **ભોજ**પ્રબંધનો મુખ્યત્વે તથા અન્ય ગ્રંથોનો અને શ્રુતકથનીઓનો ગૌણ અંશે આધાર લીધેલો છે. તેમાં સ્વ. પૂજ્ય શાસ્ત્રીજી **દીનાનાથ**નો હું ભારે ઋણી છું. મેં તે ગ્રંથો બનતાં સુધી જોયા છે અને તેનો કેટલોક ઉપયોગ પણ કર્યો છે. ઉપરાંત વિવેકસર કેટલુંક વૃદ્ધિકરણ પણ યથોચિત કર્યું છે. તેમ કેટલુંક ઘણુંએક અનુચિત વિલાસી તત્ત્વ કાપી નાખ્યું છે, વળી તે ઉપરાંત કેટલીક સામાન્ય પ્રચલિત જનકથાઓને પણ આમાં અવકાશ આપેલો છે.

છતાં સ્પષ્ટતા ખાતર અહીં એ જણાવવું જોઇએ કે, **ભોજ** અને **કાલિદાસ**ના પ્રાપ્ત પ્રબંધો અને વાર્તાઓમાં અત્રતત્રથી પ્રસંગો પ્રસ્તુત કરવામાં ઘણાખરા લેખકોએ સમયની ઘટનાનો તેમ સંભાવ્યતા કે અસંભાવ્યતાનો, ઉચિતતા કે અનુચિતતાનો પણ બિલકુલ વિચાર કરેલો નથી; અને તેથી જ તેમણે **ભોજ** તથા **કાલિદાસ**ના પુરોગામી તેમ જ અનુયાયી કવિઓના રોચક અને આકર્ષક પ્રસંગોને પણ યથારૂચિ પોતાના પ્રબંધોમાં આણી મૂકેલા છે, કેટલીક વાર તો વિવેક અને રસોત્કર્ષની સીમા ઉલ્લંઘીને પણ તેમ કરાયલું છે, એમ સશોક કહેવું જોઇએ. આ દોષમાંથી જનરૂચિને કારણે પ્રસ્તુત ગ્રન્થને મારાથી મુક્ત રાખી શકાયો નથી, એ પણ મારે અહીં કહેવું જ જોઇએ.

વળી પ્રસ્તુત વાર્તાઓનો નાયક **ભોજ** તે સંવત ૧૦૭૮ માં

થયેલો **ભોજ**, કે દ્દા ૭મા સૈકામાં થયેલો **ભોજ**, તેમ ઉપનાયક કવિ **કાલિદાસ** તે **શાકુન્તલાદિનો** કર્તા **કાલિદાસ** કે બીજો કોઈ, એનો પણ વિચાર **ભોજકાલિદાસના** પ્રબંધોના કોઇ લેખકોએ કર્યો નથી; ઉલટું જે કાંઈ ચમત્કારિક સમસ્યાપૂર્તિ, પ્રહેલિકા અંતર્લાલિકા, બહિર્લાપિકા, પ્રશ્નોત્તરી, કે કૂટ શ્લોક આદિ જણાયું કે તેને **કાલિદાસની** કૃતિ તરીકે ઠોકી બેસાડવાનો પ્રયાસ પણ થયેલો છે, બીજા કવિઓની પ્રસિદ્ધ ઉક્તિને **કાલિદાસને** માથે મારી છે. કેટલીક વાર તો દોષભરી, અસંગતિવાળી ઉક્તિઓ પણ તેને પદરે બંધાવી છે. તેમ **કાલિદાસને** સર્વશાસ્ત્રવિશારદ, વ્યવહારદક્ષ, નીતિનિપુણ બુદ્ધિમંતોનો સર્વાગ્રણી, ટુંકમાં કહીએ તો સર્વમનોજ્ઞ ઠરાવવામાં કાંઈ કોઈએ આધું પાછું જોયેલું નથી; માત્ર અન્ય દેવ કે ઇશ્વર બનાવવાનું જ બાકી રાખ્યું છે, એમ કહીએ તો તે અતિશયોક્તિભર્યું નહી લેખાય. તેથી જ ઉપર જણાવેલાં સર્વ તત્ત્વોની તારવણી કરી, **કાલિદાસની** કઈ કૃતિ ખરી, કયો પ્રસંગ ખરો, **ભોજના** કાળમાં કઈ ઘટના બનેલી, એ સર્વનું નવનીત તારવવું, એ લગભગ અશક્ય જેવું જ થઈ પડેલું છે, એટલે એવો વિવેક પ્રસ્તુત વાર્તાસંગ્રહમાં સાચવી શકાયો નથી.

**ભોજ** સંબંધમાં તેમ જ **કાલિદાસના** બુદ્ધિચાતુર્ય સંબંધમાં એટલું તો વિશાળ સાહિત્ય ગ્રંથોમાં તેમજ દંતકથાઓમાં સમાવાયલું છે કે એ સહુ એકત્રિત કરવાના લોભને થંભાવવામાં ન આવે તો ગ્રંથપૂર બેહદ વધી જાય. આથી ઇષ્ટ સંકોચ કુદરતી રીતે રાખવો પડયો છે. છતાં વિવિધ દૃષ્ટિવાળા સહૃદયી જનોને આ સંગ્રહમાંથી કાંઇક ને કાંઇક જાણવા વિચારવાનું મળશે, એવી મને અચલ શ્રદ્ધા છે.

**અંબાલાલ બુલાખીરામ જાની**

# અનુક્રમ

*નિશાનીવાળી વાર્તાઓ નવી ઉમેરી છે.

## રાજા તો ભોજરાજા

" मान्धाता च महीपतिः कृतयुगेऽलंकार भूतो गतः ।
सेतु येन महोदधौ विरचितः क्वासौ दशास्यान्तकः ॥
अन्ये चापि युधिष्ठिर प्रभुतयो याता दिवं भूपते ।
नैकेनापि समं गता वसुमती मुञ्ज त्वया यास्यति ॥ "

" સત્યયુગમાં સૃષ્ટિના શણગાર જેવો પૃથ્વીપતિ **માં**ધાતા પણ પરલોકમાં પ્હોંચી ગયો છે, સમુદ્ર ઉપર સેતુ બાંધનાર અને દશ મસ્તક વાળા **રાવ**ણને મારનાર **રામ** આજે કયાં છે ? બીજા પણ **યુધિષ્ઠિર** વગેરે કંઈક ભૂપતિઓ સ્વર્ગે સીધાવી ગયા છે. એ બધાય પૃથ્વીના પતિઓ કહેવાતા હતા પણ એમાંના કોઈનીય સાથે પૃથ્વી ગઈ નથી. તેઓ તો ખાલી હાથે ગયા છે પણ પૃથ્વી તો અહીંની અહીં જ રહી છે. તો હે રાજા **મુંજ** ! શું તું એમ ધારે છે કે તે તારી સાથે આવશે ? જો કે તું તો એમ જ માનતો લાગે છે; નહિતર રખેને હું તારૂં રાજ્ય ખૂંચવી લઈશ એવી શંકાથી તું મને મારી નંખાવે નહિ. "

બાળ રાજકુમાર **ભોજ**ને દૂર જંગલમાં લઈ જઈ ચૂપચાપ તેને મારી નાખવા મોકલેલા **વત્સરાજે** મહારાજા **મુંજને ભોજ**નો વડના પાંદડા ઉપર લોહીથી લખી આપેલો ઉપરનો આખરી સંદેશો આપ્યો.

જેમ જેમ **મુંજ** આ શ્લોક વાંચતો ગયો તેમ તેમ તેના મુખ-ભાવ બદલાતા ગયા, તેનો ચહેરો ફીકકો પડી ગયો, પાંદડું પકડેલો

હાથ ધ્રૂજવા લાગ્યો, પગ કંપવા લાગ્યા, આખો શ્લોક પૂરો કરતાં કરતાંમાં તો તેની એ મોટી આંખો આંસુથી છલકાઈ ગઇ અને પશ્ચાતાપનાં એ પુનિત આંસુથી તેનાં પડળ ધોવાઇ ગયાં. એક ઊંડો નિઃશ્વાસ નાખી તે પાસેના પલંગ ઉપર મૂર્છાવશ થઇ ઢળી પડયો. રાણી **ભાનુમતિ**એ પોતાનો કોમળ કર ફેરવીને અને શીતળ જળ છાંટીને રાજાને શુદ્ધિમાં આણ્યો. પણ એ જાગૃતિ તેને હવે અસહ્ય થઇ પડી. તેને **ભોજ**નો પ્રતાપી ચહેરો અને પ્રેમભરી આંખો યાદ આવી. તેનો વિનય, વિશ્વાસ અને નિખાલસતા સાંભર્યાં. તેણે વિચાર્યું, અરેરે ! મેં તેનું વિના અપરાધે ખૂન કરાવ્યું; છતાં તેના છેલ્લા શબ્દો તો જુઓ! મારા આ કાળા કૃત્ય પ્રત્યે જરા પણ કડવાશ કે ક્રોધ દાખવ્યા વિના મરતાં મરતાં પણ તે મારા જેવા મોહાન્ધની આંખ ઉઘાડે તેવો સંદેશો આપતો ગયો. અંતકાળે એને રાજ્યવૈભવની માયા કે જીવતરનો મોહ વળગ્યાં લાગતાં નથી. ઉલટું એક પરમ જ્ઞાની અને ક્ષમાની મૂર્તિ માફક તેણે મારા જેવા તેને મરાવનાર ઉપર પણ અપાર કરુણા ઉપજી છે અને તેથી તો સંદેશામાં રોષ કે શાપને બદલે મારી સ્વાર્થાન્ધતા રૂપી ઝેરના ઉતાર જેવો સૂચક ઉપદેશ પાઠવ્યો છે. આમ રાજાની વેદના વધતી ચાલી. રાજમંત્રીઓનાં સાન્ત્વનો કંઈ કામ ન લાગ્યાં.

અન્નજળ લીધા વિના ત્રણ દિવસ અને ત્રણ રાત વીત્યા પછી ચોથે દિવસે તેને જરા કળ વળી. તેણે રાજ્યમાંથી ધર્મશાસ્ત્રના અભ્યાસી બ્રાહ્મણોને બોલાવ્યા અને પૂછ્યું: મેં પુત્રનો ઘાત કર્યો છે; મને તેનું જે પ્રાયશ્ચિત્ત હોય તે કહો. શાસ્ત્રવેત્તાઓએ તેને તત્કાળ અગ્નિમાં પ્રવેશ કરવાની સલાહ આપી. રાજાને જીવતર ઝેર જેવું થઈ પડયું હતું. તેણે અગ્નિપ્રવેશનો નિશ્ચય કર્યો અને સામન્તો તથા નગરજનોને તેની જાણ કરી.

**મુંજ**નો જૂનો પ્રધાન **બુદ્ધિસાગર** રાજાને કેમ બચાવવો તેની વિમાસણમાં પડયો. **બંગાળ**નો રાજા **વત્સરાજ** કે જેને **મુંજે** **ભોજ**નું ખૂન કરવા મોકલ્યો હતો તે પણ આ અનુભવી પ્રધાનની સલાહ લેવા આવ્યો; કારણ કે તે એકલો જ જાણતો હતો કે **ભોજ** સલામત

હતો. મારવા માટે ઉગામેલી તરવાર નીચે જરાય થડક્યા વિના અપૂર્વ ધર્મનિષ્ઠાથી પોતાનું માથું ઝૂકાવનાર **ભોજ**ની અડગતા જોઈ તેની માનવતા જાગી હતી અને તેણે **ભોજને** છૂપી રીતે પોતાના ઘરના ભોંયરામાં સંતાડ્યો હતો.

**બુદ્ધિસાગર** તેને પોતાના ખાનગી ખંડમાં લઈ ગયો અને આ આખી ઘટના સવિસ્તર જણાવવાને **વત્સરાજ**ને કહ્યું; કારણ કે **વત્સરાજ** રાજા **મુંજ**નો અંગરક્ષક હતો. ચકોર દૃષ્ટિથી ચોમેર જોઈ લઈ એકાન્તની ખાત્રી કરી, ખોંખારો ખાઈ, દબાયલે સ્વરે તેણે શરુ કર્યું:

" **ભોજ**ના પિતા **સિન્ધુલ**ની **મુંજે** હત્યા કરાવ્યા બાદ બાળક **ભોજ** કાકા **મુંજ**ના પુત્ર **જયંત** સાથે ઉછરતો હતો. કારણ કે નિરપરાધી બાળક **ભોજને** મારવાથી પ્રજા ખળભળી ઊઠશે એવો તેને ભય હતો."

" એટલું તો સૌ જાણે છે. પણ ત્યારે આ વળી પાછળથી મારી નાંખાવવાની મતિ રાજાને ક્યાંથી સૂઝી ? એકવાર પાપને પંથે ચઢ્યા એટલે પાપોની પરંપરાનો પાર જ રહેતો નથી." પ્રધાને વચ્ચે સૂર પૂરાવ્યો અને **વત્સરાજ**ની વધુ નજીક આવ્યો. **વત્સરાજે** આગળ ચલાવ્યું:

" **ભોજ** જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેની તેજસ્વીતા અને ચતુરાઈ વધતી ચાલી અને તે જોઈ **મુંજ**ની ઇર્ષ્યા અને ભીતિ પણ વધતાં ચાલ્યાં. થોડાક દિવસ ઉપર દરબારમાં એક વિદ્વાન જ્યોતિષી આવ્યો હતો. તેણે જ્યોતિષના આધારે રાજાના જીવનના ભૂતકાળના બધા ઝીણામાં ઝીણા અને ગુપ્તમાં ગુપ્ત પ્રસંગો તેને ખાનગીમાં કહ્યા. જોશીની શક્તિની ખાત્રી થતાં તેણે **ભોજને** શાળામાંથી બોલાવ્યો અને તેનાં સામુદ્રિક ચિન્હો જોઈ તેનું ભવિષ્ય ભાખવા જોશીને કહ્યું. તેણે **ભોજ**ની રેખાઓ વગેરે તપાસીને તેનું ભાવિ ઘણું ઉજ્જવળ છે એમ કહ્યું એટલે મુંજે ભોજને પાછો ગુરુ પાસે મોકલી દીધો. તેના ગયા પછી જોશીએ જણાવ્યું કે **ભોજ** પંચાવન વર્ષ, સાત માસ અને ત્રણ દિવસ પર્યંત **બંગાળા** સહિત દક્ષિણ દેશનું રાજ્ય ભોગવશે."

"ત્યારે તો એ જોશીએ ભાખેલા ભવિષ્યથી જ રાજાની મતિ ફરી ગઈ અને તેણે તમને ભોજનું કાસળ કાઢવાનું કામ સોંપ્યું એમ ને ? પણ તમારા જેવા સમજુ અને સજ્જન માણસે આવું નીચ કામ કરવાની હા કેમ પાડી ?" પ્રધાને પ્રશ્ન કર્યો.

"પ્રધાનજી, મેં તો રાજાને ઘણું સમજાવ્યો." વત્સરાજે પોતાના બચાવમાં કહ્યું, "જોશીના ભવિષ્યથી ન દોરવાવા મે રાજાને આગ્રહ કર્યો અને જણાવ્યું કે વસિષ્ઠ જેવા ઋષિએ રામચન્દ્રના રાજ્યાભિષેકનું મૂહુર્ત આપ્યું હતું. પણ આપણે જાણીએ છીએ કે રામને વનવાસ જવું પડયું, રાજા દશરથનો દેહ પડયો અને ઓછું હતું તે સીતાજીનું હરણ થયું. બધાં ભવિષ્ય ભાખેલાં થોડાં જ સાચાં પડે છે ? બાકી હું તો રાજાને આવું અવિચારી પગલું લેતાં અટકાવવાને બધી દલીલો કરી છૂટયો હતો. છેવટે પેલા રાજકુમાર અને પોપટનું દૃષ્ટાંત પણ આપ્યું. તમે જાણતા તો હશો. એક રાજકુમાર તેના પ્રધાનના પુત્ર સાથે શિકારે ગયો હતો. શિકારની શોધમાં મધ્યાન્હ થયો. કુંવરને તરસ લાગી અને પ્રધાનપુત્ર પાણી શોધવા ગયો. એટલામાં જે ઝાડ નીચે કુંવર બેઠો હતો તેના ઉપરથી પાણીની ધાર પડી અને કુંવરે કટોરામાં પાણી ઝીલી લીધું. પણ તેની સાથે આણેલા તેના પાળેલા પોપટે પાંખ વડે ઝાપટ મારી પ્યાલો ઢોળી નાખ્યો. કુંવરે બીજીવાર પાણી ઝીલ્યું પણ ફરીથી પોપટે ઢોળી નાખ્યું. જ્યારે ત્રીજીવાર પણ પોપટે પ્યાલો ઢોળી નાખ્યો ત્યારે ગુસ્સે થઈ કુંવરે તેની ડોક મરડી તેને મારી નાખ્યો. એટલામાં પ્રધાનપુત્ર આવ્યો. કુંવરે તેને બધી વાત કહી. પ્રધાનપુત્રે ઝાડ ઉપર ચઢી જોયું તો એક સમળી એક મોટા સાપને ફાડી ખાતી હતી અને તેના ઝેરવાળા પાણીની ધાર નીચે પડતી હતી. જો કુંવરે તે પાણી પીધું હોત તો તે મરી જાત. પણ પોપટે તેનો જાન બચાવ્યો. આ જાણી પાછળથી કુંવર ઘણું પસ્તાયો. રાજાને આ બધું કહી મેં ઘણુંય વાર્યો. પણ સત્તા આગળ શાણપણ શા કામનું ! ઉલટું તે મારા ઉપર ગુસ્સે થયા અને સેવક થઇને સ્વામીને શિખામણ આપવા બદલ ઠપકો આપ્યો. આખરે

તો આપણે ચીઠ્ઠીના ચાકર !" **વત્સરાજે** લાચારી બતાવી **અને** આગળ ચલાવ્યું: "રાજાની સૂચના મુજબ **હ**રસિદ્ધમાતાનાં દર્શને જવાનું બહાનું બતાવી રથમાં બેસાડી રાતે હું **ભોજને** નગર બહાર લઇ ગયો. પણ રાજમહેલમાં અને પ્રજામાં વાત છાની ન રહી. **ભોજની** માતા **સા**વિત્રીએ કરૂણ કલ્પાંત કર્યો. અને અન્નજળ તજ્યું. પ્રજાએ પણ સ્વેચ્છાએ હડતાળ પાડી અને ઘરમાં દીવા સુદ્ધાં ન કર્યાં. સામંતો અને પટાવતોએ મહેલને ઘેરી લીધો અને સૈનિકો તથા દ્વારપાળો વગેરે અનેક પરિજનોનો સંહાર કર્યો. બીજી બાજુ ભર જંગલમાં જઈ મેં **ભોજને** રાજાની આજ્ઞા જણાવી. પ્રધાનજી, શું કહું ? **ભોજની** તે વેળાની નિશ્ચલતા, ઈશ્વર ઉપરની શ્રદ્ધા અને ઉદારતા હજી નજર સામે તરવરે છે. તેણે કહ્યું કે 'બધું ઈશ્વરેચ્છા મુજબ બને છે. ઈશ્વરની કૃપા હોય ત્યાં લગી કોઈ વાળ વાંકો કરી શકે તેમ નથી અને જેનું મોત આવી પહોંચ્યું હશે તેને કોઈ બચાવી શકે તેમ નથી. તમે તો રાજસેવક તરીકે તમારી ફરજ બજાવો છો એટલે નિમિત્ત માત્ર છો.' આટલું કહી તેણે પોતાના લોહી વડે વડના પાન ઉપર પોતાના આખરી સંદેશ તરીકે મુંજને આપવા એક શ્લોક લખી આપ્યો. આ બધા સમય દરમ્યાન તેના ચહેરા ઉપર ધર્મનું તેજ ઝળહળતું હતું. આ બધું જોઈ વિચારી મેં તેને મારવાનો વિચાર માંડી વાળ્યો અને તેને છુપી રીતે મારા ઘરના ભોંયરામાં લાવીને સંતાડયો. મને આબેહુબ માણસનું કૃત્રિમ મસ્તક બનાવતાં આવડે છે તે મુજબ **ભોજનું** માથું બનાવી રાજાને તે બતાવ્યું અને પેલા શ્લોકવાળું વડનું પાનું રાજાને આપ્યું. પછી શું થયું તે આપ જાણો છો." **વત્સરાજે** વાત પૂરી કરી.

થોડો વખત બંને ચૂપ રહ્યા. પછી વિચાર કરી પ્રધાને કહ્યું: "તમે રાજાના રોષ કે દોષને પાત્ર ન ઠરો. **ભોજ** જીવતો જાહેર થાય અને રાજા અગ્નિપ્રવેશ કરતો અટકે તેવો ઉપાય મેં શોધી કાઢયો છે. કાલે હું રાજસભામાં ગમે તે વેષે હાજર થઇશ." પછી **વત્સરાજને** પોતાનો ગુપ્ત સંકેત સમજાવી વિદાય કર્યો.

બીજે દિવસે રાજસભામાં દંડ અને કમંડળ લઈ જટાજૂટ અને

ભસ્મ ધારણ કરેલો **શંકર** જેવો સ્વરૂપવાન એક યોગી રાજસભામાં આવી ચઢયો.

"આપ કયાંથી આવો છો!" મંત્રીએ તેમને આસન આપી પ્રશ્ન કર્યો.

"આખી પૃથ્વી અમારૂં નિવાસ સ્થાન છે. વસ્તીમાં ભિક્ષા અને વનમાં ફળમૂળ અમને સહેજે મળી રહે છે. સર્વત્ર **શિવ**નાં દર્શન કરવાં અને સદા **શં**ભુનું સ્મરણ કરવું એ જ અમારી દિનચર્યા છે. **શં**કરની આજ્ઞાથી હું અહીં આવ્યો છું." યોગીન્દ્રે ધીર ગંભીર સ્વરે ઉત્તર આપ્યો.

"ત્યારે તો આપ કંઇ મંત્ર જંત્ર કે ગુપ્ત જડીબુટ્ટી જેવા ચમત્કારો પણ જાણતા હશો." મંત્રીએ મુદ્દાની વાત કાઢી.

"કૈલાસનાથની કૃપાથી ભલભલા ભયંકર રોગ કે વિષપ્રયોગ તો શું પણ મરેલાને પણ સજીવન કરાય એવા ઉપાયો અમારી પાસે છે." યોગીએ આશા આપી. આટલું સાંભળતાં વેંત રાજા **મુંજ** ઊઠીને યોગીના પગમાં પડયો અને **ભોજ**ને જીવતો કરવા આંસુભરી આંખે વિનવવા લાગ્યો.

યોગીની સૂચના મુજબ સ્મશાનભૂમિમાં એક મંડપ તૈયાર કરવામાં આવ્યો અને તેની વચ્ચે એક યજ્ઞની વેદી બનાવી હોમવાને જવ, તલ, ઘી અને બીજાં સુગંધી દ્રવ્યો હાજર કર્યાં. રાત્રે યોગીએ હવન શરૂ કર્યો. દરમ્યાન **ભોજ**ને ગુપ્ત વેષે નજીકમાં છુપાવી રાખ્યો. હવન પૂરો થતાં યોગીએ મંત્ર ભણી જ્યાં હોય ત્યાંથી હાજર થવા **ભોજ**નું આવાહન કર્યું. રાજા **મુંજ**ના આશ્ચર્ય અને આનંદની અવધિ ન રહી. **ભોજ** યોગીની સામે હાથ જોડી હાજર થયો. કાકાએ ભાવભેર ભત્રીજાને બાથમાં લીધો અને ગદ્દગદ્દ કંઠે તેની ક્ષમા માગી. **ભોજે** જે કંઈ બન્યુ હતું તે ભગવાન કે ભાગ્યદેવીની ઇચ્છાથી બન્યું હતું એટલે કોઈ દોષપાત્ર નથી. ઉલટું આખરે ઇશ્વરે સૌ સારાં વાનાં કર્યાં હોઇ ગઈ ગુજરી ભૂલી જવા કહી કાકાને પ્રણામ કર્યા. પછી **ભોજ**ને હાથી ઉપર બેસાડી પૂરા ઠાઠ અને માનપૂર્વક વાજીંત્રોના ઘોષ સાથે નગરમાં ફેરવી રાજમહેલમાં

આણ્યો. દરમ્યાન પેલા અણધાર્યા આવી ચઢેલા યોગીરાજ કોઇનું ધ્યાન ન ખેંચાય તેમ વિદાય થઈ ગયા. **ભોજ**ના સજીવન થયાના શુભ સમાચાર સાંભળતાં પ્રજા હર્ષઘેલી બની અને સર્વત્ર આનંદોત્સવ થઈ રહ્યો. બીજે દિવસે શુભમૂહુર્ત જોઈ **મુંજે** **ભોજ**નો યુવરાજપદે અભિષેક કરાવ્યો અને તે કુશળતાથી રાજ્યકારભાર ચલાવવા લાગ્યો. ખરેખર દૈવની ગતિ વિચિત્ર છે.

આ સંબંધમાં નીચેની સુન્દર લોકોક્તિ—ગાથા—પ્રચલિત છે:

मारितो राज्यलोभेन पितृव्येन वनान्तरे ।
दैवेन रक्षितस्तत्र भाग्येनाप स्वकं धनं ॥

મરાવ્યો રાજ્યના લોભે કાકાએ વગડા વિષે;
ઉગાર્યો ભાગ્યદેવીએ, અપાવી રાજલક્ષ્મીયે.

દંતકથા કહે છે અને **ભોજ**પ્રબન્ધ પણ જણાવે છે કે **ભોજ**ને રાજગાદી સોંપી અને પોતાના પુત્રોને રાજ્યમાંથી યથાયોગ્ય ભાગ કાઢી આપી **મુંજે** પુત્રહત્યાના પ્રાયશ્ચિત તરીકે **પાટણ** નજીક **મોઢેરા** પાસેના **ધર્મારણ્ય**માં તપ આદર્યું. તેની પટ્ટરાણીઓએ પણ તેની સાથે વનવાસ સ્વીકાર્યો. અને તેનો કુમાર **જયન્ત** **ભોજ**નો સામંત થઇ રહ્યો. **ધર્મારણ્ય**ની પાસે તેણે **મુંજ**પુર નામનું એક નગર વસાવ્યાનું કહેવાય છે. હજી પણ **મુંજ**પુર નામનું નાનું નામ ગામ હયાત છે (રાસમાળાઃ ૩ જી આવૃત્તિઃ પાનું ૧૧૯)

પરંતુ પ્રબંધચિંતામણિના કર્તા **મેરતુંગાચાર્ય** અને અન્ય ગ્રન્થ-કર્તાઓ અને ઇતિહાસકારો ઉપરની દન્તકથાને નિરાધાર ઠરાવે છે. તવારિખ કહે છે કે શકપ્રવર્તક **વિક્રમાદિત્ય** પરમારના વંશમાં **સિંહદન્ત** રાજાના પુત્ર **સિંધુલ**ને ત્યાં **ભોજ**નો જન્મ થયો હતો. **સિંધુલ**નો જન્મ રાજાની છેક પાછલી વયમાં થયો હતો. તે પ્હેલાં પુત્રના અભાવે **મુંજ**ના ભાથામાંથી મળેલા એક નવજાત શિશુને રાજાએ પુત્ર ગણી

ઉછેર્યો હતો અને તેનું નામ **મુંજ** પાડ્યું હતું. તેના ઉપરની પ્રીતિને લીધે રાજાએ સાચા પુત્ર **સિન્ધુલ**ને બદલે **મુંજ**ને ગાદીએ બેસાડ્યો હતો. રખેને **સિન્ધુલ** ગાદીનો દાવો કરે એ શંકાથી **મુંજે** તેની હત્યા કરાવી હતી અને બાળક **ભોજ**ને પોતાના અંતઃપુરમાં રાખી ઉછેર્યો પણ તે મોટો **થ**તાં તેના ચાતુર્ય અને વિનયથી તેના પ્રત્યે સામંતો અને પ્રજાની પ્રીતિ વધતી જતી જોઈ **મુંજે** રાજ્યના લોભે તેને જંગલમાં લઈ જઈ મરાવી નાખવાનો પ્રબંધ કર્યો. દૈવયોગે મારાઓએ **ભોજ**ને જીવતો જવા દીધો અને તે **મુંજ**ના મૃત્યુપર્યંત છુપાઈ રહ્યો. **મુંજ** તો તેને મરેલો જ માનતો હતો. આખરે **તિલંગ** દેશના રાજા **તૈ**લિપ સાથેના યુદ્ધમાં **મુંજ** કેદ પકડાયો અને ત્યાં ભૂંડે હાલે મરાયો. આ પ્રસંગે સામંતોએ **ભોજ**ને તેના પૂર્વજોની ઉજ્જયિનીની ગાદીએ બેસાડ્યો. ગુપ્તવાસ દરમ્યાન **ભોજ** ક્યાં હતો અને **તૈ**લિપ સાથેના યુદ્ધમાં તે **મુંજ**ની મદદે કેમ ન ગયો તેનો ખુલાસો ઇતિહાસમાં ક્યાંય મળતો નથી. પણ માત્ર એટલી માહિતી મળે છે કે **તૈ**લિપ પ્રત્યે **ભોજ**ને આખર લગી વૈર હતું અને તેના પૌત્ર **જ**યસિંહ ઉપર તેણે ચઢાઈ પણ કરી હતી. **ભોજ**ચરિતના આધારે **રાસ**માળામાં **ભી**મદેવ સાથે સંધિ કરી **ભોજે** **તિ**લંગ ઉપર ચઢાઈ કરી **તૈ**લિપને માર્યાનો ઉલ્લેખ કરેલો છે.

**મા**ળવામાં **ભોજ** શાસન કરતો હતો ત્યારે સને ૧૦૨૫ થી ૧૦૭૫ના અરસામાં **ગુજરાતમાં** **અ**ણહિલપુર **પાટ**ણની ગાદીએ **ચૌ**લુક્ય (**સોલંકી**) વંશનો રાજા પહેલો **ભી**મદેવ રાજ્ય કરતો હતો. આ બે રાજાઓ એક બીજા ઉપર સરસાઈ મેળવવા સતત પ્રયત્નો કરતા હતા અને તેથી બંને વચ્ચે સંગ્રામો થયા હતા અને નિરંતર સંધિ-વિગ્રહની વાટાઘાટો ચાલ્યાં કરતી હતી. શરૂઆતમાં તો બંનેની એવી ઇચ્છા હતી કે બે રાજ્યો વચ્ચેની વર્ષો જૂની શત્રુવટનો અંત આવે અને ઉભય પક્ષને શાન્તિ મળે તે માટે પરસ્પર સંધિ કરવી. આને અંગે સામસામો પત્ર વ્યવહાર ચાલ્યો. પણ આ સંદેશાઓની આપ-લેમાં મુદ્દાસરની શરતો જણાવવાને બદલે જાણે બુદ્ધિચાતુર્ય અને વાક્-

પટુતામાં એકબીજાની હરિફાઈ કરવી હોય તેમ બંને પક્ષે મુસદ્દીઓને બદલે પંડિતો દ્વારા લખાપટ્ટીજ વધારે ચાલી. સામસામી કૂટ સમસ્યાઓ અને આક્ષેપસૂચક કવિતાઓની સાઠમારી ચાલી. પાંડિત્યના પ્રદર્શનની આ રસાકસીમાં **ભી**મદેવનો દરબાર ચઢિઆતો પૂરવાર થયો હોય એમ લાગે છે. આ લાંબા શબ્દયુદ્ધમાંથી માત્ર એક જ વાનગી આપણે જોઈએ.

બે પડોશી રાજ્યો વચ્ચે સંધિ કરવાની અગત્ય જણાવતા **ભી**મ-દેવના એક પત્રના ઉત્તરમાં **ભો**જે જણાવ્યું:

"પળવારમાં ગજેન્દ્રના કુંભસ્થળને માત્ર પંજાના એક જ પ્રહારથી ચીરનાર પ્રતાપી કેસરીસિંહને મૃગલાં સાથે કશી શત્રુવટ હોતી નથી તેમ સંધિ કરવા જેવું પણ હોતું નથી. અર્થાત્ હું, **ભો**જ કેસરીસિંહ જેવો છું પણ તું **ભી**મદેવ ગજેન્દ્ર જેવો પણ નથી. વળી તારા પ્રધાનો જે મૃગલાં જેવા જીવદયા પાળનારા શાકાહારી **જૈ**ન વાણીઆ છે. આથી તારી સાથે લડવામાં મારી શોભા નથી. જો કે તારૂં રાજ્ય જીતી લેવું એ મારે મન રમત વાત છે. પણ મારી કૃપા છે ત્યાં સુધી જ તે ટકેલું છે એમ જાણજે. માટે તેને સંધિના કરારથી ટકાવી રાખવા નાહક ફાંફાં શા માટે મારે છે?"

આના ઉત્તરમાં પોતાનો પ્રકોપ દર્શાવતાં **ભી**મદેવે લખાવ્યું:

"આંધળા ધૃતરાષ્ટ્ર રાજાના સો પુત્રોના કાળ રૂપે દૈવે **ભી**મને ઉત્પન્ન કર્યો અને તેણે એ બધાયના ભુક્કા ઉડાવી દીધા; એવા **ભી**મ આગળ તું પંડિતોરૂપી ચક્ષુઓવાળો **ભો**જ તે શી વિસાતમાં? **યદુવંશી અં**ધક રાજાના કુળમાં જન્મવાથી તારૂં જ્ઞાનરૂપી નેત્ર ફૂટી ગયું છે એટલે પુસ્તકિયા પંડિતોની બુદ્ધિથી તું ચાલે છે અને તેથી મિથ્યા અહંકારથી તારા પોતાના સામર્થ્યનો તને સાચો ખ્યાલ નથી કે તારા પ્રતિસ્પર્ધિના સામર્થ્યનું તને સાચું ભાન નથી. આમ બંને પ્રકારે તું અંધ હોવા છતાં એક માત્ર અમારી કૃપા વડે જ માત્ર ટકી શકયો છે. તારા જેવા તો સેંકડો રાજાઓને મેં પગ તળે કયાંય કચડી નાખ્યા ત્યાં તારો તે શો હિસાબ છે?"

**ભી**મદેવે ઉપલો ઉત્તર **જૈન** વિદ્વાન **ગોવિન્દાચાર્ય**ની પ્રેરણાથી લખાવ્યો હતો. આમ **ગુજરાત**ની વિદ્વત્તાની સરસાઈની ખાત્રી થતાં શેરને માથે સવાશેર મળ્યો ખરો એમ સમજી **ભોજ**નું પોતાના દરબારના પાંડિત્યનું ગુમાન ઉતરી ગયું.

ઉપર મુજબ બે રાજ્યો વચ્ચે વાટાઘાટનો વાણીવિલાસ ચાલતો હતો તેવામાં **ગુજરાત**માં ભયંકર દુષ્કાળ પડ્યો. અનાજ અને ઘાસચારાની તંગીથી પ્રજા હેરાન પરેશાન થઈ ગઈ. આ મુશ્કેલીનો લાભ લઈ **ભોજે** ગુજરાત ઉપર ચઢાઈ કરવાની તૈયારીઓ શરૂ કરી. આ ખબર **ભીમ**-દેવને મળી એટલે તેણે શામ, દામ, દંડ અને ભેદ યોજી **ભોજ** સાથે સંધિ કરવા પોતાના રાજ્યનીતિનિપુણ નાગર મંત્રી ડામર (દામોદર) ને **માળવે** મોકલ્યો.

**ભી**મદેવે પોતાની ખાસીયત મુજબ ડામરને નીકળ્યા પછી ચાર ત્રણ વાર પાછો બોલાવી જુદી જુદી સૂચનાઓ આપી. આથી તે ચીડાઈને રાજાને કંઈ તોછડું વચન કહીને ચાલ્યો ગયો. રીસે ભરાયેલા રાજાએ આથી એક પવનવેગી સાંઢણી ઉપર સ્વાર મોકલી **ભોજ**ને સંદેશો મોકલ્યો કે મારો સંધિવિગ્રહક ડામર તમારા દરબારમાં આવે કે તરત જ તેને મારી નાખજો. **ભોજ** દીર્ઘદર્શી અને વિચારવાન હતો. આથી તેણે વિચાર્યું કે માત્ર શત્રુના લખવાથી આવું અવિચારી કામ કરવું યોગ્ય નથી. સંભવ છે કે તેમાં કંઈ રહસ્ય હોય. એટલામાં ત્યાં ડામર આવી ચઢ્યો. **ભોજે** તેને **ભી**મદેવનો સંદેશો જણાવ્યો. ડામરે ઠંડે પેટે જવાબ આપ્યો કે 'મારા રાજાએ સમજીને જ લખ્યું છે, આપ મને સત્વર મારી નંખાવો.' આથી **ભોજ**ની જિજ્ઞાસા વધુ તીવ્ર બની અને તેણે ડામરને તેનું રહસ્ય જણાવવા આગ્રહ કર્યો. ડામરે કહ્યું કે 'મારા પિતા એક નિપૂણ જ્યોતિષી હતા અને મારા ગ્રહો જોઈ તેમણે ભવિષ્ય ભાખ્યું હતું કે જ્યાં મારું લોહી છંટાશે તે પ્રદેશ પાયમાલ થઈ જશે.' **ભોજ**ના મનનું આથી સમાધાન થયું અને **ભી**મદેવના ઉતાવળીયા સ્વભાવનો ભોગ થતાં તે બચ્યો.

ડામરની સમયસૂચકતાનો એક બીજો પ્રસંગ પણ જાણવા જેવો

છે. સંધિવિગ્રહક તરીકેની તેની માળવાની અનેક મુલાકાતો પૈકી એક-વાર તેને વિદાય આપતી વખતે **ભી**મદેવે તરેહવાર સલાહો અને સૂચ-નાઓ આપી. પણ ડામરે ખભા ઉપરનો પોતાનો ખેસ ખંખેરીને રાજાને કહ્યું કે. 'તમારી બધી શિખામણો અહીંજ મૂકીને જાઉં છું. ત્યાં ગયા પછી પડશે તેવા દેવાશે.'

આથી રાજાએ તેને એક દાબડો કપડામાં બાંધીને આપ્યો અને ખોલ્યા વિનાજ **ભોજ**ને આપવા કહ્યું. ડામરે તે પ્રમાણે તે **ભોજ**-રાજાને આપ્યો. પરંતુ **ભોજે** તે ખોલ્યો ત્યારે તેમાંથી રાખ સિવાય બીજું કંઈજ ન નીકળ્યું. **ભોજ** આથી જરાક ભોંઠો પડયો અને ગુસ્સે થઈ ડામરને આવી રીતે રાખ લાવવાનું કારણ પૂછ્યું.

પણ ડામરે જરાયે મૂઝાયા વિના હાજર જવાબ આપ્યો કે, 'રાજન **ભી**મદેવે હમણાં પુષ્કળ યજ્ઞો કરાવ્યા છે; તેની આ પવિત્ર યજ્ઞભસ્મ ખાસ આપને માટે મોકલી છે.' આ ખુલાસો સાંભળી રાજા ખુશ થયો અને તેણે તથા તેના દરબારીઓએ તે ભસ્મ કપાળે લગાડી અને પછી અંતઃપુરમાં સૌને લગાડવા મોકલી આપી.

અંતમાં **ભોજ**રાજાએ ડામરને ભારે શિરપાવ આપી વિદાય કર્યો અને **ભી**મદેવે જ્યારે આ વાત જાણી ત્યારે તેણે ડામરને બીજી વાર પોતાના તરફથી કીંમતી પોષાક આપ્યો.

એકવાર **ભોજ** હજામત કરાવતો હતો ત્યારે ડામર ત્યાં જઈ ચઢયો. **ભી**મદેવ પ્રત્યે પોતાનો તુચ્છકાર સૂચવવા **ભોજે** તેના હજામનું નામ **ભી**મલો રાખ્યું હતું. ડામરને સંભળાવવા તેણે કરડાકી કરી કે આજકાલ **ભી**મલો બહુ કામમાં પડેલો લાગે છે. ચતુર અને હાજર-જવાબી ડામરે વળતો કટાક્ષ કર્યો કે **ભી**મલે ( **ભી**મદેવે ) તો ઘણાય રાજાઓનાં માથાં મૂંડ્યાં ( જીત્યા ) છે. ફક્ત એક જ રાજા ( **ભોજ** ) બાકી રહ્યો હતો તેનુંયે માથું હવે પલાળવા માંડ્યું છે એટલે તે પણ મૂંડાશે ( તાબે થશે ). આ મર્મવેધી વચન સાંભળી **ભોજ** ઉશ્કેરાયો અને તેણે ગુજરાત ઉપર ચઢાઈ કરવાની ઘોષણા કરી શસ્ત્રો સજવા માંડ્યાં. સૈનિકોને શૂરાતન ચઢાવવાને પ્રતિસ્પર્ધી રાજાઓની વિડંબના

અને ઉપહાસ કરતાં ચિત્રોવાળા પડદા લટકાવી એ જ ભાવનાં નાટકો ભજવાવા માંડ્યાં.

એક વેળા **તિ**લંગના રાજા **તૈ**લિપની ઠેકડીનું નાટક ભજવાતું હતું. તેમાં એક દૃશ્ય એવું આવ્યું કે **તૈ**લિપ **ભો**જના કારાવાસમાં સૂતો છે અને એક બીજો નવો આવેલો કેદી રાજા ત્યાં દાખલ થઈ **તૈ**લિપ ઊઠાડી પોતાને માટે જગા કરવા કહે છે. આ પ્રસંગે **તૈ**લિપ કહે છે કે " હું તો અહીં વર્ષોથી મારા પૂર્વજોની જગાએ પડ્યો છું તેથી તને આજકાલના આવેલાને મારી જગા નહિ આપું." ચકોર ડામર ત્યાં હાજર હતો. તેણે આ તક ઝડપી લીધી અને ગુજરાત ઉપર સ્વારી કરવાને સજ્જ થયેલા **ભો**જને ગુજરાત ભણી ન જતાં ભળતી જ દિશામાં જવા ઉશ્કેર્યો. ઉપલા દૃશ્યનું વખાણ કરતાં તેણે ઉમેર્યું કે **મા**લવી યોદ્ધાઓના શૌર્યને ઉશ્કેરવાને જો આ દૃશ્યમાં શૂળીએ પરોવેલું મુંજરાજનું માથું પણ દેખાડ્યું હોત તો તેની વેધકતા વધી જાત. આ સાંભળી **મા**લવીઓનું **તૈ**લિપ પ્રત્યેનું જુનું વૈર જાગી ઊઠ્યું.

દરમ્યાન ડામરે **તૈ**લિપ પાસે પોતાનો પ્રતિનિધિ મોકલી તેને **મા**ળવા ઉપર આક્રમણ કરવાની આ તક જતી ન કરવા સમજાવ્યું હતું. દૈવયોગે ડામરે ઉપલી ટકોર કરી તે જ ટાણે દૂતો **તૈ**લિપની તૈયારીના સમાચાર રાજાને પહોંચાડવા રંગમંડપમાં આવ્યા. આમ ધાર્યા પાસા પડતા જોઈ ડામરે આગળથી કરેલી ગોઠવણ મુજબ **ભી**મદેવનો એક બનાવટી પત્ર લઈ એક દૂત તેજ ક્ષણે ત્યાં હાજર થયો. પત્રમાં **ભી**મે **ભો**જને યુદ્ધનું આવાહન કરતાં જણાવ્યું હતું કે "હું તારા **મા**ળવાના **ભો**ગપુર સુધી સ્વારી લઈ આવ્યો છું માટે હીંમત હોય તો લડવા તૈયાર થઈ જા; નહિતર હું કહું તેવા કરાર કર."

આમ પોતાની સ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી થયેલી જોઇ તથા **મા**લવી સેનાનું વલણ **મું**જનું વેર લેવા માટે **તૈ**લિપ ઉપર સ્વારી કરવાનું હોઈ **ભો**જે ડામરને સમજાવ્યો અને તેની દ્વારા **ભી**મદેવે સૂચવેલાં શરતોએ સંધિ કરી. સંધિપત્ર સાથે ડામરને હાથણી ઉપર

બેસાડી યોગ્ય શિરપાવ આપી **પાટણ** મોકલ્યો. આમ રાજકિય દાવ-પેચમાં પણ ગુજરાતની મુસદ્દીગીરીનો વિજય ધ્વજ ફરકાવી ડામર **પાટણ** આવ્યો.

બીજી બાજુ, **ભીમદેવ** સાથે થયેલી સંધિના સમાચાર સાંભળી, એકલો પડેલો **તૈલિપ** લડયા વિના પાછો ફર્યો અને તત્કાળ પૂરતો **ભોજ** આક્રમણના ભયથી મુક્ત બન્યો.

**ભોજ**ની કીર્તિ સાંભળી **પાટલીપુત્ર**ના રાજાએ પોતાની પુત્રી **લીલાવતી**ના વિવાહનું શ્રીફળ **ધારાનગર** મોકલ્યું અને તેનો સ્વીકાર કરી **ભોજ** ભારે ધામધુમ સાથે **પાટલીપુત્ર** જઇ પરણ્યો. રાણી **લીલાવતી** પણ વિદ્યાકલારસિક અને વિચક્ષણ હતી અને તેની સહચરીઓ **મદનમાલતી** વગેરે પણ તેવી જ ચતુર અને રસિક હતી આથી રાજાની વિદ્યાપ્રચારની પ્રવૃત્તિમાં રાણી રસપૂર્વક ભાગ લેતી હતી.

ત્યાર પછી **ધારાનગરી** વસાવી **ભોજ** શાન્તિથી રાજ્ય કરવા લાગ્યો. ( આ **ધારાનગર**ની સ્થાપના વિષેની દંતકથાઓ જુદી વાર્તા રૂપે આ પુસ્તકમાં અન્યત્ર આપી છે. ) દરમ્યાન **ભીમદેવે સિંધ** ઉપર ચઢાઈ કરી. આ તકનો લાભ લેવા **ભોજે** ગુજરાત ઉપર ચઢાઈ કરવાની તૈયારીઓ કરી. એવામાં કુલચન્દ્ર નામનો એક દિગંબર **જૈન** ટેલીઓ સવારે એક ગાથા બોલતો રાજમહેલ આગળથી નીકળ્યો. રાજાએ તેને બોલાવી પૂછપરછ કરી ત્યારે તેણે જવાબ આપ્યો કે: "હું બચપણથી આમ દિગંબર ભટકું છું. મે જન્મ ધરીને સ્ત્રી અને સંપત્તિનું સુખ ભોગવ્યું નથી. જો મને કોઈએ સુખ મેળવી આપે તો તેને હું મારા સામર્થ્ય અને શૌર્યથી દિવાળી પહેલાં **ગૌડ** દેશ સહિત દક્ષિણ દેશનો રાજા બનાવું. મેં મારી આ માગણી **તૈલિપ** પાસે રજુ કરી હતી પણ તેણે તે પૂરી ન પાડી તેથી તેના ઉપરનું વૈર વાળવા હું તારી પાસે આવ્યો છું; કારણકે તું **તૈલિપ**નો શત્રુ છે તેમજ સાધન સંપન્ન છે."

**ભોજે** તેની વાત સાંભળી તેને પોતાનો સેનાપતિ બનાવ્યો અને ગુજરાત જીતવા મોકલ્યો. **ભીમદેવ સિંધ** જીતવા ગયો હતો એટલે

**પાટણ**માં શહેરનું રક્ષણ કરવાને જે સૈન્ય રાખ્યું હતું તેને હરાવીને **પાટણ**ના દરવાજા આગળ વિજય ચિન્હ તરીકે તેણે ગુજરાતનું નાણું દાટવાને બદલે ઉલટી સમજથી **માળ**વાનું નાણું ( કોડીઓ ) ત્યાં દટાવ્યું અને **ભીમ**દેવના મંત્રી પાસે વિજયપત્ર લખાવી તે પાછો ફર્યો. **ભોજ** પાસે પોતાના પરાક્રમની વાત કરતાં તેણે **માળ**વાનું નાણું દટાવ્યાની વાત કરી. **ભોજ**ને આ સાંભળી ખેદ અને ક્રોધ ઉપજ્યો. તેણે કુલચંદ્રને ઠપકો આપતાં કહ્યું કે " તારામાં શૌર્ય છે પણ શાણપણ નથી. કારણ કે આ તો તેં ઉલટું કર્યું. હવે તો **માળ**વાનું નાણું ગુજરાતમાં જવાનું."

ઇતિહાસ જોતાં ઉપલી માન્યતા સાચી સાબીત થઈ છે. **સિદ્ધ**રાજે **ભોજ** પછીના માળવાના રાજા **ન**રવર્મા અને **ય**શોવર્માને હરાવીને **માળ**વાની સંપત્તિ ગુજરાતમાં આણ્યાના ઉલ્લેખો ઇતિહાસમાં મળે છે.

કહેવાય છે કે આ દિગંબર કુલચન્દ્રે **ભોજ**રાજાની પુત્રી **પદ્મ**શ્રી સાથે ગાંધર્વ લગ્ન કર્યાં હતાં અને રાજાને તેની ખબર પડતાં બીજો ઉપાય ન રહેવાથી તેણે તેમાં પોતાની સંમતિ આપી હતી.

દરમ્યાન પેલો ગુજરાતનો પ્રતિનિધિ ડામર અવારનવાર **માળ**વા અને ગુજરાત વચ્ચે સંધિવિગ્રહ અંગે આવ-જા કરતો હતો. **માળ**વે જતો ત્યારે **ભીમ**દેવનાં પરાક્રમ, ઔદાર્ય વગેરેનું અદ્ભુત વર્ણન કરી **ભોજ**રાજાને આશ્ચર્યચકિત કરતો અને ગુજરાત આવતો ત્યારે **ભોજ**-રાજના બુદ્ધિ અને ધનના વૈભવની વાત કરી **ભીમ**દેવને આંજી નાખતો. આમ બંને રાજ્યોમાં તેણે પોતાનો પગદંડો ઊંડો જમાવ્યો હતો.

કહેવાય છે કે ડામરને મોઢેથી **ભોજ**ની સભાનાં ભારોભાર વખાણ સાંભળી **ભીમ**દેવને તે સભા જોવાની ઉત્કટ ઇચ્છા થઈ. **ભીમ**દેવે તેના સ્વભાવ મુજબ કેદ પકડાવાના જોખમે પણ આ સાહસ ખેડયું. ડામરના શાગીર્દ તરીકે હાથમાં પાનની છાબ લઈ તે **ભોજ**ના દરબારમાં દાખલ થયો. **ભોજ** રાજાને પણ **ભીમ**દેવના દરબારમાં જવાની એટલી જ ઉત્કંઠા હતી. તે ડામર જાણતો હતો. તેણે કંઈ વાર્તાનો પ્રસંગ કાઢી પોતાના જોડીદાર તરફ આંગળી ચીંધી

કહ્યું: "આજ આકૃતિ, આ જ વર્ણ, આજ રૂપ અને આ જ વય; જાણે સાક્ષાત ગુજરાતનો ગજેન્દ્ર **ભીમ**દેવ જ. માત્ર ફરક એટલો જ કે આ સેવકવેષ અને પેલો રાજવેષ."

**ભો**જરાજાની ચકોર નજરે ગુપ્તવેષમાં આવેલા **ભીમ**દેવનાં સામુન્દ્રિક ચિહ્નો છાનાં ન રહ્યાં. બીજી બાજુ વિચક્ષણ ડામર પણ **ભો**જનો સંશય કળી ગયો અને તેણે છાબવાળાને કહ્યું: "અરે! **ભો**જદેવને જે ભેટ તમે ધરવાના હતા તે કેમ લાવવી ભૂલી ગયા? જાઓ, જલદી લઈ આવો. તે અર્પણ કરવાનો અત્યારે જ અનુકૂળ વખત છે" તત્કાળ પેલો છાબવાળો-**ભીમ**દેવ, ડામરનો સંકેત સમજી જઈ, ત્યાંથી અદૃશ્ય થઈ ગયો. દરમ્યાન તે જે ચીજો ભેટ ધરનાર હતો તેનું મોહક વર્ણન કરી ડામરે **ભો**જનું મન બીજી દિશામાં રોકવાની સફળ ચેષ્ટા કરી. જોકે મનમાં તો **ભો**જ પેલો છાબવાળો ક્યારે પાછો આવે અને તેને પકડાવી દઉં તેની રાહ જોઈ રહ્યો હતો. પણ છાબવાળો તો ગયો તે ગયો; પાછો ફર્યો જ નહિ. આખરે ડામરે બધો ભેદ ખોલી નાખતાં કહ્યું કે: "હે રાજન્, **ભીમ**દેવ તો અત્યારે ખૂબ દૂર પ્હોંચી ગયા છે અને હવે ફાંફાં મારો તે વ્યર્થ છે. કારણ કે ઠેઠ **પા**ટણ લગી દર દશ કોસના અંતરે ઘડીમાં ચાર ગાઉ દૂર પ્હોંચાડે એવી પવનવેગી સાંઢણીઓ અમે ગોઠવેલી છે." આ વાત જાણી સોનેરી તક ગુમાવ્યા બદલ **ભો**જે હાથ ઘસ્યા.

આમ **ભીમ**દેવ અને **ભો**જરાજાના શાસન દરમ્યાન બંને વચ્ચે શત્રુવટ અંગે સંધિવિગ્રહની ઘટના ચાલ્યાં કરી. લાગ આવ્યે બંને એકબીજાને મ્હાત કરવાનું ચૂકતા નહિ.

**ભીમ**દેવની માફક ડાહલનો (હાલના **તિ**પેરા **બુ**ંદેલખંડ–**ચે**દી) રાજા **ક**ર્ણ પણ **ભો**જનો કટ્ટો દુશ્મન હતો. તે પણ સંધિવિગ્રહના દાવપેચ ખેલવા **ભો**જના દરબારમાં પોતાનો પ્રતિનિધિ રાખતો અને સમય આવ્યે **મા**ળવા ઉપર ચઢી આવતો અથવા કોઈ વેળા **મા**ળવાની સ્વારી આગળ નમી પડતો. આખરે **ભો**જરાજાનો પૂરેપૂરો પરાભવ કરવાનો નિશ્ચય કરી તેણે **મા**ળવાનું રાજ્ય બંને વચ્ચે અર્ધો અર્ધ વ્હેંચી

લેવું એવી શરતે **ભીમ**દેવ સાથે મૈત્રીના કરાર કર્યા. ધ્વજારોપણ કરી તેણે **માળવા** ઉપર તાબડતોબ આક્રમણ કર્યું. બીજી બાજુથી **ભીમ**દેવ પણ ચઢી આવ્યો બંને બાજુથી ઘેરાતાં મંત્રમુગ્ધ સર્પની પેઠે **ભોજ**નું અભિમાન રૂપી ઝેર ઉતરી ગયું. આ ગભરાટના અઘાતથી તેને પોતાનો અંતકાળ પાસે લાગ્યો. વિચક્ષણ **ડામર** રાજાની અવસ્થા સમજી ગયો. **ભીમ**દેવને તેણે એક અર્થસૂચક ગાથા મોકલી કે: "આમ્રફળ પૂરું પાકી ગયું છે, દીંટું પણ ઢીલું થઈ ગયું છે, ડાળ પણ તૂટું તૂટું કરી રહી છે અને પવન તેને ઝુલાવી રહ્યો છે; એટલે પરિણામ શું આવશે તે હું જાણતો નથી." પરાક્રમી **ભીમ**દેવે આ ગાથા સાંભળી મરણોન્મુખ **ભોજ**ને ન સતાવવાનો નિર્ણય કર્યો અને થોડો સમય થોભી ગયો.

અહીં **ભોજ**રાજાની છેલ્લી ઘડીઓ ગણાવા લાગી. તેણે પોતાના સ્નેહી અને મંત્રીઓને પોતાની પાછળ રાજ્યવ્યવસ્થા કેમ કરવી તે સમજાવ્યું, છુટે હાથે દાન કર્યાં અને મરણ પછી શબવાહિની ( ઠાઠડી ) માંથી પોતાના હાથ દેખાય તેમ ખુલ્લા લટકતા રાખવા સૂચના કરી. તેની આ સુચનાનો હેતુ દર્શાવતાં તેણે એક ગાથા કહી કે: "શું કરૂં ? આ પુત્ર પરિવાર, વાડી વિસ્તાર વગેરે અહીં છોડીને મારે એકલા પરલોક જવું પડે છે. ધિકકાર છે સઘળી સાહ્યબીને ! જેમ હું એકલો આવ્યો હતો તેમ હાથ ને પગ બંને ખંખેરીને મારે એકલા જવું પડે છે."

**ભોજ** રાજાના મરણની ખબર જાણી ડાહલપતિ **કર્ણ** કિલ્લો તોડી નગરમાં પેઠો અને બધી સંપત્તિ લૂંટી ગયો. **ભીમ**દેવે શરત મુજબ **માળવા**નું અર્ધું રાજ્ય કે કર્ણનું માથું લાવવા **ડામર**ને આજ્ઞા કરી. **ડામરે** સંધિથી **માળવા**નાં દેવાલયોની સંપત્તિ **ભીમ**દેવને અપાવી અને સમાધાન કર્યું.

**ભોજ** અને **ભીમ**દેવ સમકાલીન હતા. **ભીમે** **ભોજ**ને હરાવ્યો હતો. વળી તે ગુજરાતનો રાજા હતો છતાં **ભીમ** કરતાં **ભોજ**નું નામ ગુજરાતમાં વધુ જાણીતું છે. કારણ કે **ભોજ** એક રાજા હોવા ઉપરાંત વિદ્વાન હતો અને 'વિદ્વાનોનો આશ્રયદાતા હતો. 'સ્વદેશે પૂજ્યતે રાજા વિદ્વાન્ સર્વત્ર પૂજ્યતે' કહ્યું છે તે આનું નામ. વળી રાજા તો જીવતો હોય

ત્યાં લગી પૂજાય છે પણ વિદ્વાનની પૂજા તો તેના મરણ પછી પણ ચાલુ રહે છે. જોકે વિદ્વાનોને આશ્રય તો બીજા રાજાઓ પણ આપતા, પણ ભોજ જાતે વિદ્વાન હોઈ જેવી સામાની વિદ્વત્તાની પરીક્ષા તેમજ કદર કરી શકતો તેવી બીજા કયાંથી કરે ? એ તો ' દેવો ભૂત્વા દેવં યજેત્. ' ' સૌન્દર્યો પામતા પહેલાં સૌન્દર્ય બનવું પડે.' અને સાચો કલાકાર કીંમતી બક્ષીસોથી જેટલો ખૂશ નથી થતો એટલો તેની કલાનો મર્મ પારખી સમસંવેદનનો એક શબ્દ સાંભળીને ખૂશ થાય છે. **ભોજ**ની આસપાસ **કા**લિદાસ જેવા કલાસ્વામીઓનું જૂથ જામવાનું કારણ આ જ હતું.

નીચેના બે શ્લોકો દ્વારા **ભોજે** પોતાના રાજ્યમાં કરેલી ઘોષણાથી તેનો વિદ્યાપ્રેમ કેટલો ઉત્કટ હતો તે જણાય છે:

> ये विज्ञाः पत्तनेषु स्वगमिह कुशला वाच्यमेतेषु नास्ति
> ये केचिद्वर्णमालामपि विदुरमलं लेखनं वा लिखेयुः।
> ते स्वैरं स्वे ललाटे सुतिलकमनिशं धारयेयुः स्वयोग्यम्
> ये मूर्खा वारयेयुः प्रतिदिनमभितः काकिणी चैवदेया ॥

અમારા નગરમાં જે વિદ્વાનો સ્વેચ્છાપૂર્વક વિદ્યાની ઉપાસનામાં કુશલ છે તેમને તો અમારે કંઈ કહેવાનું જ નથી. જે કોઈ વર્ણમાલા પણ જાણતા હોય કે શુદ્ધ લખી શકતા હોય તેમણે રોજ પોતાના કપાળમાં પોતાના વર્ણને યોગ્ય સુંદર તિલક ધારણ કરવું. પરંતુ જે મૂર્ખ (અભણ) હોય તેમને તિલક કરવાની મનાઈ છે. જો તેઓ રોજ તિલક કરી આમ તેમ ફરતા જણાશે તો તેમની પાસેથી કોડી કોડી દંડ લેવામાં આવશે.

એ જમાનામાં માણસોની ન્યાતજાત તેમના તિલક ઉપરથી ઓળખાતી હતી. ત્યારે તિલક કર્યા વિના ફરવું સમાજમાં હીણું ગણાતું. વળી **ભો**જરાજાએ તિલકવિહીનતાને નિરક્ષરતાની નિશાની ઠરાવી; તેથી સમાજમાં પોતાનું સ્થાન સાચવી રાખવા માટે પણ સૌને એળે કે બેળે ભણવાની ફરજ પડી. આજે નિરક્ષરતાનિવારણની પ્રવૃત્તિમાં રસ લેતાં સૌ કોઈએ **ભોજ** રાજાની આ ધગશ ધ્યાનમાં લેવા જેવી છે. માત્ર ઉપલી આજ્ઞા કરીને **ભોજ** અટકયો નથી. તેણે ભણતર પ્રત્યે લોકરુચિને ઉત્તેજવા પોતાના રાજ્યમાં પાઠશાળાઓ અને અભ્યાસકેન્દ્રોની યોજના કરી

હતી. વળી તેણે પોતાના મંત્રીઓ અને દંડધરોને સ્પષ્ટ આદેશ આપી મૂકયો હતો કે:

विप्रोऽपि यो भवेन्मूर्खः स पुराद्बहिरस्तु मे ।
कुम्भकारोऽपि यो विद्वान्स तिष्ठतु पुरे मम ॥

"જો બ્રાહ્મણ પણ અભણ હોય તો તેને મારા નગરમાંથી બહાર કાઢજો; અને કુંભાર પણ જો વિદ્વાન હોય તો તેને મારા શહેરમાં રાખજો."

વિદ્યા પ્રત્યેની તેની આવી અભિરુચિ અને આદરથી જેમ **વિક્રમ**-રાજાના દરબારમાં **ધન્વંતરી**, **ક્ષપણક**, **અમરસિંહ**, **શંકુ**, **વેતાલભટ્ટ**, **ઘટખર્પર**, **કાલિદાસ**, **વરાહમિહિર** અને **વરરુચિ** એ નવ કવિરત્નો સુવિખ્યાત હતા, તેમ **ભોજ**ની સભામાં **ભવભૂતિ**, **બાણ**, દંડિ, **વરરુચિ**, **મયૂર**, રેફણ, **હરિ**, **શંકર**, કલિંગ, **વિનાયક**, **મદન**, **કોકિલ**, **તારેન્દ્ર**, **કર્પૂર**, **કાલિદાસ** અને **વિનોદ**, એ સોળ કવિરત્નો વિરાજતા હતા. વળી બીજા નવસો પંડિતો હતા એવી દંતકથા છે. તેમના કાવ્યગાનથી **ભોજ**ની કીર્તિ દેશદેશાન્તરમાં પ્રસરી હતી. **ભોજ** જે સમસ્યા પૂછતો તેની પૂર્તિ આ કવિઓ રજુ કરતા. અન્ય રાજ્યો અને દેશાન્તરોમાંથી વિદ્યા-વિજય અર્થે આવેલા પંડિતોને **ભોજ**ના વિદ્વાનો મહાત કરતા. બીજા શબ્દોમાં કહીયે તો વિદ્યા અને બુદ્ધિબળના ક્ષેત્રમાં તેઓ 'ચેમ્પીયન' હતા. **શામળ** ભટ્ટ **ભોજ**ને 'પંડિતોના મોસાળ'ની ઉપમા આપે છે તે યોગ્ય જ છે. આ પંડિતોમાં પ્રથમ પદે કવિ **કાલિદાસ** હતો. અને તેથી જ તે રાજાનો પરમપ્રિય મિત્ર થઈ પડ્યો હતો. તે બે વચ્ચે પ્રસંગો-પાત્ જે સુંદર વાર્તાવિનોદ થતો તે આ પુસ્તકમાં આગળ જતાં જોઇશું.

શ્રી અને સરસ્વતીનો વાસ એક જ સ્થળે ભાગ્યે હોય છે. પણ **ભોજ**માં એ બંનેનું સુભગ સંમેલન થયું હતું. તેણે **મુંજ**ને મોકલેલા સંદેશા ઉપરથી લક્ષ્મીની ચંચલતા વિષેની તેની ઊંડી સમજ જણાઈ આવે છે. તે અચ્છી તરેહથી સમજતો હતો કે મૂઆ પછી કંઈજ સાથે આવનાર નથી; જે હાથે તે સાથે. આથી તે રોજ છૂટ્ટે હાથે દાન કરતો. વિદ્યાપ્રેમ કરતાં વધારે તો તેની આ દાનશૂરતાથી જ તેની કીર્તિનો પરિમલ આજ લગી પ્રસરી રહ્યો છે.

આજે ' **નો**બેલ પ્રાઈઝ ' વર્ષમાં એક જ વાર અને એક જ ગ્રંથકારને અપાય છે; ત્યારે **ભોજ** રોજ દર નવા શ્લોક દીઠ કેટલાય પંડિતોને સવા લાખા સોના મહોરો આપતો. એટલું જ નહિ પણ જો કોષાધિકારી તેની આજ્ઞા મુજબ સવા લાખ સોના મહોર ન આપતો તો ભોજ તેને બદલે અઢી લાખ આપવા આજ્ઞા કરતો અને તે છતાં જો આનાકાની થતી તો તે પાંચ લાખ અપાવતો. આથી તેને **શામળભટ્ટે** '**બમણુ ભોજ**' કહ્યો છે. તેની આ દાનશૂરતાનો ઘણીવાર ગેરલાભ પણ લેવાતો.

કહેવાય છે કે વખત જતાં **ભોજને** પોતાની દાનવીરતાનું અભિમાન થયું. પોતાને તે **બલિ, કર્ણ** અને **વિક્રમથી** પણ વધુ દાનેશ્વરી માનવા લાગ્યો. પણ તેનો અતિરેક થાય તે પહેલાં તેના જૂના મંત્રીએ **વિક્રમ**રાજાની ધર્મવાહિકા આણી તેને બતાવી. તેમાં **વિક્રમે** આઠ કરોડ સોનૈયા, મોતીની દશ તુલાઓ, પચાસ મદ ઝરતા હાથી, દશ હજાર ઘોડા અને સો ચતુર વારાંગનાઓ વગેરેનો જે દંડ **પાંડુ** દેશના રાજા પાસેથી આણેલો તે તમામ **વેતાલ** ભટ્ટને અર્પણ કર્યાનું નોંધેલું હતું. આ ઉપરાંત **વિક્રમનાં** અદ્‌ભુત દાનોના પ્રસંગો પણ તેમાં વર્ણવેલા હતા. પ્રધાને **ભોજ** સમક્ષ આ ધર્મવાહિકા વાંચી સંભળાવી અને **વિક્રમની** ધર્મપરાયણતા, ઉદારતા, પરદુઃખભંજકતા, પ્રજાપાલન વગેરે રાજગુણો જાણી **ભોજનો** ગર્વ ગળી ગયો. પછી તેણે એ ધર્મવાહિકાની પૂજા કરી બત્રીસ પૂતળીના સિંહાસન ઉપર પધરાવી.

વિદ્યા, પ્રેમ અને દાનવીરતા ઉપરાંત રાજાને યોગ્ય એવા શૌર્ય, ઉદારતા, દક્ષતા, ધૈર્ય, પ્રજાવત્સલતા, ન્યાયપ્રિયતા, રાજનિતીનિપુણતા વગેરે ગુણોથી તેનું શાસન ઉજ્જવળ બન્યું હતું. તેથી તો આજે પણ લોકો તેને સંભારે છે કે: " રાજા તો **ભોજ**રાજા."

**ભોજને** બાંધકામનો પણ ભારે શોખ હતો. **માળવા** બહાર **ચિતો**ડમાં તેણે **ભોજ** સ્વામીનું સુંદર શિવાલય અને **કાશ્મીરમાં** એક **પાપમો**ચન કુંડ નામે સરોવર બંધાવ્યાં હતાં. આ કુંડના પાણી વડે રોજ પ્રભાતે દાતણ કરવાનો તેનો નિયમ હતો.

**ચેદિરાજ ' વિક્રમાદિત્ય ' ગાંગેય** અને **કર્ણાટક–તૈલંગ**–ના **તૈલિ**-

પને **ભોજે** હરાવ્યા હતા અને તેથી ક્યાં રાજા **ભોજ** અને ક્યાં **ગાંગેય** અને **તૈલિપ** ઉપરથી આજે 'ક્યાં રાજા **ભોજ** અને ક્યાં **ગાંગો તેલી**' ની કહેવત પ્રચલિત બની છે.

"સમસ્ત **ભારતવર્ષ**ના ચક્રવર્તી થવાની જો કોઈનામાં એ જમાનામાં યોગ્યતા હોય તો એ એક **અવંતીનાથ ભોજરાજ**માં હતી. વિદ્વાનોએ તો એ '**ત્રિભુવનનારાયણ**'ને ક્યારનો કાલ્પનિક **ભારતવર્ષ**નો **ચક્રવર્તી** 'કવિરાજ' બનાવ્યો પણ હતો. જીવનમાં જેવો એ રસિક હતો, તેવો જ યુદ્ધમાં પરાક્રમી હતો. માનસ સૃષ્ટિમાં જેવો એ સંસ્કારી હતો તેવો જ અવિચલ કીર્તિનો અભિલાષી હતો. એ સ્વપ્નદ્રષ્ટા હતો અને સ્વપ્નસૃષ્ટા પણ હતો. છતાં, એનામાં એક એવી અદૃશ્ય વસ્તુ હતી કે એ વસ્તુએ જ એના જીવનમાં પ્રધાનપદ લઈ લીધું. એ વસ્તુ તે એની કવિતા. એ યુદ્ધો લડ્યો–જીવનભર–છતાં ન એ ચક્રવર્તી થયો, ખાસ ન તો એ **માળવા**નો સમર્થ અને સ્થાયી વિજયી અવનીપતિ ગણાયો, ન કોઈ વિજયને સ્થિર કરી શક્યો, અને ન રણયોદ્ધાની કીર્તિને પામી શક્યો. એ તો જન્મથી જ કલ્પનાનો બાળક હતો, કવિ હતો, અને મૃત્યુ સુધી કવિ જ રહ્યો.

"સ્વપ્નસૃષ્ટિની મોહક ખુમારી અને ખુવારીમાંથી એ કોઈ દિવસ પૂરેપૂરો જાગી શક્યો નહિ. કાવ્યની સૃષ્ટિ આગળ દુનિયાનો વૈભવ એને મન કુછ વિસાતનો રહ્યો ન હતો. એને સર્વનાશનો, પરાજયનો કે મૃત્યુનો પણ ભય ન હતો. એને ભયમાં ભય માત્ર એક જ વસ્તુનો હતો. કોઈ પણ વિદ્વાનને–કોઈપણ કવિને; 'ના' કહેવાનો. દાન આપવા આડે સમૃદ્ધિ મેળવવાનો એને સમય પણ ન હતોઃ એણે એક રીતે આખું **ભારતવર્ષ** જીત્યું હતું; શસ્ત્ર અસ્ત્રથી નહિ, **સરસ્વતી**કંઠાભરણથી. **માલવપતિ ભોજ**ના કરતાં કવિરાજ **ભોજ** ઘણો વધારે વ્યાપક અને મહાન હતો, સ્વપ્નદેશમાં તો એ **ભારત** ચક્રવર્તી જ લેખાતો. એનું નામ હંમેશાં **ભારતવર્ષ**ના એક ચક્રવર્તી રાજપુરુષની સાથે મૂકાતું– ઉજ્જયિનીના મહાન **વિક્રમ**ની સાથે."*

*'ધૂમકેતુ,' કૃત 'કર્ણાવતી'માંથી.

## ભોજનું પ્રાતઃસ્મરણ

**ભોજરાજાના** નિત્યજીવનમાં કઈ ભાવના પ્રધાનપણે પ્રવર્તતી હતી તે દિનચર્યાના આરંભમાં પ્રભાતે તે જે સંકલ્પ કરતો હતો તે ઉપરથી સમજાશે:

निजकरनिकर समृद्ध्या धवलयं युवनानि पार्वण शशाङ्क ।
सुचिरं हन्त न सहते हतविधिरिह सुस्थितं किमपि ॥

હે પૂર્ણિમાના ચન્દ્ર! તારા કિરણોના સમૂહથી ભુવનોને ઉજ્જવલ કર. (અર્થાત્ હે રાજન્! તારી સમૃદ્ધિ વડે દીનદુઃખીઓનાં દુઃખ દૂર કર.) કારણ કે દૈવ કોઇની સારી સ્થિતિ ઝાઝો વખત ટકવા દેતું નથી.

अयमवसरः सरस्ते सलिलैरुपकर्तुमर्थिनामनिशम् ।
इदमपि सुलभं चाम्भो भवति पुरा जलधराभ्युदये ॥

હે સરોવર! તારા જળ વડે લોકો ઉપર નિરંતર ઉપકાર કરવાનો તારે માટે આ જ ખરો અવસર છે. કારણ કે હાલ મેઘવૃષ્ટિ થવાથી તારામાં પુષ્કળ જળ ભરાવાથી તે આપવું સુલભ છે. (પણ ઉનાળામાં તે સૂકાઇ જતાં એક ટીપું પણ આપવું દુર્લભ થશે.)

# કવિકુલગુરુ કાલિદાસ

પરણ્યાની પ્હેલી રાત હતી. રાજકુમારી ચંપકલતિકાના શયન-મંદિરની સજાવટ અને શોભા જેટલી મોહક તેટલી જ માદક હતી. ભાવી જીવનનાં સુખભર્યાં સ્વપ્નાં જોતી કોડભરી કુંવરીએ રંગમહેલમાં પ્રવેશ કર્યો. પણ કોઈ આતુર આંખો ત્યાં તેની રાહ જોતી દેખાઈ નહિ. પલંગમાં પોઢેલો પુરુષ પ્રવેશદ્વાર ભણી પીઠ કરી ઘસઘસાટ ઘોરતો હતો. પળવાર રાજકન્યા ચૂપચાપ ઊભી રહી. તેને તેનાં પરિમલ પ્રસારતાં પ્રણય પુષ્પો કરમાઈ જતાં લાગ્યાં. તેના આશઅભિલાષનો પૂજાથાળ પરિણીત જીવનના પ્હેલે પગથીયે જ ઊંધો વળી જતો લાગ્યો. તેણે એક દીર્ઘશ્વાસ લીધો. ધીમે પગલે તે વાસરશય્યા પાસે આવી. શું આ તેની પ્રણયરાત્રિ હતી ? કે પછી પત્નીના પ્રેમની પરીક્ષા કરવાને જ પતિએ ઊંઘવાનો ડોળ કર્યો હતો ? આશંકા, ઉત્સુકતા, લજ્જા અને સંકોચ એકસામટાં આ એકાન્ત ભુવનમાં રાત્રિની નિઃસ્તબ્ધતામાં તેના હૈયાને કંપાવી રહ્યાં હતાં. ઝુમ્મર-માંના દીવા પણ સ્થિર જ્યોતે પ્રકાશતા હતા, જાણે તેની અસહાયતા અને એકલતાનો ઉપહાસ કરતા ન હોય !

પતિરાજમાં રસિકતાનો છાંટો પણ હોત તો આજના મીઠા ઉજા-ગરાની મોજ માણવાની મોંઘી તક આમ ન ગુમાવત. પણ તેણે તો ઊંઘને મીઠી માની હતી. નવોઢાનાં નૂપુર અને કંકણના મંજુલ રણકારથી તેની નિદ્રામાં ખલેલ ન પડી. નવવધૂએ અધીર બની તેના મુખ ઉપર પુષ્પ-માળાના પ્રહાર કર્યા, સુગંધી શીતળ જળ છાંટ્યું અને છેવટે પોતાના કોમળ કર વડે તેને ઢંઢોળ્યો ત્યારે ભાઈસાહેબે આંખો ઉઘાડી. પણ આ કુંભકર્ણના જાગવાથી રાજકન્યાની શંકા વધુ સબળ બની. તે બે ડગલાં પાછળ હઠી. તેની આશાનું ખૂન થયું હતું ! તેનું સર્વસ્વ લૂંટાઇ

ગયું હતું ! જેને ચરણે પોતાનું જીવન ન્યોછાવર કરવા તે કોડભરી આવી હતી અને જેને તે પોતાના અંતરમાં આરાધ્ય દેવ તરીકે સ્થાપવા માગતી હતી તે પુરુષના નયનોમાં નેહ નહોતો, જીભ ઉપર બે મીઠા શબ્દો નહતા, મુખ ઉપર કશી સંસ્કારિતા, કે સહૃદયતા ન્હોતી. તેનો નિષ્ફળ બનેલો પ્રેમ, રોષ અને તિરસ્કારમાં પરિણમ્યો. પળવાર પ્હેલાંની અભિસારિકા અત્યારે ચંડી બની. તેણે તેને ન કહેવાનાં વેણ કહ્યાં. આખરે ક્રોધનો ઊભરો શમી ગયો. એટલે પ્રાપ્ત પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવાને શું કરવું તેનો શાન્ત ચિત્તે તેણે વિચાર કરવા માંડ્યો.

પરંતુ આટઆટલાં શબ્દ બાણોનો મારો ચાલવા છતાં પેલો પુરુષ વિરોધ કે બચાવનો એક પણ હરફ બોલ્યા વિના નીચે મુખે ચૂપચાપ પત્થરના પૂતળાની પેઠે ઊભો હતો. તેના ચહેરા ઉપર ચોકખો અપરાધનો એકરાર તરવરતો હતો અને આંખોમાંથી ક્ષમાની યાચના નીતરતી હતી. આખરે તેણે જીબાન ખોલી:

‘ માફ કરજો, મને તો પ્રધાનપુત્રે અહીં પકડી આણ્યો છે. ’

રાજપુત્રીની નજર આગળ ભૂતકાળ ખડો થયો. પ્રધાનપુત્ર અને તે સમવયસ્ક હતાં અને સાથે ભણતાં હતાં. પરિચય ગાઢ થતાં પ્રધાનપુત્રે રાજકન્યાના પ્રેમની ભિક્ષા માગી. પરંતુ પોતાના ઉચ્ચ કુલાભિમાનના કારણે તેણે ના પાડી. નિષ્ફળ બનેલો પ્રેમી હવે દુશ્મન બની બેઠો અને આખરે તેણે તેનું વેર આમ વાળ્યું. રાજાએ પોતાની પુત્રી માટે યોગ્ય જમાઈની શોધ કરવા પ્રધાનને આજ્ઞા કરી હતી. પણ ‘ તમારી ગેરહાજરીમાં રખેને વિરોધીઓ રાજાને કંઇક ઊંધું ભરાવે એવું કંઈ બ્હાનું બતાવી પ્રધાનપુત્રે પિતાને સોંપાયલું કામ પોતે ઉપાડી લીધું અને છેવટે આ ‘ રતન ’ ને શોધી લાવ્યો. રાજપુત્રીને આ બધી કડીઓનો મેળ બેસાડતાં વાર ન લાગી. ગમે તેમ, પણ હવે તો તકદીર સાથે તકરાર ન કરતાં પડ્યું પાનું સુધારી લેવાની દૃષ્ટિથી તેણે વધુ જાણવાની જીજ્ઞાસા બતાવી. જવાબમાં પેલાએ પોતાની ઓળખાણ આપી.

‘ મારૂં નામ **કાલિદાસ**. મારા ગામમાં બધાં મને કાળિયો કહે છે. હું જાતે **ગૌડ સારસ્વત** બ્રાહ્મણ છું ને **કાશ્મીર**નો વતની છું. માબાપ

મને ન્હાનો મુકી મરી ગયાં ' તાં. કોઈ મારી સાર સંભાળ લેનાર નહતું એટલે રવડી રઝળીને આવડો મોટો થયો. એક દિવસ એક ઝાડની ડાળ ઉપર બેસી તેને કુહાડી વડે હું કાપતો હતો ત્યાં તમારા પ્રધાનપુત્રે મને દીઠો અને અષ્ટં પષ્ટં સમજાવી અહીં આણ્યો. હું તો આમાં કંઇ જ સમજતો નથી. મારા ઉપર ગુસ્સે ન થશો. હું તો સવારે મારે રસ્તે પડીશ. ' એકી શ્વાસે જેમ તેમ કરી થોથવાતી જીભે કાલિદાસે આટલો ખુલાસો કર્યો. તેની નરી નિખાલસતા અને બાળકના જેવી નિર્દોષતા દેખી કુંવરીના હૈયામાં સુતેલું વાત્સલ્ય અને અનુકંપા જાગ્રત થયાં. તેણે તેને મહેલમાંથી બહાર નીકળવાની કે કોઈની સાથે વાત કરવાની મનાઈ કરી અને અંદર જ તેના ખાવાપીવાનો પ્રબંધ કર્યો.

બીજે દિવસે કુંવરીએ કંઇક નિમિત્ત કાઢી રાજજ્યોતિષી મણિ-શર્માને બોલાવ્યો. ભલો જોષી પરમ દેવીભક્ત અને ઠરેલ માણસ હતો. તેણે કુંવરીની કુંડલી જોઇ તેને નિરાશ ન થતાં ભાગ્યમાં લખેલો પતિ સ્વીકારવા સલાહ આપી અને કાલિદાસ પાસે સરસ્વતીની ઉપાસનાનો નવાર્ણવ મંત્ર, ' ॐ ऐं ह्रिं क्लिं महाकाल्यै नमः ' જપાવવાની સૂચના કરી.

ચંપકલતિકાએ અખૂટ ધીરજથી અનઘડ પતિને ઉપલો મંત્ર મોઢે કરાવ્યો. તેની સહૃદયતા અને શ્રદ્ધાની અસર અબુધ કાલિદાસ ઉપર પણ પડ્યા વિના ન રહી. તેણે પણ દેવીને પ્રસન્ન કરી તેમના વરદાન વડે રાજકન્યાને અનુરૂપ થવાનો દૃઢ સંકલ્પ કર્યો. સવારે સરોવરમાં સ્નાન કરી ભીને કપડે એક પગે ખડા રહી કાલિકા દેવીના મંદિરમાં એકાગ્ર ચિત્તે તેણે ભાવનાપૂર્વક ભગવતીના મંત્રનું રટણ શરૂ કર્યું. ત્રણ દિવસ અને ત્રણ રાતની નિરાહાર એકધારી આરાધના પછી દેવીએ દર્શન દીધાં. અને વરદાન માગવા કહ્યું. કુંવરીની શીખામણ મુજબ ' તમે મારી જિહ્વાએ વસો' એવું તેણે નિશાનીથી માગ્યું. સરસ્વતીએ ' તથાસ્તુ ' કહી ' સંકટ સમયે હું તને સહાય કરીશ ' એવું બીજું વરદાન આપ્યું અને ઉપરથી આશીષ આપી કે ' તું મારો સાચો ભક્ત હોવાથી તારો સર્વત્ર વિજય થશે અને મારા સેવક તરીકેની તારી અમર નામના દિગંતમાં વ્યાપશે. ' દેવી અંતર્ધાન થયાં અને કાલિદાસને જાણે પોતે નવો જન્મ પામ્યો હોય કે નવી સૃષ્ટિમાં આવી પડ્યો એવો અનુભવ થયો.

બીજી બાજુ રાજપુત્રી કાલિદાસની સાધના સફળ થવાની શ્રદ્ધા અને ઉત્કંઠાપૂર્વક રાહ જોઈ રહી હતી. ચોથે દિવસે તો તે જાતે સાયંકાળે દાસીવર્ગ સાથે દેવીનાં દર્શને ગઈ અને ત્યાં ધ્યાનમગ્ન પતિને જોઈ તેને વિક્ષેપ ન થાય તે માટે મંદિર બહાર સખીઓ સાથે સરોવર તીરે ગઈ. ત્યાં તેણે એક આશ્ચર્ય જોયું. પવન વાતો ન હતો છતાં જળ વચ્ચે તેણે એક કમળને ડોલતું દીઠું. તેણે પોતાની સખી કુસુમલતિકાને તેનું કારણ પૂછ્યું:

अनिलस्यागमो नास्ति द्विपदो नैव दृश्यते ।
सरोमध्यगतं पद्मं कंपितं केन हेतुना ॥

પણ સખી તેનો ખુલાસો કરી ન શકી. એટલામાં અચાનક પાછળ મંદિરમાં ધ્યાનસ્થ ઊભેલા કાલિદાસના મુખમાંથી દેવીની કૃપાથી તેના પ્રશ્નનો બરાબર બંધ બેસતો ઉત્તર મળ્યો:

पावकोच्छिष्टवर्णाभः शर्वरीकृतबन्धनः ।
मोक्षं न लभते कान्ते कम्पते तेन हेतुना ॥

"અગ્નિના અવશેષ સમા કોલસા જેવો કાળો ભમરો રાત્રિ પડ્યાથી કમળમાં પૂરાઈ ગયો છે તે નીકળી શકતો નથી. હે કાન્તા, તેથી જ આ પંકજ કંપે છે." આવો પ્રાસાદિક શ્લોક સાંભળી કુંવરીને દેવી પ્રસન્ન થયાની ખાત્રી થઈ. તે તો પતિસુખની પ્રાપ્તિ માટે ઉત્સુક જ હતી. તેથી ઉપલા શ્લોકનો તેણે એવો ગૂઢાર્થ ઘટાવ્યો કે 'શંકરના ત્રીજા નેત્રમાંથી પ્રગટેલા અગ્નિના અવશેષ રૂપ કામદેવ કે જેનું બન્ધન રાત્રિ છે તે તારા હૃદયકમળમાં પૂરાણો છે અને તેથી તે કંપે છે!' આનંદના આવેશમાં તે દોડતી મંદિરમાં ગઈ અને દેવીને કૃતજ્ઞતાથી છલકાતા હૈયે સાષ્ટાંગ પ્રણામ કર્યા. પછી તે પતિના ચરણમાં પડી. ગઈ કાલ સુધી મૂઢમતિ મનાતો કાલિદાસ દેવીની કૃપાથી આજે મહાવિદ્વાન બની ગયો હતો. પોતે તેને કહેલાં આકરાં વેણ માટે કયા શબ્દોમાં તેની ક્ષમા યાચવી તે કુંવરીને ન સૂઝ્યું. કાલિદાસે આ બધું ભગવતીના પ્રસાદની પ્રાપ્તિના નિમિત્તરૂપ બનેલું જણાવી તેના મનનું સમાધાન કર્યું. કાલિદાસની ઇચ્છા કાલિકાનો ઉત્સવ ઉજવવાની હતી પણ રાત્રિ પડી ગઈ

હતી તેથી બીજે દિવસે તેનો સમારંભ યોજવાનું ઠરાવી નવદંપતી પરિજનસહ આનંદભેર મહેલે પાછાં ફર્યાં.

કાલિદાસની સૂચનાથી કુંવરીએ પ્રધાનપુત્ર ચૂડામણિને રાતોરાત તેડાવ્યો. તેણે તો રાજપુત્રીનું ભવિષ્ય બગાડવામાં બાકી રાખી ન હતી. કરતાં તો કર્યું પણ પછી તેનો પ્રપંચ પકડાઈ જતાં રાજા તેને કેવી આકરી શિક્ષા કરશે તેની કલ્પના કરી તેનું કાળજું કયારનું કંપી રહ્યું હતું. દેવીના વરદાનથી કાલિદાસ વિદ્વાન થયાની તેને ખબર નહતી. તેથી કુંવરીનું તેડું આવતાં ભયના માર્યા તેને આખે અંગે પસીનાના રેલા છૂટ્યા. જાણે યમરાજ સમક્ષ જતો હોય તેમ લથડતે પગે તે મહેલનાં પગથીયાં ચઢયો. પણ જ્યારે તેણે નવદંપતીને આનંદવાર્તા કરતાં જોયાં ત્યારે તેને જેટલી નવાઈ લાગી તેટલી જ હીંમત આવી. પેસતાં વેંત તે સીધો દોડીને બંનેના પગમાં પડયો. કાલિદાસે તેને ઉઠાડતાં કહ્યું: 'ભાઇ, તારો જરાય દોષ નથી. તું તો એક નિમિત્ત માત્ર હતો. બાકી સૌ સૌના ભાગ્યનું ભોગવે છે. મારા કીસ્મત આડેનો પડદો ખસી જતાં અમે આજે અન્યોન્યનો પ્રેમ મેળવી શકયાં છીએ. તારે કશું મનમાં લાવવું નહિ. કાલે રાજાજીને કહીને તને કોઈ ઉચ્ચ અધિકારપદે નીમીશું.'

જ્યાં શિક્ષા થવાનો ડર હતો ત્યાં સામો શિરપાવ મળ્યો. એટલે ચૂડામણિની આંખો આભાર અને પશ્ચાત્તાપનાં બેવડાં આંસુથી છલકાઈ ગઈ. કુંવરીએ તેને બાલસ્નેહની યાદ આપી ગઇ ગુજરી ભૂલી જવા કહ્યું અને પૂરા સન્માન સાથે વિદાય કર્યો.

સવાર પડતાં રાજા સત્યવાન અને રાણી સાવિત્રીને બધી બીનાની જાણ થઈ. પુત્રીનું શાણપણભર્યું વર્તન જાણી તેમના આનંદનો પાર ન રહ્યો. તેમણે પ્રજામાં ઘોષણા કરાવી કાલિકાનો મહોત્સવ પૂર ઉમંગથી ઉજવાવ્યો. કેટલોક સમય ત્યાં વીતાવી કાલિદાસ રાજાની રજા લઈ દેશદેશાન્તરમાં પ્રવાસે નીકળ્યો અને ઉત્તમ પ્રતિભાશક્તિથી કવિ અને નાટ્યકાર તરીકે પ્રસિદ્ધ થયો. અંતે તે ભોજરાજાની સભામાં આવી વસ્યો અને ત્યાં દેશવિદેશના પંડિતોને પોતાની અપૂર્વ કાવ્યશક્તિથી હરાવી તેણે સભાનું માન જાળવ્યું. શાણી અને સુશીલ સ્ત્રી ગમે તેવો પતિ પ્રાપ્ત થવાથી નિરાશ ન થતાં તેને સુધારવા મથે તો પોતાનું જીવન સુખી કરી શકે છે.

આવી જ બીજી પણ એક દંતકથા છે; જેમાં બંગાળની રાજકુમારીને બદલે ધારાનગરના વરરુચિ નામના શ્રીમંત અને સંસ્કારી ગૌડ સારસ્વત બ્રાહ્મણની પુત્રી કમલા અથવા પ્રિયંગુમંજરીનો અને પ્રધાનપુત્રને બદલે પુરોહિતના પુત્રનો ઉલ્લેખ આવે છે. આટલા ફરક સિવાય બંને કથાઓ લગભગ સરખી છે. પાછળની વાતમાં કાલિદાસને તેને સાળો પૂછે છે કે 'કંઈ ભણ્યા છો ખરા ?' 'अस्ति कश्चित् वाग्विशेषः ?' આ મહેણાના ઉત્તરમાં દેવીના વરદાનથી વિદ્વાન થયા પછી પોતાનાં પ્રખ્યાત ચાર કાવ્યો અનુક્રમે કુમારસંભવ, મેઘદૂત, રઘુવંશ અને ઋતુસંહારની શરૂઆત કાલિદાસ તેના અકેક શબ્દથી કરે છે. આ ઉપરાંત શાકુન્તલ, માલવિકાગ્નિમિત્ર અને વિક્રમોર્વશીય એ ત્રણ નાટકો તેણે લખ્યાં છે. બીજાં પણ અનેક નાનાં મોટાં કાવ્યો, નાટકો વગેરે કાલિદાસને નામે ચઢેલાં છે.

અસાધારણ પ્રભાવશાળી વ્યક્તિત્વનું ઘડતર કેવી રીતે થાય છે તે ઘણીવાર જનતા જાણતી નથી છતાં તેની પ્રત્યેનો પોતાનો અહોભાવ વ્યક્ત કરવા તે આના કારણ તરીકે અનેક ચમત્કારિક કથાઓ ઉપજાવી કાઢે છે. ઉપલી દંતકથાઓ આ જ કોટીની છે. બાકી લગ્ન યોગ્ય ઉંમર થાય ત્યાં લગી કાલિદાસ તદ્દન નિરક્ષર અને મૂઢ હતો અને માત્ર ત્રણ દિવસમાં જ મહાપંડિત થઈ ગયો એ જલદી માન્યામાં આવતું નથી. વળી કશીય પરીક્ષા કે તપાસ કર્યા વિના રાજા તેમ જ રાજકુમારીએ કાલિદાસને વર તરીકે સ્વીકારી લીધો હોય એ સંભવિત લાગતું નથી. વધુમાં એકની એક રાજપુત્રીનો પતિ થવા છતાં અને ઘરજમાઈ કરી રાખેલો હોવા છતાં અન્ય રાજ્યદરબારોમાં ઉદરનિર્વાહ માટે તેને રહેવું પડે એ પણ બનવાજોગ નથી. સૌથી વધુ તો અસંભવિત એ લાગે છે કે રાજાથી પણ ડર્યા વિના પ્રધાનપુત્ર આટલી હદે પ્રપંચ ખેલી જાય છે.

પરંતુ હિન્દના આ શેક્સપીયર સમા મહાકવિના જીવનની વિગતો જાણવાનાં આવી દન્તકથાઓ સિવાય બીજાં કંઈ આધારભૂત સાધનો નથી એ ખૂબ ખેદની વાત છે. (૧) કેટલાક વિદ્વાનો કાલિદાસ લંકાના રાજા કુમારદાસના સમયમાં (ઈ. સ. ૬ ઠ્ઠા સૈકામાં) થયાનું અને ત્યાં જ રહ્યાનું કહે છે, (૨) કેટલાક તે ભોજના સમયમાં (૧૧ મા સૈકામાં) થયાનું અને ત્યાં જ જીવન નિર્ગમ્યાનું કહે છે, (૩) તો કેટલાક જ્યોતિ-

વિંદ્યાભરણ ગ્રંથમાં જણાવેલા નવ કવિરત્નોના વૃત્તાન્તોમાં શ્રદ્ધા રાખનારા તેને ઉજ્જયિની નગરીના સ્થાપક અને સંવત્પ્રવર્તક **વિક્રમાદિત્યના** સમયમાં ( ઈ. સ. પૂર્વે ૧ લા સૈકામાં ) થયાનું જણાવે છે. (૪) જો કે કેટલાક તેને ઈ. સ. પૂર્વે ૮ મા કે ૯ મા સૈકામાં થયાનું સૂચવે છે. પણ જેમ **કા**લિદાસ નામધારી ત્રણ ચાર કવિઓ થયા છે તેમ ઉજ્જયિનીની ગાદી ઉપર પણ **વિક્રમ** અને **ભોજ** નામના ત્રણેક રાજાઓ થયા છે; એટલે કયો **કા**લિદાસ કયા **ભો**જના કે કયા **વિક્ર**મના સમયમાં થયો તેનો ચોક્કસ નિર્ણય કરવો એ પુરાતત્વવિદો ઉપર છોડીશું.

**કા**શ્મીરના ઇતિહાસ ‘ રાજતરંગિણી ’ વગેરેના આધારે એમ સમજાય છે કે સંવત્પ્રવર્તક **વિક્રમાદિત્યના** સમયમાં નહિ પણ **વિક્રમાદિત્ય હ**ર્ષવર્ધનના શાસનકાળમાં કાલિદાસ થયો હતો. **હ**ર્ષના દરબારમાં **મા**તૃગુપ્ત નામનો મોટો કવિ હતો અને **મા**તૃગુપ્ત એ કાલિદાસનું બીજું નામ કહેવાય છે. નામાંકિત નવરત્નો આ **હ**ર્ષની રાજસભામાં હતા. **મા**તૃગુપ્તની વિદ્યાપારંગતતા જોઈ **હ**ર્ષરાજાએ તેને રાજ્યનો થોડોક ભાગ કાઢી આપ્યો હતો. વળી કહેવાય છે કે **કા**શ્મીરનો રાજા **પ્ર**વરસેન બાળક હતો તેથી **હર્ષ વિક્રમે કા**લિદાસને ત્યાંનો શાસક નીમ્યો હતો. પુખ્તવયનો થતાં **પ્ર**વરસેને ગાદીનો દાવો કર્યો એટલે **કા**લિદાસ ગાદી છોડી યતિ થઈ **કા**શીએ ગયો હતો. વચ્ચે વચ્ચે તે ઉજ્જયિનીમાં આવતો જતો હતો.

**કા**લિદાસ **મું**જના ભત્રીજા **ભો**જના સમયમાં (ઈ. સ. ૧૧ મા સૈકામાં) થયાનું દંતકથા, **ભો**જપ્રબંધ અને **પ્ર**બંધચિન્તામણિ જણાવે છે. તેનું જન્મસ્થાન **કા**શ્મીર અને જીવનવ્યવહારનો પ્રદેશ **મા**ળવા હોય એમ જણાય છે. તેણે રચેલા ગ્રંથો તેના વિવિધ દર્શનો, ધર્મશાસ્ત્રો અને વિદ્યાકળાઓના માર્મિક જ્ઞાનની સાક્ષી પૂરે છે અને તે ઉપરથી તેનો અભ્યાસ તલપર્શી, વ્યાપક અને વિવિધ શાખાવાળો હોવાનું જણાય છે. તે ધર્મે શિવમાર્ગી હતો એમ જોકે તેનાં નાટકોની નાન્દી જોતાં લાગે છે, છતાં તે સાંકડા મતનો શૈવી ન હતો. તેનું સૃષ્ટિનું અવલોકન અને માનવસ્વભાવનો અભ્યાસ જેટલાં સૂક્ષ્મ તેટલાં જ સચોટ હતાં. તે સ્વભાવે નમ્ર, રસિક અને વિલાસી હતો. સ્ત્રીઓ પ્રત્યે તેને

અત્યંત આદર હતો અને તેમનું ગૌરવ જાળવવાની તેનામાં ચીવટભરી વૃત્તિ હતી. તેની કવિતા જેટલી રોચક અને સરસ છે તેટલી જ સરળ છે. 'ઉપમા તો કાલિદાસની' એવો કાવ્યજ્ઞોનો મત છે.

કાલિદાસ વિષે આપણા રસિક કવિ દયારામભાઈ માફક એક એવી માન્યતા પ્રવર્તે છે કે તે અતિ શૃંગારી અને વ્યભિચારી હતો. પણ તેનાં કાવ્યોમાં રહેલો શૃંગારરસ શુદ્ધ અને સંસ્કારી છે એમ તેની મેઘદૂત, શાકુન્તલ આદિ કૃતિઓ ઉપરથી પૂરવાર થાય છે. તેણે પોતાનાં કાવ્યોમાં વ્યભિચારને ખૂલ્લા શબ્દોમાં વખોડેલો છે અને ઉન્નત દામ્પત્યને જ બિરદાવ્યું છે.આવા પુરુષને સપ્રમાણ પૂરાવાના અભાવે વ્યભિચારી કહી નિંદવો એ ઉત્તમ કાવ્યશક્તિની નિંદા કરવા બરાબર છે. જેમ અકબર બાદશાહ અને બીરબલના હાસ્ય અને હાજરજવાબી ભરેલા વાર્તાવિનોદો આજે યે લોકો રસથી સાંભળે છે તેમ રાજા ભોજ અને કવિ કાલિદાસના રસિક અને માર્મિક વાર્તાલાપો શિક્ષિત સમાજમાં આજે યે એટલા જ રસથી વંચાય છે.

पुरा कवीनां गणनाप्रसंगे कनिष्ठिकाधिष्ठितकालिदास ॥
अद्यापि तत्तुल्यकवेरभावादनामिका सार्थवती बभूव ॥

પૂર્વે કવિઓની ગણુના કરવા બેસતાં સૌથી પહેલું ટચલી આંગળીયે કાલિદાસનું નામ ચઢ્યું પરંતુ ત્યાર પછી આજ લગી તેના સમોવડિયો બીજો કોઈ કવિ ન જડવાથી તેની પછીની આંગળી અનામિકા નામ વિનાની રહી. આવી અદ્વિતીય કાવ્યપ્રતિભાના કારણે જનસમાજમાં કાલિદાસ અને કવિ એ બે શબ્દો એક બીજાના પર્યાય રૂપ થઈ પડ્યા છે. સાચે જ કાલિદાસ કવિકુલગુરુ હતો.

# સિન્ધુલ અને મુંજ

**માલવપતિ સિંહદન્ત** ( **સિંહલ કે શ્રીહર્ષ ?** ) તેના વિશ્વાસુ પ્રધાનો સાથે ગુપ્ત મંત્રણા કરી રહ્યો હતો. તેની વય અર્ધી સદી વટાવી ચૂકી હતી. પણ પ્રારબ્ધવશાત્ તેને ઘેર હજી પારણું બંધાયું ન હતું. જેમ જેમ જીવનની સંધ્યા નમતી જતી હતી તેમ તેમ તેની પુત્રલાલસા તીવ્ર થતી જતી હતી. વધુમાં તેના સામંતો અને મંડલેશ્વરો તેને નિઃસંતાન જાણી તેના મરણ પછી તેનું રાજ્ય પચાવી પાડવાની રાહ જોઈ રહ્યા હતા. રાજાથી આ અજાણ ન હતું. આ પ્રશ્નની આસપાસ જ આજની મંત્રણા ચાલી રહી હતી.

બીજે દિવસે રાજાના સંકેત મુજબ પ્રધાનોએ પ્રજામાં વાત વહેતી મૂકી કે પરમાત્માની કૃપાથી પટરાણી **સત્યવતી** સગર્ભા થઈ છે. બીજી બાજુ પ્રસવયોગ્ય સમય થતાં કોઈ તાજા જન્મેલા બાળકને ગુપ્ત રીતે લાવીને કુંવરના જન્મની જાહેરાત કરી શકાય તે માટે તેમણે ગુપ્તચરો ગોઠવ્યા. પણ દૈવની અનુકૂળતાથી રાજાને ઘેર બેઠાં જ જોઈતું બાળક યથા સમયે મળી આવ્યું. એક દિવસે રાજા બ્રાહ્મ મૂહુર્તે ઊઠી રાજ-ભવનના સુંદર ઉપવનમાં લટાર મારતો હતો તેવામાં તેણે ત્યાં મુંજ (સરકટ) ના ભાથા વચ્ચે એક નવજાત ગભરૂ બાળકને જોયો. તેની કાન્તિ રાજબીજને શોભે તેવી હતી. એટલે રાજાએ સહર્ષ તેને ઉંચકી લીધો અને સીધો જ રણવાસમાં પ્હોંચાડ્યો. પછી તો કુંવરના જન્મની વધાઈઓ દેતી નોબતો બજી અને પૂર ઉમંગથી રાજરીત પ્રમાણે દરબાર ભરી દાન દક્ષિણા વહેંચાયાં તથા કેદીઓને મુક્તિ મળી. પ્રજાએ પણ પૂર્ણ ઉત્સાહથી ઉત્સવ ઉજવ્યો અને દેવમંદિરોમાં પૂજાપ્રાર્થના કરી. રાજાએ તેનું નામ **મુંજ** રાખ્યું.

કેટલાંક સારાં પગલાંનાં છોકરાંના જન્મ પછી કુટુમ્બમાં એક પછી એક શુભપ્રસંગો આવ્યા જ કરે છે. **મુંજ**ના પગલે એવું જ થયું. પટરાણી **સત્યવતી** હવે સાચે જ સગર્ભા બની અને તેણે રાજપુત્ર **સિંધુલ**ને જન્મ આપ્યો. પાછલી વયમાં જન્મેલા પેટના સંતાનને માબાપ વધુ પડતું લાડ લડાવે એ સ્વાભાવિક છે અને એવા વધુ પડતા લાડથી સંતાન બગડે એ પણ એટલું જ સ્વાભાવિક છે. આથી **મુંજ**ના મુકાબલે **સિન્ધુલ** જોઈએ તેટલો ચતુર અને તેજસ્વી ન થતાં ઉલટો તામસી અને બેપરવા થયો. પાડોશી રાજાઓ અને સામંતોના વિરોધી વલણનો વિચાર કરી **સિંહદત્તે મુંજ**ને ગાદી સોંપી. એકાન્તમાં તેણે **મુંજ**ને તેના જન્મનો ભેદ જણાવી સાચા રાજપુત્ર **સિન્ધુલ**ને ઓછું ન આવે તેમ વર્તવાની તેના દોષો દરગુજર કરવાની અને કોઈ પણ સંજોગોમાં તેને દેહાન્ત કે દેશવટાની સજા ન કરવાની ભલામણ કરી. પણ બાજુના ખંડમાં છુપાયલી ગુજરાતના રાજા પહેલા **ભીમ**દેવની પુત્રી અને **મુંજ**ની પત્ની **મદન**સુંદરી આ ગુપ્ત વાત સાંભળી ગઈ.

**સિંહદન્ત**ના સ્વર્ગવાસ પછી **મુંજે** પોતાનું ખરૂં પોત પ્રકાશ્યું. તેના જન્મનો ભેદ જાણતા હોય એવા સર્વે શકદારોને તેણે હરકોઈ ઉપાયે પરલોક પ્હોંચાડ્યા. તેની રાણીના ખુમારીભર્યા વર્તનથી તેના ઉપર પણ તેને શંકા ગઈ અને અનેક યુક્તિઓ દ્વારા તેનો ભેદ પામવાની કોશીશ કરી. પણ તે ફાવ્યો નહિ. આખરે એક દિવસે ચોપાટ ખેલતાં **મુંજે** રાણીને તેનું પિયર હીણા કૂળનું હોવાની ટકોર કરી. સ્ત્રીસહજ લાગણી વશતાથી રાણી છેડાઈ ગઈ. પોતાનાં માવીતર ગમે તેવાં હોય અને તેમને હાથે પોતાનું અહિત થયું હોય છતાં સ્ત્રી તેમની જરા પણ ટીકા થાય તો સહી શકતી નથી. પિતા દક્ષના યજ્ઞમાં **પાર્વતી** અને **શંકર**ને આમંત્રણ ન હતું છતાં **પાર્વતી** ત્યાં ગયાં અને પરિણામે અપમાન પામી પ્રાણ તજ્યો. તો પછી ગુજરાતની ગર્વીલી રાજપુત્રી **મદન**સુંદરી છેડાય તેમાં શી નવાઇ? તેણે **મુંજ**ને તેના જન્મનો ભેદ જણાવી સામો ટાણો માર્યો. હાંસીમાંથી હાણ થઈ. રોષે ભરાયલા રાજાએ તરત જ રાણીનું માથું ધડથી છૂટું કર્યું.

આમ **સિંધુલ** સિવાયના સૌ શકદારોને સ્વધામ પ્હોંચાડ્યા પછી

શાણા અમાત્ય **રૂદ્રાદિત્યની** સલાહ અને પ્રેરણા પ્રમાણે વર્તી **મુંજે** પરાક્રમો દાખવી **માળવાનો** રાજ્યવિસ્તાર વધાર્યો. ' મૂળે મર્કટ ને પાછી મદિરા પીધી ' તેમ સત્તા, સંપત્તિ અને યૌવનના મદથી છકી જઈ **મુંજે** લંપટતા અને લોભમાં પડી અનીતિનો પંથ પકડયો. જોકે નીતિનિપૂણ અમાત્યની શાણી રાજ્યનીતિથી તેનો રાજ્યવહીવટ સીધો ચાલવા લાગ્યો.

પરંતુ ગાદીનો ખરો હક્કદાર **સિંધુલ** જ્યાં સુધી તેની છાતી સામે જીવતો જાગતો બેઠો હોય ત્યાં સુધી **મુંજને** કયાંથી ચેન પડે? તેણે છીંડાં શોધવાં શરૂ કર્યાં. ઉદ્ધત **સિંધુલ** વારંવાર તેની આજ્ઞા ઉલ્લંઘતો હતો. થોડા વખત લગી તો **મુંજે** ખામોશ ખાધી પણ **મુંજની** શિખામણો તો જળકમળવત્ **સિંધુલને** ન સ્પર્શી. આથી **મુંજનો** પરાણે દાબી રાખેલો વૈરાગ્નિ ભભૂકી ઊઠયો.

**મુંજ ચન્દ્રમુખી** નામની એક વેશ્યાના પ્રેમમાં અંધ બની રોજ રાત્રે પવનવેગી સાંઢણી ઉપર સ્વાર થઈ તેને માળવા જતો હતો. આ વાત **સિંધુલે** જાણી અને તેના ઉદ્ધત સ્વભાવ મુજબ લોકોમાં ફેલાવી. લોક નિંદાથી ડરીને **રામે સીતાને** તજ્યાં હતાં તો પછી **મુંજ** એક વેશ્યાને તજે તેમાં શી નવાઈ? એકવાર રાજપુરુષો સમક્ષ **સિંધુલે** **મુંજને** તેનાં આવાં અનીતિનાં કામો બદલ ટાણો માર્યો. **મુંજને** તો ' ભાવતું ' તું તે વૈદે કહ્યું' જેવું થયું. તેણે આવા ઉદ્ધત વર્તન બદલ ગુસ્સે થઈ **સિંધુલને** દેશવટો દીધો.

ત્યાંથી **સિંધુલ ગુજરાતમાં** આવ્યો અને **અમદાવાદથી** ચૌદ ગાઉ દૂર **કાશીંદ્રા પાલડી** (હાલના કાસદ) ગામમાં રહ્યો. અહીં તેણે ચકોર બાણાવલી અને આબાર શિકારી તરીકે [નામના મેળવી. નિશાનબાજીમાં તે એવો તો તલ્લીન થઈ જતો કે લક્ષ અને બાણના સંધાન વિના બીજા કશાનું તેને ભાન ન રહેતું. એક વાર સ્મશાનમાં શબ ઉપર ઘુંટણ ટેકવી એક જ બાણે તેણે સિંહને હણ્યો પણ પોતાના ઘુંટણ નીચેના શબનું તેને ભાન ન હતું. કહેવાય છે કે તેના આવા એકાગ્ર ધ્યાનથી સ્મશાનવાસી ભૂતપતિ **વૈતાળ** તેની ઉપર પ્રસન્ન થયા અને વરદાન આપ્યું કે, "તારૂં બાણ કદિ વૃથા નહિ જાય, અને તારા વંશમાં ચક્રવર્તી રાજ્ય ઉતરશે."

ભાવિ રાજ્યની લાલચે **સિંધુલ** પાછો **માળવે** આવ્યો. **મુંજે** પણ તેનો સત્કાર કરી રાજ્યમાંથી કેટલોક ભાગ કાઢી આપ્યો. અહીં તે ઠરી ઠામ થયો. પણ **મુંજને** તેના સલાહકારોએ ભંભેર્યો અને પેલા **વૈતાળના** વરદાનની વાત મીઠું મરચું ભભરાવીને કહી. રાજ્યલોભી **મુંજે** જાસુસો મોકલી **સિન્ધુલને** પકડી મંગાવ્યો અને કાષ્ટના પિંજરામાં પશુ પેઠે પૂર્યો. પછી લોઢાના તપાવેલા સળીયાથી તેની આંખો ફોડાવી રીબાવી રીબાવીને તેનો જીવ લીધો.

**સિંધુલનો** કુંવર **ભોજ** ત્યારે ત્રણેક વર્ષનો હતો. રખેને સામંતોનો વિદ્રોહ અને પ્રજામાં આંતરકલહ ફાટી નીકળે એવા ડરથી **મુંજે** તેને ન હણતાં પોતાના અંતઃપુરમાં મોકલી દીધો. અહીં તે **મુંજના** પુત્ર **જયન્તની** સાથે ઊછરી મોટો થયો. તે યુદ્ધકળામાં પ્રવીણ અને શાસ્ત્રાદિ ચૌદે વિદ્યા કળામાં પારંગત બન્યો. **મુંજે** તેને જંગલમાં મોકલી મરાવી નાખવાનું ષડ્યંત્ર રચ્યું પણ સુભાગ્યે **ભોજ** તેમાંથી બચી ગયો.

**તિલંગ** દેશનો રાજા **તૈલિપદેવ** છ વાર નિષ્ફળ જવા છતાં સાતમી વાર **માળવા** ઉપર ચઢી આવ્યો. આ વખતે અમાત્ય **રૂદ્રાદિત્ય** વ્યાધિથી અશકત હતો. તેણે રાજાને યુક્તિ પ્રયુક્તિથી **તૈલિપને** સમજાવી પાછો કાઢવાની સલાહ આપી. પણ **મુંજનો** દિવસ ઘેર ન હતો. તેણે અમાત્યની સલાહ અવગણી. આથી '**માળવાનો** રાજા જો **ગોદાવરી** ઊતરી સામી પાર જશે તો તેનો નાશ થશે.' એવા જુના શાપની તેણે રાજાને યાદ આપી. પણ 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ' તે આનું નામ. **મુંજે** અમાત્યને 'ચૉરીમાંથી જ રાંડવાની અશુભ વાંછના કરનાર અપશુકનિયાળ લેખી પ્રધાનપદ ઉપરથી દૂર કર્યો. યુદ્ધમાં **મુંજે** **તૈલિપને** **માળવામાંથી** મારી હઠાવી **ગોદાવરીને** પેલે પાર હાંકી કાઢયો. આટલેથી ન અટકતાં વિજયોન્મત બની તે પણ સૈન્ય સાથે સામે કાંઠે પ્હોંચ્યો. **મુંજનું** પતન પોતાને જોવું ન પડે તે માટે વૃદ્ધ અને રાજનિષ્ઠ **રૂદ્રાદિત્ય** ચિતા ખડકાવી બળી મૂઓ. આ બાજુ **મુંજને** ફસાવવાને **તૈલિપે** અનેક પ્રપંચજાળો પાથરી અને તેના સૈન્યમાં ભેદ પડાવ્યો. આખરે અમાત્યની આગાહી સાચી ઠરી. યુદ્ધમાં **મુંજ** હાર્યો અને જીવતો કેદ પકડાયો. **તૈલિપે** તેને કાષ્ઠના પિંજરામાં પશુ પેઠે પૂરી પોતાની રાજ-

ધાનીમાં આણ્યો અને આખા ગામમાં ફેરવી એક રાજમહેલમાં તેને નજરકેદ રાખ્યો. અહીં તૈલિપદેવે એક કેદી રાજાને છાજે તેવી તેની સંભાળ રાખવા માંડી અને પોતાની બાલવિધવા બ્હેન મૃણાલવતીને તેની સરભરા કરવાનું સોંપ્યું. અહીં તે સર્વ વાતે સ્વતંત્ર હતો. માત્ર બહારના વ્યવહારમાં ભળવાની તેને મનાઈ હતી. મુંજનાં રૂપ અને સૌન્દર્ય મોહક તો હતાં જ અને તેમાં એકાંત મળ્યો એટલે મૃણાલવતી તેના પ્રેમપાશમાં સપડાઈ અને બન્ને વચ્ચે ગાઢ પરંતુ ગુપ્ત સ્નેહસંબંધ બંધાયો. જો કે બહાર બીજું કોઈ આ કળી શક્યું નહિ અને મોજીલો મુંજ કમલપુટમાં પૂરાયલા ભમરાની માફક મૃણાલવતીની મોહિનીમાં પરતંત્રતાનું દુઃખ લગભગ વીસરી ગયો.

કહેવાય છે કે એક વખત મુંજ દર્પણમાં પોતાનું પ્રતિબિંબ જોતો હતો. પાછળથી મૃણાલવતી ગુપ્ત રીતે તે જોતી હતી. તેવામાં તેનું પોતાનું પ્રતિબિંબ પણ તેને દર્પણમાં દેખાયું. અને મુંજને મુકાબલે પોતાનું રૂપ અને યૌવન ક્ષીણ થયેલાં જોઈ તેને ખેદ થયો. ચકોર મુંજ તેનો મુખભાવ સમજી ગયો અને કહ્યું: ‘ હે મૃણાલવતી ! તારૂં યૌવન કરમાયું તેનો ખેદ ન કરીશ. સાકરના સેંકડો ટુકડા થાય તો પણ તે મીઠી લાગે છે તેમ તારા સૌન્દર્યની મીઠાશ હજીયે કાયમ છે. ’

બીજી બાજુ, માળવાની ગાદી કોઈ શત્રુના હાથમાં ન પડે તે માટે મુંજના પ્રધાનેએ તેને તૈલિપના કારાગૃહમાંથી પાછો લાવવાની યુક્તિ–પ્રયુક્તિઓ યોજવા માંડી. તેમણે તૈલિપના રાજપુરૂષોને ફોડીને ગોદાવરીના સામે તીરેથી મુંજના શયનખંડ સુધી એક સુરંગ ખોદાવી અને મુંજને તે માર્ગે નાસી છૂટવાનો સંકેત પણ પ્હોંચાડયો.

પણ મૃણાલવતીને મૂકીને જતાં તેનો જીવ ચાલતો ન હતો. જો કે આ ભેદ તેને જણાવવા જેટલો તેના ઉપર તેને વિશ્વાસ પણ ન હતો. આમ ન તો મુંજ મૃણાલવતીને પોતાનો ભેદ કહી શકતો હતો કે ન તો તેને ત્યજીને એકલો જઈ શકતો હતો. પણ આ ચિંતા મૃણાલવતીથી છાની ન રહી શકી. વધુ ખાતરી કરવા માટે તેણે મુંજને એક દિવસ ખૂબ ખાટી તો બીજે દિવસે ખૂબ ખારી રસોઈ પીરસાવી પણ ચિંતામગ્ન મુંજનું ધ્યાન

તે તરફ ખેંચાયું નહિ. આથી મૃણાલની શંકા મજબૂત બની. તેણે મોહક હાવભાવથી અને મીઠી વાણીથી મુંજના પેટમાં પેસી તેના મર્મનો પત્તો મેળવ્યો.

'સ્ત્રીનો વિશ્વાસ ન કરવો' એ નીતિવચનના જાણકાર મુંજે ભાવિના ભૂલાવ્યાથી આખરે મૃણાલને પોતાની પટરાણી બનાવવાનું વચન આપી પોતાની સાથે પેલા ગુપ્ત માર્ગે નાસી આવવા આગ્રહ કર્યો. ખંધી મૃણાલે મોંઢેથી તો હા ભણી અને માર્ગમાં ઉપયોગી થઇ પડે તેવો સામાન અને પોતાના અલંકારો લાવીને બીજે દિવસે જવાનો વાયદો કરી તે તેના ભાઇ તૈલિપ પાસે પ્હોંચી. તેણે વિચાર્યું કે માળવે ગયા પછી મુંજની સ્વરૂપવતી રાણીઓને મુકાબલે તેની મોહકતા અને મહત્વ ઘટી જશે. આથી તેણે તૈલિપને બધી વાત કહી દીધી. તેણે તાબડતોબ મુંજને પકડી મંગાવ્યો. અને સૌના દેખતાં તેનું અસહ્ય અપમાન કર્યું. બે બદામના નોકરો પાસે તેણે મુંજના કૂતરાથી પણ ભૂંડા હાલહવાલ કરાવ્યા. તેના પગમાં ભારે બેડીઓ નંખાવી. લોઢાના પાંજરામાં પૂરાવ્યો અને એક પશુની પેઠે તેને પજવ્યો. છેવટે સાત સાત દિવસના નકોરડા અપવાસ કરાવી આઠમે દહાડે ગળે દોરડું બાંધી હાથમાં ભિક્ષાપાત્ર આપી આખા નગરમાં ઘેરઘેર ફેરવી તેની પાસે ભીખ મંગાવવા તેણે સેવકોને આજ્ઞા કરી. અપકીર્તિ અને અપમાનથી તેજોવધ થાય છે; તેથી માણસનો આત્મા હણાય છે; તેની માનવતા ઘવાય છે. તે કરતાં તો મોત વધુ સારૂં. પણ મુંજને આ બધી અવહેલના અને ઉપહાસની કારમી યાતના વેઠવાનો વારો આવ્યો. સિન્ધુલનો અંતકાળ અને અમાત્ય રૂદ્રાદિત્યની શિખામણ તેને અત્યારે સાંભરી આવ્યાં. મૃણાલના મોહમાં પોતે હાથે કરીને પાયમાલ થયો તેનો હવે તેને પેટભરીને પસ્તાવો થયો. તેનું દિલ વિરાગથી છલોછલ ભરાઈ ગયું. ભિક્ષા માગતા મુંજને જોઈ કોઇ સહૃદયીએ દિલસોજી દર્શાવી, કોઇ અછકલાએ મ્હેણાં માર્યાં કે મજાક કરી તો કોઇ વ્યવહારચતુરે શિખામણો સંભળાવી. આ સૌના ઉત્તરમાં મોંઘું મૂલ્ય ચૂકવી મેળવેલા અનુભવના ઉદ્‌ગારો મુંજે કાઢ્યા છે જે સૌએ સ્મરણમાં રાખવા યોગ્ય છે.

મુંજને તેની આવી અવદશા થવાનું કોઈએ કારણ પૂછ્યું એટલે તેણે સ્વાનુભવ કહ્યો કે, "સૌનાં ચિત્ત ચોરનારી, ડાહી ડાહી વાતો કરી

ભલભલા પંડિતોને પાણી પાણી કરી દેનાર કપટી હૃદયની કામિની ઉપર જે પુરુષ વિશ્વાસ રાખે છે તે નક્કી પશ્ચાત્તાપની હૈયાહોળી વહોરી લે છે." વળી તેને વિચાર આવ્યો કે, 'હે મૂઢ, તારી જીવનદોરી બચપણમાં જ કેમ ન તૂટી કે તું બળીને રાખનો ઢગલો કેમ ન થયો કે આજે તારે મદારી દોરી બાંધી માંકડાને ફેરવે તેમ આ સિપાઈઓની પૂંઠે ફરવું પડે છે!' પોતાની આ દુર્દશા કરતાં તેને મરવું મીઠું લાગ્યું અને સ્વર્ગે ગયેલા સ્વામીનિષ્ઠ રૂદ્રાદિત્યને સંબોધી તેણે કહ્યું: 'મારા હાથી, ઘોડા, રથ અને અંગરક્ષકો જતા રહ્યા! હું સાવ અસહાય અને એકલો પડી ગયો છું. હવે તો તું મારી સહાય કરે અને તારી પાસે સ્વર્ગમાં તેડાવી લે તો ઘણું સારું!'

માર્ગમાં કોઈ કઠોર કાળજાની સ્ત્રીએ તેને ટાણો માર્યો ત્યારે મુંજે તેને સંભાળાવ્યું કે, 'હે ભોળી મૂઢ સ્ત્રી! મારા આ ભૂંડા હાલ જોઈને તું વિવેક ગુમાવી તારા સુખનો આટલો ગર્વ શીદ કરે છે? સુખનાં સૌ સાધનો તો મારે ઘેર પણ છે; મારે દરવાજે ચૌદસોને છોત્તેર હાથી ઝૂલે છે. પણ દૈવયોગે આજે મારી આ દશા થતાં એમાંનું કંઈ મને કામ લાગતું નથી.'

એટલામાં કોઈ સંન્યાસીએ મુંજની આ અવદશા જોઈ અને એક વાર પોતે પણ કોઈ સ્ત્રીના સપાટામાં ફસાયલો તે સાંભરી આવતાં તેણે ઊંડો નિસાસો નાખ્યો. 'જાનત ગત દર્દી દર્દીકી'. તેની મનોવ્યથા જાણી મુંજ બોલ્યો:—

'मा मंकड कुरूद्वेगं यदहं खंडितोऽनया ।
रामरावणमुंजाद्याः स्त्रीभिः के के न खण्डिताः ॥'

'હે મનરૂપી મર્કટ! 'આ સ્ત્રીએ મને છેતર્યો' એમ વિચારી વૃથા ઉદ્વેગ કરીશ મા. શું રામ, રાવણ, અને મુંજ જેવા કંઈકનાં માનખંડન સ્ત્રીઓને હાથે નથી થયાં?'

આગળ ચાલતાં મુંજે એક સ્ત્રીને એક ચરખો ચલાવતી જોઈ અને તેનો અવાજ સાંભળી તેણે કહ્યું:

'रे रे यंत्रक मा रोदी यदहं भ्रामितोऽनया ।
कटाक्षाक्षेपमात्रेण कराकृष्टस्य का कथा ॥'

'હે રેંટિયા! 'આ સ્ત્રી મને ચક્કર ખવડાવી રહી છે' એવા ખ્યાલથી તું રડીશ મા. કારણ કે તેના એક કટાક્ષ માત્રથી ભલભલાનાં ભેજાં મોહના ચકડોળે ચઢી જાય છે તો પછી તને તો તે હાથે ઝાલીને ઘુમાવે છે એટલે તારી આવી દશા થાય તેમાં શી નવાઇ ?'

થોડુંક ચાલ્યા પછી તૈલિપનો મહેલ આવ્યો. ત્યાં અટારીમાં ઊભેલી પેલી નઠોર મૃણાલવતીને તેની ફજેતી જોતાં તેણે જોઈ એટલે મનોવેધક કટાક્ષ ફેંકી તે બોલ્યો:

'જા મતિ પચ્છઈ સમ્પજઈ સા મતિ પહિલિ હોઈ;
મુંજ ભણઈ મૃણાલવઇ! વિઘન ન વેઢઈ કોઈ.

મુંજ કહે છે: 'હે મૃણાલવતી ! જે મતિ પાછળથી ઉપજે છે તે જો પહેલેથી જ ઉપજતી હોત તો દુનિયામાં કોઇને દુ:ખ વેઠવું ન પડત.'

રસ્તામાં કોઈ શ્રીમંતના ગર્વિષ્ઠ પુત્રને પોતાની હાંસી કરતો જોઈ મુંજને તેની દયા આવી અને તેને દશાના પલટાની યાદ આપતાં કહ્યું:

'आपद्गतं हससि किं द्रविणान्धमूढ ।
लक्ष्मीः स्थिरा न भवतीति किमत्र चित्रम् ।
किं त्वं न पश्यसि घटीजलयंत्रचक्रे ।
रिक्ताः भवन्ति भरिताः भरिताश्च रिक्ताः ॥'

'હે ધનના મદથી અંધ બનેલા મૂઢ ! મને આપત્તિમાં સપડાયલો જોઇને તું શું હસે છે ? કોઇની સંપત્તિ સદાકાળ ટકી રહેતી નથી એમાં નવાઈ જેવું શું છે ? શું તેં રેંટની ઘટમાળમાં જોયું નથી કે ખાલી ઘડો ભરાય છે અને ભરેલો ઠલવાય છે ? એવી જ રીતે માણસની પણ ચઢતી પડતી થયાં કરે છે !'

આખરે તૈલિપની આજ્ઞા પ્રમાણે સેવકો મુંજને શૂળીએ ચઢાવવા લઈ ગયા. ત્યાં પોતાના મનનું સમાધાન કરવાને તેણે શંકરનો દાખલો સંભાર્યો. સૌ દેવોના પણ ગુરુ એવા શંભુને અલંકારમાં માત્ર નરમુંડની રૂંઢમાળા છે; પરિજનોમાં ફક્ત વાંકાંચૂંકાં અંગવાળા શૃંગી અને ભૃંગી

છે; સંપત્તિમાં કેવળ એક ઘરડો અને ગળીયલ પોઠીયો છે. દૈવ રૂઠતાં મહાદેવજીની પણ આવી વિષમ અવસ્થા થઈ છે. ત્યાં પછી આપણે માનવી તે કોઈ ગણતરીમાં ? વળી તેણે લંકાનું પતન યાદ કર્યું. લંકાના અભેદ્ય ગઢને ફરતી સમુદ્રની ખાઈ હતી અને દશ મસ્તકવાળા રાવણ જેવો જેનો રક્ષક હતો. છતાં એ ખાઇ પણ તૂટી અને એ કિલ્લો પણ તૂટયો. માટે હે મુંજ ! તારી દુર્દશાનો તારે લેશ પણ શોક કરવો ઘટતો નથી.

આખરે શૂળીએ ચઢાવતી વેળા મુંજને તેનાં ઇષ્ટ દેવનું સ્મરણ કરી લેવાનું કહેતાં એક વીરને છાજે તેવી નિસ્પૃહાથી તે બોલ્યોઃ

'लक्ष्मीर्यास्यतिगोविन्दे वीरश्री वीरमेष्यति ।
गते मुञ्जे यशःपुञ्जे निरालम्बा सरस्वती ॥

' મારી લક્ષ્મી તેના પતિ ગોવિન્દ પાસે જશે અને મારી વીરશ્રી કોઇ બીજા વીર પુરુષને ખોળી લેશે, પણ યશના પુંજ જેવા મુંજના મરણ પછી સરસ્વતી આશ્રય વિનાની થઇ જશે.' આ અંતકાળના ઉદ્ગાર બતાવે છે કે મુંજ જેવો રસિક અને શૂરવીર હતો તેવો જ વિદ્યા-પ્રેમી હતો. આજના વિલાસી રાજાઓમાં વીરતા તો બાજુએ રહી પણ મુંજ જેટલે વિદ્યાપ્રેમ પણ કેટલામાં છે ?

આ કાતિલ મનોવેદનાને અંતે મુંજને સંસારની અસારતા તેના સાચા રૂપમાં સમજાઈ ગઈ. ઉપર મુજબ તરેહવાર યાતનાઓથી રિબાવીને તૈલિપે મુંજને શૂળીએ ચઢાવ્યો. પણ આટલેથી તેનો વૈરાગ્નિ તૃપ્ત ન થયો. બધી માનવતા મૂકીને તેણે મુંજના શબની દુર્દશા કરી. તેનું માથું ધડથી છૂટું પાડી તેના ઉપર દહીં ચોપડી સૌની નજરે પડે તેમ તેણે રાજમહેલને દરવાજે લટકાવડાવ્યું. અને છેવટે કિલ્લાની ખાઇમાં દટાવ્યું. મુંજના મસ્તકના આ હાલ જોઈ કોઈ પંડિતે પોતાના શિષ્યોને કર્મની ગતિ સમજાવતાં કહ્યું છે કેઃ

'सुहृद्देवेन्द्रस्य ऋतुपुरुषतेजोंशजनकः
प्रमीतः शय्यायां सुतविरहदुःखाद्दशरथः ॥
ज्वलत्तैलद्रोण्यां निहितवपुषस्तस्य नृपते-
श्चिरात्संस्कारोऽभूदहह विषमाः कर्मगतयः ॥

દેવોના રાજા ઇન્દ્રના મિત્ર અને સાક્ષાત્ યજ્ઞપુરુષના તેજના અંશ રૂપી **રામચન્દ્રના** પિતા એવા દશરથરાજા પુત્રના વિરહદુઃખથી પથારીમાં જ મરણ પામ્યા. અર્થાત્ મરણ સમયે તે ભૂમિ પણ ન પામ્યા. એટલું જ નહિ પણ તેમને અગ્નિસંસ્કાર કરનાર કોઈ પુત્ર પણ પાસે ન હોવાથી તેમના શબને તેલની કોઠીમાં રાખવું પડ્યું અને **ભરત** મોસાળેથી આવ્યા પછી લાંબા સમયે અગ્નિસંસ્કાર થયો. ત્યાં **મુંજ**ના મસ્તકની શત્રુના હાથે આવી અવગતિ થઈ તેમાં શી નવાઈ?–ખરેખર ! કર્મની ગતિ વિષમ છે.

આમ 'વાવો તેવું લણો' ના ન્યાયે **સિન્ધુલ**ને કમોતે મારનાર **મુંજ**ના જીવનનાટકનો આવો કરુણ અંત આવ્યો.

# ભોજની રાજધાની ધારા

વીર **વિક્રમાદિત્યે** વસાવેલી **અવંતિકા** અથવા ઉજ્જયિની **માળવાની** જૂની રાજધાની હતી. **ભોજ** રાજાએ રક્ષણની પાકી વ્યવસ્થાવાળું નવું શહેર બંધાવી તેને પોતાનું પાટનગર બનાવ્યું. આ નગરની ઉત્પત્તિ વિષે નીચેની બે દંતકથાઓ પ્રચલિત છે.

( ૧ )

એક વાર મહાભારતમાંની **અર્જુને** કરેલા રાધાવેધની કથા સાંભળી **ભોજે** એ વેધની વિદ્યા સાધી. અને તે બદલ નગરમાં એક મહોત્સવ ઉજવ્યો. આ ઉત્સવ સમારંભમાં સૌ નગરજનોએ પૂર ઉમંગથી ભાગ લીધો. પરંતુ એક ઘાંચી અને એક દરજીએ તેમાં ભાગ ન લીધો. આથી **ભોજ** રાજાએ તેમને તેડાવી મંગાવી તેમને ઠપકો આપ્યો, ત્યારે તેમણે ખુલાસો કર્યો કે: " આપે રાધાવેધ કર્યો એ કંઈ બહુ ભારે વાત નથી. અમારા જેવો તેલવેધ અને સૂચિવેધ આપ જાણતા હોત તો આપના ઉત્સવમાં અમે ખુશીથી સામેલ થાત. "

રાજાએ તેમના વેધ જોવાની ઉત્કંઠા બતાવી. પહેલાં પેલો ઘાંચી તેલનું વાસણ લઈ સાતમા માળે ચઢયો અને ત્યાંથી ઝરૂખામાં ઊભા રહી છેક ભોંય તળીએ મૂકેલી બરણી સીફતભેર તેલની ઝીણી ધાર કરી એક પણ છાંટો બહાર ન પડે તેમ ભરી. પછી પેલા દરજીએ દોરાને વળ દઈ તેનો છેડો ઊંચો ઊભો રહે તેમ જમીન ઉપર ગોઠવ્યો અને સાતમે મજલેથી ઉભાં ઉભાં એવી કાબેલિયતથી સોય ફેંકી કે તે આબાદ દોરામાં પરોવાઇ ગઈ. **ભોજ**રાજા તેમનાં લક્ષ્યસંધાન જોઈ પ્રસન્ન થયો. આ રાધાવેધની ખુશાલીમાં તેણે **ધારા** નગરી વસાવી.

( ૨ )

પૂર્વે ઉજ્જયિનીમાં આકાશગમનમાં કુશલ **વૈ**તાલ નામનો એક મહા વિદ્વાન અને ચમત્કારી દૈવી પુરુષ રહેતો હતો. કદાચ સ્મશાન વાસી ભૂતપ્રેતાદિ પિશાચવર્ગનો એ અધિપતિ હશે. ) તે કાશ્મીરથી આવીને ઉજ્જયિનીમાં રહેતી **રા**ધા નામની રૂપવતી વેશ્યાના પ્રેમમાં આસક્ત થયો હતો. દિવસે દિવસે તે આ વેશ્યાને એટલો તો આધીન થઈ ગયો કે તેનું જ પાયેલું પાણી પીવા લાગ્યો.

એક વાર **ભો**જરાજાના જાણવામાં આવ્યું કે **સિં**હલદ્વીપની રાજધાની **લં**કાપુરીની અદ્ભુત રચનાનું ચિત્ર ત્યાં મળે છે. જો આ ચિત્ર મળે તો તેના ઉપરથી પોતાનું નવું **પા**ટનગર બાંધવાની તેને ઇચ્છા થઈ અને જે કોઇ એ ચિત્ર લઈ આવે તેને મોંમાગી બક્ષીસ આપવાની જાહેરાત કરી. સમુદ્ર ઓળંગી **સિં**હલદ્વીપ જવા માટે તો દૈવી શક્તિ જોઇએ. એક **વૈ**તાલ સિવાય બીજા કોઇથી આ કામ બને તેમ ન હતું. પેલી વેશ્યાએ **વૈ**તાલને વશ કરેલો હોઈ તેની પાસે **લં**કાપુરીનું ચિત્ર મંગાવ્યું અને **ભો**જરાજા સમક્ષ રજુ કર્યું. રાજાએ તેને ઇનામ માગવા કહ્યું પણ **રા**ધા સર્વ પ્રકારે સાધનસંપન્ન હતી એટલે બીજું કંઈ ન માગતાં તેણે એક જ માગણી કરી કે રાજાએ તેનું નામ અમર કરવું. આથી **ભો**જરાજાએ પોતાના **પા**ટનગરનું નામ **રા**ધા ઉપરથી ઉલટાવી **ધા**રાનગર પાડવાનું વચન આપ્યું અને પેલા ચિત્ર મુજબ નવું નગર વસાવી તેને **ધા**રાનગરનું નામ આપ્યું.

“ **ભો**જરાજે રચેલી **ધા**રાનગરી—એ તો જાણે કોઇ કવિરાજે પોતાનું સ્વપ્ન પૃથ્વી ઉપર ઉતાર્યું હોય એવી, નાજુક પરિજાતકના પુષ્પ જેવી, સંસ્મરણમાં રમી જાય એવી મનોહારિણી ચારુનગરી હતી. હરિયાળા ઘાસથી છવાયેલી એની ચારે તરફની ટેકરીઓ ઉપર રસિક કુંજ નિકુંજો પુલ્લ પ્રફુલ્લ પદ્મ જેવી શોભી રહેતી. પૃથ્વીમાં સઘળે પાણી માટે પરબ બેસતાં; આંહી **ધા**રાનગરીમાં ઠેર ઠેર વિદ્યાનાં પરબ હતાં. ક્યાંક ન્યાયનો અભ્યાસ થતો; ક્યાંક કાવ્ય, અલંકાર અને રસશાસ્ત્ર ચાલતાં; તો ક્યાંક નાટક અને રસશાસ્ત્ર શીખવાતાં. કોઈ સ્થળે વળી નવા આવેલા

વાફજડ વાગડના વિદ્યાર્થી ફળીમાં ટિંગાતા પાંજરા પાસે બેસીને એમાં બેઠેલાં મેનાં પોપટની વાણીમાંથી, માલવપંડિતોની સંસ્કૃત ઉચ્ચારણની ઢબછબ શીખતા નજરે પડતા !

" અને નગરીમાં જેવી વિદ્યા હતી, જેવી શ્રી હતી તેવી જ રસિકતા પણ હતી.

"......ભોજરાજના પ્રસિદ્ધ ' સરસ્વતી કંઠાભરણ ' ની કંચન-સભા ' માં બેસવું એ ભારતવર્ષમાં ગૌરવની પરાકાષ્ટા ગણાતી. ત્યાં એ સભામાં–વિદ્વાનો, કવિઓ, રાજપુરુષો, નાટ્યાચાર્યો, વિદુષીઓ, સંગીતજ્ઞો, વારાંગનાઓ, શિલ્પીઓ, સાહિત્યકારો, નર્તિકાઓ–આખા ભારતવર્ષની સંસ્કારવિભૂતિ પ્રગટ થતી.

"......ધારાનગરીમાં રહ્યા વિના કે અવંતિવાસ કર્યા વિના કોઈ વિદ્વાન સંસ્કારી મનાતો નહિ, કે સમર્થમાં ખપતો નહિ."*

ભોજે સ્થાપેલી વિદ્યાશાળા પાસેની જ્ઞાનવાપીનું પાણી પીવાથી વિદ્યાપ્રાપ્તિ થતી એમ લોકો માનતા. આજે પણ એ વાપી ' અક્કલ-કુઇ ' ના લાડકા નામે ઓળખાતી મોજુદ ઉભી છે.

---

* ' ધૂમકેતુ ' કૃત ' કર્ણાવતી ' માંથી.

# બત્રીસ પૂતળીનું સિંહાસન

ત્યારે ઉજ્જયિનીમાં પરદુઃખભંજન વીર **વિક્રમાદિત્ય** રાજ્ય કરતો હતો. એકવાર એક દિગંબર સાધુ તેની પાસે આવ્યો અને તેણે માગણી કરી કે ‘ આ કાળી ચૌદશે મારે સ્મશાનમાં અઘોર મંત્રની સાધના કરવી છે. એ પ્રસંગે મારા પીઠપોશક તરીકે તારે હાજર રહી મને સહાય કરવી પડશે. ’ રાજાએ પોતાના સ્વભાવ મુજબ રાત્રિના ભીષણ અંધકાર વચ્ચે ખડે પગે ઊભા રહી સાધુનું રક્ષણ કર્યું. રાજાની આ અડગ હીંમત જોઈ સ્મશાનવાસી **વૈતાળ** તેના ઉપર પ્રસન્ન થયો અને તેણે તેને ગમે ત્યારે હરેક પ્રકારની મદદ કરવાનું વચન આપ્યું. **વૈતાળ**ની સહાયથી **વિક્રમે** ઇન્દ્રને દૈત્યો સાથેનાં યુદ્ધોમાં મદદ કરવા માંડી અને દોસ્તીના દાવે અવારનવાર સ્વર્ગમાં જવા માંડયું.

એક વાર દેવસભામાં **રંભા** અને **ઉર્વશીએ** અનુક્રમે નૃત્ય કર્યું અને નૃત્યને અંતે બંને અપ્સરાઓએ ‘ અમારા બે માંથી કોણ ચઢે ’ એમ ઇન્દ્રને પૂછ્યું. ઇન્દ્રને બંનેની નૃત્યકલા સમાન કોટીની લાગી એટલે ઉત્તર આપતાં તે ગુંચવાયો. હંમેશ મુજબ આવા અવસરે **નારદમુનિએ** માર્ગ બતાવ્યો. પૃથ્વી ઉપર **વિક્રમરાજા** સકળ કળામાં નિષ્ણાત છે તેથી તેની પાસે બંનેની પરીક્ષા કરાવવી એવી મુનિએ સલાહ આપી. ઇન્દ્રે પોતાના સારથી **માતલિને** મોકલી **વિક્રમને** તેડાવ્યો. રાજાએ બંનેનાં નૃત્યો જોઈ ઉર્વશીને **રંભા** કરતાં ચઢીઆતી ઠરાવી. અને દેવરાજને નૃત્યકલાનું રહસ્ય સમજાવ્યું ઇન્દ્રે પ્રસન્ન થઇને તેને મહામૂલાં રત્નો જડેલું બત્રીસ દિવ્ય પુતળીઓવાળું ચમત્કારીક તેટલુંજ સોહામણુ સિંહાસન ભેટ આપ્યું. શુભ મુહુર્તે વિધિપૂર્વક ઉજ્જયિનીની રાજસભામાં તેની સ્થાપના કરી **વિક્રમ** તેના ઉપર આરૂઢ થયો.

**વિક્રમ**ને કોઇએ એવું ભવિષ્ય ભાખ્યું હતું કે **આર્યાવર્ત**માં અઢી વર્ષની કન્યાને પેટે જ્યારે પુત્ર જન્મશે ત્યારે તારૂં મરણ પાસે આવેલું જાણજે. આખરે આ આગાહી સાચી પડી. આકાશમાં ધુમકેતુ દેખાયો, ધરતીકંપ થયો અને રાજાને અમંગળ શંકાઓ ઉપજી. **વૈતાલ**દ્વારા તેણે બાતમી મેળવી કે પ્રતિષ્ઠાનપુર ( દક્ષિણના **પૈઠણ** ) માં એક કુંભારની અઢી વર્ષની કન્યાને **નાગરાજ**થી **શાલિવાહન** નામે પુત્ર જન્મ્યો છે. આ ઉગતા શત્રુને દાબી દેવાને **વિક્રમ** ત્યાં જઈ પ્હોંચ્યો અને **શાલિવાહન**ના શીર ઉપર પોતાનું દૈવી ખડ્ગ ખેંચ્યું. પણ **શાલિવાહને** સામો દંડ પ્રહાર કરી જેવો તેનો પ્રાણ લીધો કે તેનું શબ ઉડીને ઉજ્જયિનીમાં જઈ પડ્યું. એક સગર્ભા રાણી સિવાયની બીજી બધી રાણીઓ રાજાના શબ સાથે સતી થઈ. અંતે આકાશવાણી થઈ કે ' જે રાજા પોતાના રાજ્યનું રક્ષણ કરવા સમર્થ થશે તે જ આ સિંહાસને બેસી શકશે માટે હાલ તેને ખાડો ખોદી દાટી દો. ' મંત્રીઓએ આકાશવાણીનો અમલ કર્યો. આ ઘટના વિક્રમ સંવત્ ૧૩૪ માં બની.

વર્ષોના વીતવા સાથે સિંહાસનની વાત પણ વિસરાઈ ગઈ. હવે ઉજ્જયિનીમાં **ભોજ** રાજાની આણ વર્તતી હતી. એક દિવસ સૈન્ય સાથે તે શહેરની બહાર નીકળ્યો. માર્ગમાં લીલાછમ મોલથી લચી પડતું એક ખેતર આવ્યું. ખેતરનો માલીક એક અબુધ બ્રાહ્મણ છેડેના એક ટેકરા ઉપર બેસી પાકની ચોકી કરતો હતો અને વચ્ચે વચ્ચે હાકોટા પાડી પક્ષીઓને ઉરાડી મૂકતો હતો. રાજાને જતો જોઈ તેણે ત્યાંથી જ બૂમ મારી પોતાનું આતિથ્ય સ્વીકારવા વિનંતિ કરી. પણ જેવો રાજા અને તેનું લશ્કર ખેતરમાં દાખલ થયાં કે તે ટેકરા ઉપરથી નીચે ઉતર્યો અને જાણે એકાએક સાવ બદલાઈ ગયો હોય તેમ તત્કાળ બરાડી ઉઠયો: " હે રાજા ! બ્રાહ્મણના ખેતરમાં બગાડ કરનાર તારા જેવો ધર્મભ્રષ્ટ બીજો કોણ હશે ! ખરેખર હળાહળ કળિયુગ આવી ગયો ! " **ભોજ** તો આ સાંભળી છોભીલો પડી ગયો અને ચૂપચાપ પાછો ફર્યો. પેલો બ્રાહ્મણ તો પાછો તેના ટેકરા ઉપર જઈને બેઠો અને ફરીથી તેના મગજે પલટો ખાધો. તેણે હાથ જોડી રાજાને રોકાઈ જવા અને તાજો પોંક ખાવા આગ્રહ કર્યો. **ભોજ** અને તેના સૈન્ય ફરીથી ખેતરમાં

પ્રવેશ કર્યો. એટલામાં ટેકરી ઉપરથી બ્રાહ્મણ હેઠો આવ્યો અને તેના અસલ સ્વભાવ ઉપર આવી રાજાને ખેતરમાંથી ચાલી જવાનું કહી ધાંટા પાડવા લાગ્યો.

બ્રાહ્મણની મનોદશામાં આમ પલટા થતા જોઈ ચકોર રાજાને શંકા ગઈ કે પેલા ટેકરામાં જ કંઇક ચમત્કાર હોવો જોઈએ. કારણ કે બ્રાહ્મણ જ્યારે ટેકરા ઉપર ચઢે છે ત્યારે તેની ઉદારતા ઉભરાઈ જાય છે પણ ત્યાંથી નીચે ઉતરે છે ત્યારે તેની સંકુચિત સ્વાર્થબુદ્ધિ જાગ્રત થાય છે. એક વસ્તુ મન ઉપર લીધી એટલે તેનો તાગ ન કાઢે તો તે રાજા શાનો ? બીજે જ દિવસે પેલા બ્રાહ્મણને તેના ખેતર કરતાં બમણી જગા આપી તેણે પેલા ટેકરાવાળા ખેતરનો કબજો લીધો.

બીજી એક દંતકથા કહે છે કે ગામની સીમમાં ગાયો ચરાવતા ગોવાળના છોકરાઓ રમતાં રમતાં જ્યારે લડી પડતા ત્યારે તેમનામાંથી ગમે તે એક છોકરો પાસેના એક ઊંચા ટેકરા ઉપર બેસતો અને એવો તો સરળ ચૂકાદો આપતો કે લડનાર બંને પક્ષોના મનનું સમાધાન થતું. વખત જતાં આ વાત ગામમાં પ્રસરી અને પછી તો ગામલોકો પણ પોતાના નાના મોટા ઝગડાઓનો ઈન્સાફ આ ગોવાળીયાના છોકરાઓ પાસે કરાવવા લાગ્યા. અને ખૂબી તો એ હતી કે તેમના ફેંસલાથી સૌને સરખો સંતોષ થતો. આખરે આ સમાચાર ભોજરાજાને કાને આવ્યા અને પેલા ટેકરામાં કંઈક ચમત્કાર હોવાની તેને શંકા ગઈ.

પછી તો રાજાની આજ્ઞાથી ખોદકામના નિષ્ણાતો કામે લાગ્યા. સાડા તેર હાથ ઊંડું ખોદતાં ટેકરામાંથી એક પ્રચંડ શિલા નીકળી અને મહામુશ્કેલીથી હાથીઓની મદદ વડે તેને ત્યાંથી ખસેડાવી. શિલાનું ઢાંકણ દૂર થતાં અપૂર્વ તેજથી ઝળહળતું એક સિંહાસન સૌની દૃષ્ટિએ પડ્યું. આશ્ચર્યનો ઉભરો ઓસરી જતાં તેમણે એ સિંહાસન બહાર કાઢવા ખૂબ મથન કર્યું, પણ તેમનાં બળ અને બુદ્ધિ કંઈ જ કામ ન લાગ્યાં. સિંહાસન જરા પણ ઊંચે તો ન જ આવ્યું. આખરે થાકીને તેમણે ભોજને ખબર આપી. રાજાએ જાતે હાજર થઈ પોતાની નજર સામે સિંહાસન કઢાવવાની કોશીશ કરાવી. પણ કોઈ રીતે સિંહાસન રજ માત્ર ન ખસ્યું.

છેવટે જોષીઓની સલાહથી શાન્તિકર્મ નિમિત્તે રાજાએ યજ્ઞ કર્યો અને યજ્ઞને અંતે સિંહાસન સહેલાઇથી આપોઆપ ઊંચે આવ્યું. પછી વાજતે ગાજતે સિંહાસનને નગરમાં આણ્યું અને યોગ્ય દેવાર્ચન તથા માંગલિક વાસ્તુવિધિ કરી રાજાએ તેને રાજસભામાં ગોઠવાવ્યું. **ભોજે** તેના ઉપર બેસવાને બત્રીસ વાર પ્રયત્ન કર્યો અને દરેકવાર અકેકેક પૂતળીએ **વિક્રમ**રાજાના પરદુઃખભંજનપણાની અકેકેક વાર્તા કહી તેનામાં **વિક્રમ**ના જેવી યોગ્યતા હોય તો જ સિંહાસન ઉપર બેસવા જણાવ્યું અને યોગ્યતા વિના સિંહાસન ઉપર બેસવાથી ભારે અનર્થ થશે એવી ચેતવણી આપી. બત્રીસ પુતળીઓની વાર્તાઓ સાંભળી **ભોજે** તે દૈવી સિંહાસનની પૂજા કરી અને તેના ઉપર **વિક્રમ**રાજાની ધર્મવાહિકા પધરાવી.

## કાલિદાસનું બ્રહ્મસભામાં આગમન

ભોજ રાજા જાતે કવિ હતો એટલે કાવ્યશાસ્ત્ર વિનોદનો રસાસ્વાદ માણવાને તેના આશ્રયે એક કવિમંડળ જામ્યું હતું. આજે આપણે ત્યાં કોકવાર સાહિત્ય પરિષદ, કવિસંમેલન કે મુશાયરા થાય છે, પણ ભોજરાજા તો હંમેશ એવી કવિઓ અને પંડિતોની મિજલસ જમાવતા. આને અંગે વિક્રમ વગેરે રાજાઓના સમયથી ચાલી આવતી પ્રાચીન પ્રથા મુજબ તેણે એક સુંદર સભાગૃહ બંધાવ્યું હતું અને તેને સૌ બ્રહ્મસભા કહેતા, કારણ કે અહીં શબ્દ બ્રહ્મની અખંડ ઉપાસના ચાલતી હતી. સોળ સ્તંભવાળા આ સભામંડપને ચાર પ્રવેશદ્વારો હતાં અને વચ્ચોવચ્ચ આવેલી એક હાથ ઊંચી વિશાળ વેદી ઉપર રાજપીઠ હતી.

નિયમ પ્રમાણે રાજ્યાસનની પૂર્વ દિશામાં પ્રાકૃત ભાષાના પંડિતો અને તેમની પાછળ નટો, નર્તકો, ગાયકો, વાગ્જીવકો આદિ બેસતા. પશ્ચિમ દિશામાં અપભ્રંશ ભાષાના વિદ્વાનો અને તેમની પછી ચિત્રકારો મણિમાણિક્યના શૃંગારકો, પટવા આદિ કલાવાન કીસબીઓ બેસતા. દક્ષિણ દિશામાં ભૂતભાષાના કવિઓ, સર્પશાસ્ત્રીઓ, મલ્લો વગેરે બેસતા. સૌ યથાસ્થાને ગોઠવાયા પછી સમસ્યાપૂર્તિ, પાદપૂર્તિ જેવો કાવ્યવિનોદ ચાલતો અને કોઈ નવો વિદ્વાન કે કલાકાર આવ્યો હોય તો તેની પરીક્ષા લેવાતી. પછી યોગ્યતા મુજબ દાન દેવાતાં. અને દેશવિદેશથી આવેલા કવિઓનો યથાયોગ્ય સત્કાર થતો.

એકવાર પ્રતિહાર દ્વારા વરધી કહાવી શંકર નામનો એક નવો કવિ બ્રહ્મસભામાં આવ્યો. આવતાં વેંત, શિષ્ટાચાર મુજબ રાજાના કુશળ પ્રશ્નની રાહ ન જોતાં, એકદમ રાજા સામે એક પત્ર ધરી "રાજન, તમારો અભ્યુદય થાઓ; શંકર કવિનો આ પત્ર સ્વીકારો" એમ કહ્યું.

"કવિ, તમારા પત્રમાં શું છે ?" રાજાએ પ્રશ્ન કર્યો.

"આપને ઉદ્દેશીને રચેલો એક શ્લોક છે." કવિએ ઉત્તર આપ્યો.

રાજાએ કવિને તે શ્લોક વાંચી સંભાળીવવા કહ્યું. પણ જેનામાં ધૂન કે ધૃષ્ટતા ન હોય તે કવિ શાનો ? રાજાને ચમ્મર ઢોળતી દાસીઓના કંકણની ઘુઘરીઓનો રણકાર સાંભળી કવિએ કહ્યું કે "મારો સુકોમળ સ્વર આ રણકાર વચ્ચે નહિ સંભાળાય માટે દાસીઓ ચમ્મર ઢોળતી અટકે તો હું બોલું." રાજાને આ પ્રગલ્ભતા સહેજ ખટકી છતાં વિવેક ખાતર સંકેત કરી દાસીઓને થોભવાની આજ્ઞા કરી.

કવિએ શ્લોક સંભળાવ્યો: "હે **ભોજ**રાજ ! તારો ઉજ્જ્વલ યશ જાણે ત્રણે લોકને શ્વેત–ધોળા-કરવા ધારતો હોય તેમ પ્રતિદિન પ્રસરતો જાય છે ( યશનો રંગ શ્વેત ગણાય છે ) અને મારું હૈયું મૂંઝાતું જાય છે કે રખેને મારી પ્રિયતમ પત્નીનો કાળો કેશકલાપ પણ તારા યશની ધોળાશથી સફેદ થઈ જશે કે શું ?"

આ પ્રાસાદિક શ્લોકથી પ્રસન્ન થઈ રાજાએ કવિને બાર લાખ ટંક આપ્યા અને પછી કંઇક કામ પ્રસંગે તે અંતઃપુરમાં ગયો.

**શં**કર કવિ જેવા અજાણ્યા અને નવા કવિને એક જ શ્લોકના એક સામટા બાર લાખ ટંકા મળ્યા તેથી સભાના જૂના કવિઓને તેની અદેખાઈ આવી. તેઓ પરસ્પર ગુસપુસ કરવા લાગ્યા કે "આપણા જેવા સકલશાસ્ત્રધુરંધર અને નિત્યના આશ્રિત વિદ્વાનોને માત્ર એક જ વાર એક લાખ ટંકા મળ્યા છે ત્યારે આ ખુશામતીઆ ગામડીઆ **શં**કરને એકી તડાકે બાર લાખ આપ્યા ! ખરેખર, રાજાને માણસની પરીક્ષા કરતાં નથી આવડતી. અહીં તો ઘોડું અને ગધેડું બધું બરાબર છે. રાજાને આપણી કદર નથી."

પણ એકાએક આ ગણગણાટ શમી ગયો. રાજા તો પાછો ફર્યો ન હતો. છતાં સભામાં સર્વત્ર શાન્તિ અને ઉત્સુકતા ફેલાયાં. સૌ ઊંચી ડોકે નવા આવનારને જોઈ રહ્યા. આવનાર કોઈ રાજકુમાર ન હતો; છતા મણિજડિત કનકનાં કુંડળોથી શોભતી તેની તેજસ્વી મુખમુદ્રા, વસ્ત્રાં-ભૂષણની સુંદર સજાવટ, તેના શરીરમાંથી પ્રસરતી કસ્તુરી વગેરેની માદક

સુગંધ અને તેના કંઠમાં ઝૂલતી તાજાં પુષ્પોની માળા સૌની આંખોને તેના તરફ આકર્ષી રહી હતી. જાણે સાક્ષાત્ વિલાસની મૂર્તિ હોય, જાણે કવિતા દેવી તેના દેહ દ્વારા પૃથ્વી ઉપર પગલાં માંડતી હોય, જાણે શૃંગાર રસનો અખૂટ ઝરો હોય, અરે, જાણે સાક્ષાત્ મહેન્દ્ર અવની ઉપર ઉતરી આવ્યો હોય તેમ આખી સભા ઉપર પ્રભાવ અને કુતુહલનું જાદુ પાથરતો એ નવો વિદ્વાન છટાભેર ધીમે પગલે દાખલ થયો અને આવતાં વેંત પ્રસન્ન મુખે વિનયપૂર્વક સૌ પંડિતોને તેણે પ્રણામ કર્યાં તથા પાનપટ્ટી વહેંચી સૌને માન આપ્યું. પછી યોગ્ય આસને બેસી રાજા ક્યાં સિધાવ્યા છે તેની પૂછપરછ કરતાં તે અંતઃપુરમાં ગયા હોવાની બીજા પંડિતોએ ખબર આપી. ‘ વનો ( વિનય ) વેરીને વશ કરે ’ તે આનું નામ.

ચોપાસ ચાલતી વાતો ઉપરથી આ ચતુર કવિ સમજી ગયો કે શંકર કવિને બાર લાખ ટંકા બક્ષીસ મળ્યા તેથી આ સૌના પેટમાં તેલ રેડાયું છે. આથી તરત જ સૌના મનનું સમાધાન કરતાં તે બોલ્યો :

“ પંડિતો ! તમારે રજ પણ કચવાટ કરવો ઘટતો નથી. શંકર કવિનું મૂલ્ય તમારા કરતાં વધારે છે એમ માનીને રાજાએ તેને આટલું ભારે દાન આપ્યું નથી. પણ તેના નામથી આપણા આર્યવર્તમાં આવેલા દ્વાદશ જ્યોતિર્લિંગનું રાજાને સ્મરણ થવાથી એ બાર શંકરને ઉદ્દેશીને તેને બાર લાખ ટંકા આપ્યા છે.”

આ ચાતુર્ય અને ચમત્કાર ભરેલા ખુલાસાથી સૌનાં મન પ્રસન્ન અને શાન્ત થયાં. દરમ્યાન કોઇ પરિજને આ અદ્ભૂત કવિના આગમનની ખબર રાજાને પહોંચાડી એટલે રાજા સભામાં આવ્યો અને નવા પંડિતે ઊઠીને તેને સુંદર શબ્દોમાં આશીર્વાદ આપ્યો. પછી સમય પૂરો થવાથી સભા વિસર્જન કરી ભોજ તેને પોતાના રાજભુવનની અગાશીમાં લઇ ગયો અને ત્યાં યથોચિત અલંકારાદિનો શિરપાવ આવી આદરસત્કાર કરી તેને પૂછ્યું: “ હે પંડિતજી ! આપના નામથી શોભવાનું સૌભાગ્ય કયા અક્ષરોને પ્રાપ્ત થયું છે ? આપના અહીં આવ્યાથી કયા દેશના સજ્જનો વિરહથી દુ:ખી થયા છે ? ( આપ કયાંથી આવો છો ? ) ”

પોતાના નામનો ઉચ્ચાર કરવાનો શાસ્ત્રમાં નિષેધ હોવાથી કવિએ રાજાની હથેલીમાં આંગળી વડે ‘ કાલિદાસ ’ એ ચાર અક્ષરો લખ્યા. કાલિદાસનું નામ મુલ્કમશહુર હતું અને ભોજની બ્રહ્મસભા તો તેના

નામથી પૂરી પરિચિત હતી. એટલે કવિનું નામ જાણતાં વેંત રાજા આસનેથી ઊઠ્યો અને ભાવપૂર્વક કવિને ભેટયો. પછી તો બન્ને વચ્ચે સાયંકાળ લગી મીઠી કાવ્યગોઠડી જામી. રાજાની ઇચ્છાથી સંધ્યાકાળનું વર્ણન કરતાં કવિએ કહ્યું:

'व्यसनिन इव विद्या क्षीयते पङ्कजश्रीः
गुणिन इव विदेशे दैन्यमायान्ति भृङ्गाः ।
कुनृपतिरिव लोकं पीडयत्यन्धकारो
धनमिव कृपणस्य व्यर्थतामेति चक्षुः ॥'

'વ્યસની માણસની વિદ્યા ક્ષીણ થાય તેમ, કમળની શોભા સૂર્યાસ્ત થવાથી ઘટતી જાય છે. પરદેશમાં ગુણીજનો દીન બને તેમ, કમળો બીડાઇ જવાથી અન્યત્ર જવું પડશે એવા શોકથી ભમરાઓ દીન થતા જાય છે. નબળો રાજા રૈયતને રંજાડે તેમ અંધારાએ સૌને હેરાન કરવા માંડયું છે અને કંજુસનું ધન વાપર્યા વિના વ્યર્થ જાય છે તેમ અંધકાર જામતાં આંખોનું તેજ વ્યર્થ જાય છે.'

આ સુંદર વર્ણનથી પ્રસન્ન થઈ ભોજ રાજાએ કાલિદાસને કંઇક બીજી બક્ષીસ આપવાની ઉત્કંઠા જણાવી ત્યારે તેને વારતાં કવિએ કહ્યું:

" જ્યાં સુધી પરસ્પર મૈત્રી જામી ન હોય ત્યાં સુધી વિનય વિવેક વગેરે શિષ્ટાચાર જરૂરી છે. પણ એક વાર દિલ મળ્યા પછી તેમ કરવું તે દંભનું રૂપ લે છે.

" હે રાજન્! જે જાતે સારો કવિ છે તે જ બીજા પ્રતિભાશાળી કવિના શબ્દોની સુંદર રચના પારખી શકે છે; બીજા કયાંથી પારખી શકે? કારણ કે પ્રસૂતિની પીડા વાંઝણી કયાંથી જાણે?

"વળી હે નૃપતિ! જે પુરૂષ ઉત્કૃષ્ટ કવિના કાવ્યની દિવ્ય રચના પારખી શકે છે તેણે, જાણે સુવર્ણથી ભરેલી સમસ્ત પૃથ્વી તેને આપી છે એમ સમજવું જોઇએ. કારણ કે દાતા દુર્લભ નથી, પણ એવા સમસંવેદક પરીક્ષકો જ દુર્લભ છે."

આવા નર્મમર્મભર્યા વિવિધ વિનોદ કરી, રાજાની રજા લઇ કાલિદાસ પોતાના ઉતારે ગયો. પછી તો રોજ રાજા ભોજ કવિને પોતાના અંતઃપુરમાં બોલાવતો અને વિવિધ વિનોદ ગોષ્ટી કરતો. આમ બન્ને વચ્ચે ગાઢ પ્રીતિ અને મૈત્રી જામ્યાં.

## અદેખાઇના અંકુર

જેમ જેમ **ભોજરાજા** અને **કાલિદાસ**ની મૈત્રી ગાઢ થતી ગઈ તેમ તેમ બ્રહ્મસભાના બીજા પંડિતોની અદેખાઈ વધતી ગઈ, અને તેએ **કાલિદાસ**નાં છિદ્રો શોધવા લાગ્યા.

તદ્દન નિર્દોષ તો કેવળ એક પરમાત્મા જ છે. બાકી દરેક માણસમાં કંઇકને કંઇક દોષ કે દૂષણ તો મળવાનાં જ; પછી તે ઝાઝાં હોય કે થોડાં તે જુદી વાત છે. એટલે **કાલિદાસ**માં પણ કંઈક દૂષણ તો હોયજ ને ! વાંકદેખા પંડિતો તો એવું શોધી જ રહ્યા હતા અને રજનું ગજ કરતાં તો તેમને શીખવવું પડે તેમ ન હતું.

એક વાર **કાલિદાસ**ને સભામાં આવતાં વાર થઈ એટલે તક સાધી પેલા ઇર્ષ્યાળુ પંડિતોએ રાજા સમક્ષ **કાલિદાસ**ની રસિકતા અને વિલાસિતાને અતિશયોક્તિના રંગરોગાન ચડાવી લંપટતા તરીકે ઓળખાવી અને એવા માણસની સોબતથી વેગળા રહેવાની સલાહ આપી. રાજા આ સાંભળી ખિન્ન થયો. એટલામાં જ **કાલિદાસ** ત્યાં આવી પ્હોંચ્યો અને ચકોર દૃષ્ટિથી પરિસ્થિતિ સમજી ગયો. રાજાના મનનું સમાધાન કરવાને ખુલાસો કરતાં તે બોલ્યો :

" હે રાજન્ ! કામના બાણથી ઘાયલ થતાં બિચારો માનવી અવશ બની તેને આધીન થાય છે. જ્યાં કામદેવને બાળનાર ત્રિભુવનપતિ **શંકર**નું પણ અર્ધું પુરુષાતન તેણે હરી લીધું છે અને તેમને અર્ધનારીશ્વર–અર્ધા દેહે નારી રૂપ–થવું પડયું છે : ત્યાં પામર માનવીની તે શી વિસાત ? "

આ ખુલાસો સાંભાળી રાજા પ્રસન્ન થયો. **કાલિદાસ** પણ તાકયું

તીર લાગ્યું જાણી ઓર રંગમાં આવ્યો. અને તેના વાણીવિનોદથી આખી સભાનું વાતાવરણ બદલી નાખ્યું. પ્રસંગોપાત્ત રાજાની યશોગાથા વર્ણવતાં તેણે કહ્યું:

" મહારાજ ! પરમપુરુષ **વિષ્ણુ** તેમના નિવાસસ્થાન દુધેભર્યા **ક્ષીર**સાગરને શોધી રહ્યા છે, **શંકર કૈલાસ**ને ખોળી રહ્યા છે, ઈન્દ્ર તેના શ્વેત **ઐરાવત** હાથીને ઢુંઢી રહ્યા છે, **રાહુ ચન્દ્ર**ને શોધે છે અને **બ્રહ્મા**જી તેમના વાહન હંસને ખોળતા ફરે છે; પણ તેમાંના કોઈની શોધ સફળ થતી નથી. કારણ કે એ સ્વર્ગ પર્યંત પ્રસરેલી તારા યશની ધોળાશમાં એ બધી ધોળી વસ્તુઓ ઝટ ઓળખી શકાતી નથી.

" **બ્રહ્મા** ( પોતાના હંસને ખોળવાને ) એક વાસણમાં દુધ અને પાણી ભેગાં કરી જે તે પક્ષી સામે ધર્યા કરે છે કે જેથી હંસ હોય તો તેમને છૂટાં પાડે. **વિષ્ણુ** દરેક સમુદ્રમાં છાશ રેડીને જુએ છે કે જો ક્ષીર (દુધનો) સમુદ્ર હશે તો દુધનું દહીં જામશે. **શંકર** તેમનો ત્રીજા નેત્રમાંથી અગ્નિ વરસાવી દરેક પર્વતની પરીક્ષા કરી રહ્યા છે કે જો તે ચાંદીનો કૈલાસ પર્વત હોય તો રૂપાનો રસ ઓગળવા માંડે.

" એક વાર તારા યશનો તોલ કરવાને **બ્રહ્મા**એ તેને ત્રાજવાના એક પલ્લામાં મૂક્યો અને બીજા પલ્લામાં આખો કૈલાસ પર્વત મૂક્યો; છતાં તારા યશનું પલ્લું નીચું ગયું. એટલે વિધાતાએ બન્ને પલ્લાં સરખાં કરવાને કૈલાસ ઉપરાંત બીજા પલ્લામાં અનુક્રમે પોઠીયો, **શંકર**, **પાર્વતી**, ગંગાજળ, **શેષનાગ** અને છેવટે **ચન્દ્ર**ને મૂક્યાં અને છતાંય એ બીજું પલ્લું તો ઊંચું જ રહ્યું. ખરેખર ! તારો યશ અતુલ છે."

" વળી હે **ભોજ** ! તારા દાનધર્મ વિષે એક નવાઈની વાત બની છે. એક વાર **કામ**ધેનુના વાછડાનો ગોવાળ સ્વર્ગમાંથી પૃથ્વી ઉપર ઉતરતો હતો તેને જોઈ નારદજીએ પૂછ્યું કે ' માત્ર દેવોની જ નહિ પણ ત્રણે ભુવનની સકળ કામનાઓ પરિપૂર્ણ કરનાર વસ્તુઓ સ્વર્ગમાં હોવા છતાં તને એવી શાની ખોટ જણાઈ કે તું પૃથ્વી ઉપર ઉતરે છે ?'

' આપણી કામધેનુના વાછડા માટે ઘાસ લેવાને ' ગોવાળે કહ્યું.

' અરે મૂરખ ! તું તો ટૂંકી બુદ્ધિનો ગોવાળીઓ તે ગોવાળીઓ જ

રહ્યો. શું ત્રણે લોકના દેવ અને મનુષ્યોની મનોવાંછના પૂરી કરનાર કામધેનુ. પોતાના વાછડાનું પોષણ થાય એટલું દૂધ પણ આપી શકતી નથી કે તારે પૃથ્વી ઉપર ઘાસ લેવા જવું પડે છે. ?' મુનિએ શંકા ઉઠાવી.

આ સાંભળી ગોવાળીઓ ખડખડાટ હસી પડયો અને બોલ્યો: 'ત્યારે સ્વર્ગમાં શું થયું છે તેની તમને ખબરજ નથી. સૌની કામના પૂરનાર **ભોજ** રાજાના અજોડ દાનધર્મની વાત સાંભળી મારા જેવી સૌની કામના પૂરવાની શક્તિ બીજા કોઇમાં નથી એવો કામધેનુનો ગર્વ ગળી ગયો છે અને તેથી તેના આંચળ સૂકાઈ જવાથી વાછરડા માટે ઘાસની જરૂર પડી છે.'

ત્યારે **નારદજી** ઉલટા હસ્યા અને બોલ્યા: 'અરેરે? તારો ફેરો ફોગટ જવાનો છે. કારણ કે **ભોજ**રાજાના બધા શત્રુઓ દાંતે તરણું લઈ તેને શરણે ગયા છે તેથી તમામ ઘાસ તેમણે ખૂટાડી દીધું છે.'

"વળી હે પૃથ્વીપતિ તું તારા દાનધર્મ અને ક્ષમાધર્મથી આ પૃથ્વીને ટકાવી રહ્યો છે ત્યાં સુધી હવે તેને બીજા કોઈ આધારની કશી જરૂર નથી. તેથી આ પૃથ્વીને પીઠ ઉપર ધરનાર ( **કૂર્માવતારી વિષ્ણુ**) કાચબો ભલે પાતાળ ગંગામાં લહેર કરે; સમુદ્રમાંથી દાઢ વડે પૃથ્વીને ઉપર લાવનાર (**વરાહ અવતારી વિષ્ણુ**) વરાહ ભલે પાતાલગંગાને કાંઠે લીલું ઘાસ ચર્યાં કરે; ભલે શેષનાગ તેમની ફણાને આરામ આપે; ભલે દિશારૂપી હાથણીઓ પાતાલગંગાના કમળના દાંડાના કોળીયા ભર્યાં કરે અને ભલે ધરણીધર પર્વતો છૂટા ફરે."

આવાં પ્રાસાદિક અને ચમત્કારયુકત સ્તુતિવચનો સાંભળી રાજાએ પ્રસન્ન થઈ કાલિદાસને બ્રહ્મસભામાં અગ્રપદે સ્થાપ્યો.

# કાલિદાસનો મત્સ્યાહાર

कक्षे किम् ? मम पुस्तकम्; किमुदकम् ? काव्येषु सारोदकम् ।
गन्धः किम् ? न तु रामरावणवधात्संग्रामगन्धोत्कटम् ।
जीवः किम् ? मम घोरमंत्रलिखितं संजीवनं पुस्तकम् ।
पुच्छः किम् ? खलु ताडपत्रलिखितं, हाहा गुणाढ्यो भवान् ॥

બંગાળા તરફ બ્રાહ્મણો પણ મત્સ્યાહાર કરે છે. કાલિદાસ પણ તેમના સંસર્ગથી મત્સ્ય ખાતો હતો. બ્રહ્મસભાના છિદ્રાન્વેષી પંડિતોને કાને આ વાત આવી એટલે તેમને તો જોઈતું હતું તે મળી ગયું. તેમણે આ વાત મરીમસાલો ભભરાવીને ભોજરાજાને કહી. રાજાએ પૂરાવા વિના આ વાત માની લેવા ના પાડી. આથી પેલા પંડિતોએ કાલિદાસને મુદ્દા માલ સાથે પકડી આપવાનું બીડું ઝડપ્યું અને તેમણે કવિની પાછળ જાસુસો મૂકયા.

એક દિવસ નદીએ નહાવા ગયેલા કવિએ એક મોટું માછલું પકડી કપડામાં વીંટાળી લીધું. પેલા જાસુસોએ આ જોયું અને પંડિતોને બાતમી પ્હોંચાડી. પંડિતો દોડતા રાજા પાસે પ્હોંચ્યા અને કાલિદાસ ઉપરના આક્ષેપની સત્યતા પૂરવાર કરવા તેને નદીએથી પાછા વળતાં પરભાર્યો બ્રહ્મસભામાં બોલાવવા રાજાને આગ્રહ કર્યો. જો તમારી વાત ખોટી નીકળી તો તમને દેશનિકાલ કરીશ એવી શરતે પોતાની નિષ્પક્ષતા જણાવવા રાજાએ કોટવાળને મોકલી કવિને તેની પાસેનાં કપડાં વગેરે સામાન સાથે સીધો સભામાં બોલાવી મંગાવ્યો.

કાલિદાસ હાજર થયો. તેની બગલમાં કપડામાં વીંટાળેલું પેલું મત્સ્ય હતું. ખાત્રી કરવા રાજાએ તેની પૂછપરછ કરી અને રાજાના દરેક પ્રશ્નનો કવિએ લાક્ષણિક જવાબ આપી સરસ્વતીની કૃપાથી પોતાની નિર્દોષતા પૂરવાર કરી. આ રહ્યો એ સંવાદ:

'કવિ, તમારી બગલમાં શું છે?'

'એ તો મારું પુસ્તક છે.'

'તો તેમાંથી પાણી શાનું ટપકે છે ?'

'એ તો કાવ્ય રસ નીતરે છે.'

'પણ તેમાંથી આવી વાસ કેમ આવે છે ?'

'રામ રાવણના સંગ્રામમાં મરેલા યોદ્ધાઓનાં શબો ગંધાય છે તેથી.'

'ત્યારે તેમાં જીવ જેવું શું હાલે છે ?'

'તેમાં દેવીનો ઘોર મંત્ર લખેલો હોઈ તેમાં સંજીવની વિદ્યા છે.'

'પેલું પૂંછડી જેવું શું છે ?'

'અરે એ તો તાડપત્ર ઉપર લખ્યું છે તેનો છેડો છે.'

'વાહ રે ! તમે તો મોટા ગુણવાન જણાઓ છો !' એમ કહી રાજાએ તેની બગલમાંનું માછલું કપડા સાથે ખેંચી કાઢ્યું. પણ જેવો તે ઉઘાડીને જુએ છે તો દેવીના પ્રસાદથી માછલાને બદલે તાડપત્ર ઉપર લખેલું રામાયણનું પુસ્તક સૌને દેખાયું અને રાજા તેમજ પેલા દ્વેષી પંડિતો ભોંઠા પડ્યા. રાજાએ પંડિતો સાથે થયેલી બધી વાત કવિને કહી અને પોતાની શરત મુજબ પેલા ચાડીખાઉ પંડિતોનાં ઘરબાર જપ્ત કરી તેમને દેશપાર કરવા કોટવાળને હુકમ કર્યો.

પણ કાલિદાસે વચમાં પડી રાજાને તેમ કરતાં વાર્યો: "મહારાજ, આ તો ઈર્ષ્યા રૂપી પિશાચીનીના ભમાવ્યા તેઓ ભમ્યા હતા. બાકી તેમનો કંઈ દોષ નથી. એ તો ગામ હોય ત્યાં બે માણસ સારા તો બે નરસા પણ હોય ! પણ મોટા માણસે તો સૌના ઉપર સરખી નજર રાખવી જોઈએ. વડ વગેરે વૃક્ષો તેને પોષનારને તેમજ તેને છેદનારને સરખી છાયા આપે છે. આપ અમારા વૃક્ષ છો અને આપની છાયામાં અમે સૌ પંડિતો બેઠા છીએ માટે કૃપા કરી તેમનો અપરાધ ક્ષમા કરવો ઘટે છે.'

કવિના વચનને માન આપી રાજાએ તેમને જતા કર્યા અને પોતાનો દ્વેષ કરનાર ઉપર પણ ઉપકાર કરનાર કવિને તેની ઉદારતા અને ભલમનસાઈ બદલ રાજાએ ધન્યવાદ આપ્યો. બધા પંડિતોએ કાલિદાસનો અને કાલિદાસે પોતાની લાજ રાખનાર દેવીનો અંતરથી આભાર માન્યો.

## દેવું આપ કે દાન આપ

" જાઓ, કાલિદાસને જ્યાં હોય ત્યાંથી જંગલમાં લઈ જઈ ઠાર કરો ! " કાચા કાનના ભોજ રાજાએ રીસે ભરાઇ મારાઓને હુકમ કર્યો. 'રાજા, વાજાં ને વાંદરાં' તે આનું નામ. કહ્યું છે કે " राजा मित्रं केन दृष्टं श्रुतं वा ?' રાજા કોઈનો મિત્ર થયો છે ?

મારા તો બિચારા ચીઠ્ઠીના ચાકર. તેઓ તો કવિને અઘોર અરણ્યમાં ઉપાડી ગયા અને રાજાના હુકમને નામે તલવાર તાણી ઉભા રહ્યા. પણ જેને રામ રાખે તેને કોણ મારી શકે ? કવિ ઉપર મહાકાલિની મહેર હતી. તેણે દેવીનું ધ્યાન ધરી મારાઓને કહ્યું: " જુઓ, રાજાએ વગર અપરાધે મને મારવાનો હુકુમ કર્યો છે પણ રીસ ઉતરતાં તેને મારી જરૂર પડ્યા વિના રહેવાની નથી. ત્યારે હું પાછો ફરીશ તો તમારો બદલો જરૂર વાળીશ. દરમ્યાન હું વેષ બદલી દૂર દેશાવરમાં ચાલ્યો જઈશ એટલે તમે રાજાના ગુન્હામાં નહિ આવો. "

મારાઓ તો નાહકની બ્રહ્મહત્યામાંથી છૂટયા માની કવિની સોનાની વીંટી લઈ ચાલતા થયા અને બીજે દિવસે કાલિદાસનું કાસળ કાઢયાના સમાચાર રાજાને કહ્યા.

માણસની સાચી કીંમત તેની ગેરહાજરીમાંજ સમજાય છે. રાજાને પણ ડગલે ને પગલે કવિની ખોટ સાલવા લાગી. પણ શરૂઆત માં તો અહંકારના આવેશમાં તેણે ચલાવ્યે રાખ્યું. છતાં જયારે રાજા એકલો પડતો ત્યારે પોતાના આ અવિચારી કામ બદલ તેનો અંતરાત્મા પોકારી ઉઠતો અને પશ્ચાત્તાપનો કીડો તેનું કાળજું કોરી ખાતો.

દિવસે દિવસે રાજાની મનોવ્યથા વધતી ગઇ. આખરે તેણે પેલા મારાઓને બોલાવ્યા. રખેને આપણી વાત ફૂટી ગઈ હશે એવા ભયથી ધ્રૂજતા મારાઓ નીચે મોઢે હાજર થયા. " તમે તે દિવસે પેલા બ્રાહ્મણને મારી નાખ્યોતો કે જીવતો જવા દીધો'તો ?" રાજાએ પૂછપરછ શરૂ કરી. વળી યાદ આવતાં તેણે કહ્યું કે, "તેના ઉપર તો

દેવીની કૃપા છે એટલે એમ તે સહેજમાં મરે નહિ. મારે આજે તેનું ખાસ કામ છે. માટે જે હોય તે સાચ્ચું કહેજો. તમને કશી ય સજા નહિ કરું." રાજાએ અભયવચન આપ્યું એટલે મારાઓએ બનેલી બધી બીના કહી સંભળાવી અને રાજાની હાથ જોડી માફી માગી. 'કાલિદાસ જીવતો છે' જાણી રાજાનું હૈયું હેઠું બેઠું અને મારાઓને ઇનામ આપી વિદાય કર્યાં. બીજે જ દિવસે રાજાએ દેશવિદેશમાં જાસુસો પાઠવ્યા. પણ એમ જાસુસોની જાળમાં ઝટ લઇને ઝડપાઈ જાય તો તે કાલિદાસ શાનો?

આખરે પ્રધાન મતિસાગર સાથે મંત્રણા કરી રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે જે કોઇ નવો શ્લોક રચી સંભાળાવશે તેને રાજા એક લાખ સોનામહોર આપશે. બીજુ બાજુ, પ્રધાને બ્રહ્મસભામાં એકપાઠી દ્વિપાઠી, ત્રિપાઠી, ઘનપાઠી, વગેરે પંડિતોને અનુક્રમે ગોઠવી મૂકયા. એકવાર જે સાંભળે તે એકપાઠીને મોઢે આવડી જતું. આથી કોઈ પણ પંડિત આવીને નવો શ્લોક સંભળાવે એટલે તરત જ એકપાઠી તે બોલી જતો. નવો પંડિત અને એકપાઠી એમ બે જણને બોલતા સાંભળી દ્વિપાઠી તે શ્લોક ભણી જતો અને તેનું સાંભળી ત્રિપાઠી તે શ્લોક બોલી જતો. આમ અનુક્રમે બધા પંડિતો તે બોલી બતાવતા અને ગમે તેવા નવા શ્લોકને જુનો ઠરાવતા. પરિણામે નવો શ્લોક રચી લાવનાર બધા પંડિતો ખાલી હાથે અને વ્હીલે મોઢે નિરાશ થઇ પાછા ફરતા.

જે ગામમાં કાલિદાસ ગુપ્ત વેશે રહેતો હતો તે જ ગામનો કોઇ બ્રાહ્મણ ઉપર મુજબ ખાલી હાથે પાછો ફર્યો. કાલિદાસ સાથે તેને અગાઉ પ્રસંગ પડયો હતો પણ તે જ મહાકવિ કાલિદાસ છે તેમ તે જાણતો ન હતો. તેણે કવિ આગળ પોતાનો કડવો અનુભવ કહી સંભળાવ્યો. ચકોર કાલિદાસ મનમાં સમજી ગયો કે રાજાએ મને શોધી કાઢવાને આ યુક્તિ લડાવી છે. માટે હવે કંઈ હીકમતથી મારે પ્રગટ થવું જોઇએ. તેણે પેલા બ્રાહ્મણને એક નવો શ્લોક રચી આપ્યો અને ખાત્રી આપી કે આ શ્લોક સાંભળી રાજા તેને જરૂર એક લાખ સોના મહોર આપશે.

પેલો બ્રાહ્મણ ફરી ભોજની બ્રહ્મસભામાં હાજર થયો અને

રાજાની અનુજ્ઞા માગી કવિએ રચી આપેલો શ્લોક વાંચી સંભળાવ્યો:

" देवस्त्वं भोजराज त्रिभुवनविदितो धार्मिकः सत्यवादी
पित्रा ते मे गृहीता नवनवतियुता रत्नकोट्यो मदीयाः ।
तांस्त्वं मे देहि राजन् सकलबुधजनैर्ज्ञायते वृत्तमेतत्
त्वं वा जानासि नो वा नवकृतिरथचेल्लक्षमेकं ददस्व ॥

"હે ભોજરાજ ! તું ત્રણે લોકમાં દેવ જેવો ધાર્મિક અને સત્યવાદી તરીકે પ્રસિદ્ધ છે. તારા પિતાએ મારી પાસેથી નવ્વાણું કરોડ રત્નો લીધાં હતાં તે હે રાજા મને પાછાં આપ. આ બધા વિદ્વાનો એ વાત જાણે છે. ( કારણ કે ગમે તેવા નવા શ્લોકને અનુક્રમે બોલી જઈ તેઓ જૂનો ઠરાવે છે. ) છતાં કદાચ તેમને કે તને આની જાણ ન હોય તો આ શ્લોકને નવો ગણી મને એક લાખ મહોર તો આપ."

પેલા એકપાઠી પંડિતે વિચાર્યું કે જો આ શ્લોક બોલી બતાવીશ તો મારું સાંભળી બીજા પંડિતો બોલી બતાવશે અને એમ જો શ્લોક જુનો ઠરશે તો રાજાને નવ્વાણું કરોડ રત્નો આપવાં પડશે. તેથી તે મોં વકાસી ચૂપચાપ બેસી રહ્યો. અને આ શ્લોક નવો પૂરવાર થયો.

શ્લોક સાંભળી રાજાએ મનમાં વિચાર્યું: માનો કે ન માનો પણ આ શ્લોકની હથોટી કાલિદાસની છે. તેના સિવાય આવી ચમત્કૃતિ, શઠતા, પ્રગલ્ભતા અને પ્રસાદ બીજામાં કયાંથી હોય? ખાત્રી કરવા તેણે પેલા પંડિતને કાલિદાસના સમાચાર પૂછ્યા અને પંડિતે પણ કવિએ સૂચવ્યું હતું તે મુજબ આ શ્લોક કાલિદાસે કેમ રચી આપ્યો તેનો ખુલાસો કર્યો. વધુમાં તેણે બાતમી આપી કે સ્વમાની કવિ કાલિદાસ ગોદાવરી તીરે પૈઠણ શહેરમાં હાલ રહે છે.

રાજાએ પેલા પંડિતને લાખ સોના મહોર તથા મૂલ્યવાન વસ્ત્રાલંકાર આપી ખૂશ કર્યો અને અનેક મૂલ્યવાન ભેટો સાથે તેના પ્રધાનોને પૈઠણ મોકલી પૂરા માન સાથે કાલિદાસને ધારાનગરમાં તેડી મંગાવ્યો. નગરના દરવાજે ભોજે તેનું ભાવભર્યું સ્વાગત કર્યું અને ગઇ ગૂજરી ભૂલી જવા જણાવ્યું. પછી તેને તેના પ્રથમના ઉચ્ચપદે આદર સહિત સ્થાપ્યો અને પહેલાંની પેઠે આનંદવિનોદ ચાલવા લાગ્યો.

## માનભંગ અને મનામણાં

એક દિવસ કાલિદાસ બ્રહ્મસભામાં પાછળથી મોડો આવ્યો. તેને દૂરથી આવતો દેખી રાજા રાજી થયો. પણ એટલામાં જ 'પેલો વેશ્યાલંપટ આવે' એમ સભામાંથી કોઈ બોલ્યું. આ સાંભળી રાજા ખિન્ન થયો. આ જોઇ સભામાં બેઠેલી પંડિતા સીતાએ કહ્યું:

" રાજન્ ! ગુણી જનમાં પણ કંઇ દોષ હોય છતાં સજ્જનો તો તેના ગુણ ઉપર જ પ્રીતિ રાખે છે; તેના દોષ બદલ રોષ કરતા નથી. એમ તો ચંદ્રમામાં પણ કલંક કયાં નથી ? છતાં લોકો તેને પ્રેમપૂર્વક જુએ છે. "

આથી રાજાના મનનું જરાક સમાધાન તો થયું છતાં કવિ સભામાં હાજર થયો તો યે હંમેશ જેમ તેને ઉમળકાભેર આવકાર ન આપ્યો. ચકોર કાલિદાસ સંકોચનું કારણ સમજ્યો અને ન્યાયદેવીની મૂર્તિના હાથમાંની તુલાને ઉદ્દેશીને બોલ્યો:

" હે તુલા, તને તોલ કરવાનો અધિકાર મળ્યો છે તેનો ગર્વ કરીશ નહિ. કારણ કે તું તો ભારે ( ગુરૂતા–ગૌરવ–વાળા ) પદાર્થને નીચે પાડે છે. અને હલકા ( લઘુતાવાળા ) પદાર્થને ઊંચે ચઢાવે છે. તારી તુલનાશક્તિ વિવેકશૂન્ય છે. " આવી અર્થ સૂચક અન્યોક્તિ સાંભળીને પણ રાજા પ્રસન્ન ન થયો એટલે કાલિદાસે બેપરવાઈ અને ગર્વભેર ફરી કહ્યું:

"જે વિદ્વાન પૃથ્વી પર સર્વત્ર જવાને શકિતમાન છે તેને કદાચ સ્વદેશમાંથી હિજરત કરવી પડે તો યે તેણે તેનો ખેદ શા માટે કરવો ?

"કાયરો જ ' આ તો બાપનો કુવો છે ' કહી તેમાંનું ખારૂં પાણી પીએ છે ( तातस्य कूपोऽयमितिब्रूवाणाः क्षारं जलं कापुरुषाः पिबन्ति ) જ્યારે આપકર્મીઓ બીજે મીઠું પાણી લાવી પીએ છે. એવા પુરુષાર્થીઓ પ્રસંગ આવ્યે સ્વમાનની ખાતર સ્વદેશનો ત્યાગ કરતી વેળા ' હું કયાં જઇશ ? શું કરીશ ? ' એવી દીનતા અનુભવતો કે મૂંઝાતો નથી."

આમ છતાંય રાજાનો મુખભાવ બદલાયો નહિ તેથી ભર સભામાં પોતાની અવજ્ઞા થઈ માની સ્વમાની કવિ ઊઠીને ચૂપચાપ ચાલતો થયો. પ્રીતિની વેલ વિશ્વાસના વાતાવરણમાં ફૂલે ફાલે છે પણ વહેમની હવા લાગતાં કરમાવા માંડે છે. સાચે જ જ્યાં વહેમ ત્યાં પ્રેમ નહિ.

કવિના જવાથી સભાની શોભા અને રાજાનો આનંદ પણ વિદાય થયાં. ઉદાસ ચિત્તે ભોજ રાજમંદિરમાં ગયો. ત્યાં રાણી લીલાવતી અને દાસીઓએ તેના મનોરંજન માટે ખૂબ કોશીશ કરી છતાં તેની ગમગીની ન ગઈ. ત્યારે રાણીએ એકાન્તમાં પ્રેમથી પૂછીને જાણી લીધું કે કાલિદાસની લંપટ તરીકે થતી નિન્દા સાંભળીને તેના પ્રત્યેથી રાજાનું દિલ ઊઠયું છે. આથી રાજાને પ્રસન્ન કરવાને રાણીએ કહ્યું:

"શાણા સ્વામી, પહેલું તો કોઈની સાથે પ્રીતિ ન બાંધવી એ જ ડહાપણની ઉત્તમ રીતિ છે. પણ એકવાર બાંધી તો પછી છેવટ લગી નિભાવવી એ જ ડહાપણનું બીજું લક્ષણ છે. કારણ કે જન્માન્ધને તેનો અંધાપો જેટલો સાલતો નથી તેટલો જે એકવાર જોઈ શકતો હોય અને પાછળથી અન્ધ બને તેને સાલે છે.

"વળી કાલિદાસ તો દેવી ભારતીનો પુરુષાવતાર જેવો છે તેથી સર્વ વિદ્વાનો કરતાં તેને વિશેષ માન આપવું ઘટે. બાકી જગતમાં નર્યો નિર્દોષ તો એક ઈશ્વર જ છે. વળી નિર્દોષને નિભાવવો એમાં શી નવાઈ? દોષિત હોય છતાં તેના સદ્‌ગુણો અને સત્કર્મોની કદર કરવી એમાં જ સાચી મહત્તા અને ઉદારતા છે."

"વિવેકીજને સામાના દોષો મૌન વડે ઢાંકવા પણ ગુણોનાં તો વખાણ કરી તેમને વિકસાવવા; કારણ કે ગુણ તેમ જ દોષ સૌમાં ઓછે વત્તે અંશે રહેલા છે.

"दोषाकरोऽपि कुटिलोऽपि कलङ्कितोऽपि
मित्रावसानसमये विहितोदयोऽपि ।
चन्द्रस्तथापि हरवल्लभतामुपैति
नैवाश्रितेषु गुणदोषविचारणा स्यात् ॥

"જુઓ, ચન્દ્રમા દોષાકર (૧ રાત્રિ કરનાર અને ૨ દોષોની ખાણ

જેવો )છે, કુટિલ (૧ વાંકો અને ૨ આડા સ્વભાવનો) છે, કલંકિત (૧ ડાઘ વાળો અને ૨ અપકીર્તિવાળો ) છે અને મિત્ર (૧ સૂર્ય અને ૨ સ્નેહી) ના અસ્ત (અવનતિ) થવાના ટાણે ઉદય (ઉન્નતિ) પામનારો છે–છતાંય શંકર તેને પ્રેમપૂર્વક મસ્તક ઉપર રાખે છે; કારણ કે સત્પુરૂષો પોતાના આશ્રિતોના ગુણદોષનો વિચાર કરતા નથી.

"આથી કાલિદાસના દોષો તમારે લક્ષમાં લેવા જોઈતા નથી. ગમે તેવો તો યે એ તમારો સ્નેહી અને આશ્રિત છે."

રાણીના આવા અભિપ્રાય અને આગ્રહથી રાજાનો ખેદ જતો રહ્યોઅને તેણે બીજે દિવસે કવિને પ્રતિજ્ઞાપૂર્વક બ્રહ્મસભામાંસ્થાપવાનો નિશ્ચય કર્યો.

બીજે દિવસે સભામાં કાલિદાસને આવેલો ન જોઈ ભોજે કાલિદાસને તેડવા એક રાજસેવકને મોકલ્યો. કવિએ વિચાર્યું "રાજદરબારમાં તો આમજ ચાલવાનું છે. જેના પ્રત્યે રાજા પ્રેમ અને માન દર્શાવે તેને રાજાની નજરમાં ઉતારી પાડવાની ખટપટ તેના વિરોધીઓ કરતાજ રહેવાના. છતાં એકંદરે રાજાની મમતા અને મહેરબાની મારા ઉપર છે અને તેથી તો આમ તેડાવે છે. આથી વિરોધીઓને ભોંઠા પાડવા ખાતર પણ ગઈ કાલનો અનાદર ગળી જઈ સભામાં તો જવું જ."

કવિને આવતો દેખી રાજા સામો આવ્યો અને પરમ આદર પૂર્વક તેને આસન આપ્યું. તેજોદ્વેષી પંડિતોનું પાણી ઉતરી ગયું અને આ પ્રસંગને ઉદ્દેશીને બાણકવિએ આશીર્વાદ ઉચ્ચાર્યો:

"भोजः कलाविदरुद्रो वा कालिदासस्य माननात् ।
विबुधेषु कृतो राजा येन दोषाकरोऽप्यसौ ॥

"ભોજ રાજાએ કાલિદાસને માન આપીને પૂરવાર કર્યું છે કે જેમ કલાના પરીક્ષક રૂદ્ર–શંકર છે, તેમ બીજો પરીક્ષક રાજા ભોજ પણ છે; કારણ કે તેમણે ( ૧ શંકરે અને ભોજે ) દોષાકર ( ૧ ચન્દ્ર– અને ૨ કાલિદાસ ) ને વિબુધો ( ૧ દેવો અને ૨ પંડિતો ) માં રાજા (અગ્રણી) બનાવેલો છે."

આથી તાત્કાલિક તો કાલિદાસની પ્રતિષ્ઠા વધી પણ તેથી પેલા પેટબળ્યા પંડિતોનો ઇર્ષ્યાગ્નિ વધુ ધૂંધવાયો અને પરિણામે ભવિષ્યમાં વહેમી અને કાચા કાનના રાજાને હાથે કવિને ઘણું સોસવું પડ્યું.

# કાલિદાસ અને લીલાવતીનો પ્રસંગ

" બેટા તરંગવતી, અમારે તારૂં એક કામ પડયું છે અને તારા વિના બીજા કોઈથી તે થઈ શકે તેમ પણ નથી. કોઈ પણ હિસાબે પેલા કાલિદાસનો ટાંટીયો આ રાજમાંથી અમારે કાઢવો છે. કારણ કે તે અહીં આવ્યો છે ત્યારથી રાજા તેને જ માનપાન આપે છે અને અમારા સામે તો જોતા જ નથી. આથી કાલિદાસ વચ્ચેથી ટળે તો જ અમારો દિ વળે. અને અમારા સારા દિવસ આવશે તો અમે તને નહિ ભૂલીએ." આમ કહી બ્રહ્મસભાના અદેખા પંડિતોએ અંતઃપુરની દાસી તરંગવતીને તે ધરાય એટલાં ઘરેણાં વગેરે ભેટ આપ્યાં.

'જર ચાહે સો કર.' અને પાછી આ તો પંડિતોએ તેની ખુશામત કરી. વળી રાજખટપટ વચ્ચે જ રહેતી દાસીને તો આમાં કંઈ શીખવવું પડે તેમ ન હતું તેથી તેણે પંડિતોનું કામ પાર પાડવાનું બીડું ઝડપ્યું. એક વાર પ્રભાતમાં રાજા તેની પાસે થઈને જતો હતો ત્યારે જાણે તે ઊંઘમાં જ કંઇ સ્વપ્નું જોતી હોય તેમ બબડી: "અલી મદનમાલિની, બળ્યું ! આ મૂઓ કાલિદાસ દાસીના વેષમાં અંતઃપુરમાં રોજ છાનો-માનો આવે છે. આવો ગોટાળો તે કેમ ખમાય ?" આ શબ્દો રાજાને કાને પડ્યા અને તેનું ધાર્યું નિશાન સધાયું. આ તે ઉંઘમાં બોલે છે કે જાગતાં તેની ખાત્રી કરવા રાજાએ તેને એક બે હાક મારી જોઈ. પણ કહેવત છે કે 'ઊંઘતો બોલે પણ જાગતો ન બોલે' તેમ તરંગવતીએ પોતે ભરનિદ્રામાં હોય તેવો પૂરો ડોળ કર્યો.

રાજાના મનમાં શંકારૂપી હળાહળ વિષ રેડાઇ ગયું. તેણે વિચાર્યું; માણસ જાગ્રતિમાં જે કંઈ જુએ છે તેની છાયા તેના સ્વપ્નમાં પડે છે.

નક્કી દાસીએ સ્વપ્નમાં જ આ લવારો કર્યો છે. જો જાગતી હોત તો પોતાનો રોટલો જ નહિ પણ જાનનું પણ જોખમ આવે એવું તેની અન્નદાત્રી રાણીની વિરુદ્ધમાં તે કદી ન બોલે. રાણી પણ આખરે તો સ્ત્રી જાત છે. કાલિદાસ તો શૃંગારની મૂર્તિ જ છે. સંભવ છે કે એ બે વિલાસી જીવ ખાનગીમાં મળતા પણ હોય. ખરેખર ! स्त्रीणां चरित्रं पुरुषस्य भाग्यं देवो न जानाति कुतो मनुष्यः ? માટે મારે હવે આ વાતની જાતે ખાતરી કરવી જોઇશે.

હંમેશ મુજબ રાજા જમવા બેઠો ત્યારે કાલિદાસ સામે પાટલે બેસી રસ અને રમુજની છોળો ઉડાડતો હતો. રાજાની પડખે રાણી લીલાવતી બેઠી હતી. સવારની શંકા રાજાના મનમાં ઘોળાયાં કરતી હતી. રાણી અને કવિનું પારખું જોવાને તેણે એક યુક્તિ રચી. " મારી તબીયત સારી નથી તેથી હું તો આજ મગની દાળ અને ભાતજ ખાઇશ " રાજાએ અરૂચિ બતાવી અને રાણીએ તે મુજબ પીરસાવ્યું. જમતાં જમતાં ભોજે કવિને પૂછ્યું:

" मुद्गदाली गदव्याली कवीन्द्र वितुषा कथम् ? "

" હે કવીન્દ્ર ! રોગ મટાડનાર આ મગની દાળ ફોતરાં વિનાની કેમ છે ? "

અને કાલિદાસે તેના સરળ છતાં રસિક સ્વભાવ મુજબ રોજની રીતે તાત્કાલિક વિનોદપૂર્ણ ઉત્તર આપ્યો:

" अन्धोवल्लभसंयोगे जाता विगतकञ्चुकी । "

અન્ધસ્ ( ભાત ) રૂપી પ્રીતમનો સંયોગ થવાથી મગની દાળે ફોતરાં રૂપી કાંચળી કાઢી નાખી છે.

જો વહેમનું ભૂત રાજાના મગજ ઉપર સવાર થયું ન હોત તો કવિનો આવો પ્રાસાદિક ઉત્તર સાંભળી તેણે તેને ઇનામ આપ્યું હોત. પણ આજે તેના શંકિતહૃદયે અર્થનો અનર્થ કર્યો. કવિના જવાબમાંથી તેણે એવો વ્યંગ્યાર્થ ખેંચી કાઢ્યો કે 'અન્ધસ્' શબ્દથી કાલિદાસે રાજાને પરિસ્થિતિના ભાન વિનાનો આંધળો લેખવી પોતે રાણી સાથે મનમાની મોજ ઉડાવે છે એમ સૂચન કર્યું છે. કાલિદાસનું ભાગ્ય

રૂઠ્યું હતું. કહ્યું છે કે,

अवश्यं भाविभावानां प्रतिकारो भवेद्यदि ।
तदा दुःखैर्न लिप्येरन् नलरामयुधिष्ठिराः ॥

થનાર વસ્તુ થયાંજ કરે છે. ભાવીને કોઈ મિથ્યા કરી શકતું નથી. જો તેમ ન હોત તો **નળ**, **રામચન્દ્ર** અને **યુધિષ્ઠિર** જેવા સમર્થ પુરુષો દુઃખી ન થાત.

અને આટલું ઓછું હોય તેમ કવિનો વિનોદી ઉત્તર સાંભળીને રાણી **લીલાવતી**નું મોં પણ સ્હોસહજ લજ્જા અને સંકોચ છતાં આછું મલકી ગયું. થઈ રહ્યું. બળતામાં ઘી હોમાયું. રાજાની શંકાને આથી અણધાર્યું સમર્થન મળ્યું. તેણે વિચાર્યું: ચોક્કસ દાળમાં કંઇક કાળું તો છેજ. નહિતર રાણીની હાજરીમાં **કાલિદાસ** આવો ઉઘાડો શૃંગારી અને અશ્લીલ ઉત્તર આપતાં જ અચકાય અને કદિક કવિસુલભ પ્રગલ્ભતાથી તે આવી છૂટ લે તો પણ રાણી તો તે સાંભળી શરમાઈને નીચું ઘાલે તેને બદલે આ તો હસવું ખાળી શકતી નથી. આ બંનેની નફટાઈને કંઈ સીમા છે? તેમને મારો ડર પણ છે? મારી નજર સામે જ્યારે આમ રંગલીલા થાય છે ત્યારે ખાનગીમાં તો શુંય કરતાં હશે! પણ હવે આનું કરવું શું? આખરે તો **કાલિદાસ** બ્રાહ્મણ છે અને વળી **સરસ્વતી**નો બીજો અવતાર છે એટલે તેનો વધ કરાવવો એ ધર્મ વિરુદ્ધ છે. પણ બીજી બાજુ આવી પોલ તો નજ ચલાવી લેવાય. આવો વિચાર કરી રાજાએ **કાલિદાસ**ને તાબડતોબ માલમીલ્કત સાથે **માળવા**ની હદ છોડી ચાલ્યા જવાની આજ્ઞા કરી અને કંઈ પણ ખુલાસો સાંભળવાની ના પાડી. રાજાની આવી અણધારી આજ્ઞા સાંભળી ઘડીભર તો કવિને આશ્ચર્ય, આઘાત અને અપમાન લાગ્યાં. પણ પળવારમાં તે ખંખેરી નાખી રાજા સામે નજર પણ મિલાવ્યા વિના કાલિદાસ ગર્વભેર ત્યાંથી ચાલી નીકળ્યો અને સીધો જ તેની માનીતી **વિલાસવતી** વેશ્યાની વિદાય માગવા ગયો. તેણે તેને પંડિતોનો પ્રપંચ અને રાજાના અવિચારી હુકમની વાત કરી અને આવા સારાસાર વિવેકથી રહિત બેકદર રાજાના રાજ્યમાં રહેવાથી મોડા વ્હેલો જીવ ખોવાનો ભય છે

એમ જણાવ્યું.

વિલાસવતી જોકે ધંધો વેશ્યાનો કરતી હતી પણ તે માણસના ગુણોની પાકી પરીક્ષક હતી. તેણે કવિને કહ્યું : "આજ લગી તમારા સુખમાં મને ભાગ આપ્યો તો આ દુઃખમાં પણ હવે મને ભાગ લેવા દો. સાચા સ્નેહની પરીક્ષા સંકટ સમયે જ થાય છે. મને સ્વાર્થની સગી ન માનશો. રાજા તો ચઢાઉ છે. કાલે તેને તેની ભૂલ સમજાશે એટલે તમને ખોળતો આવશે. ત્યાં લગી નગર બહારના મારા બગીચામાં આવેલા હવાઉજાસવાળા ગુપ્ત ભોંયરામાં નિશ્ચિન્ત બની રહો. ત્યાં તમારી બધી સુખ સગવડ સચવાશે અને કોઇ તમારો વાળ પણ વાંકો નહિ કરી શકે." વેશ્યાના ખરા હૃદયના આગ્રહથી કવિએ આ ગુપ્ત નિવાસ સ્વીકાર્યો.

બીજી બાજુ, કશુંય કારણ જણાવ્યા વિના રાજાએ કાલિદાસને દેશવટો દીધો તેથી રાણી લીલાવતીએ રાજાના આવા ચંચળ, મનસ્વી અને અવિશ્વાસુ સ્વભાવ બદલ અને ગાઢ મૈત્રીનો આમ પલકારામાં અંત આણવા બદલ તેને ઠપકો આપ્યો. મૈત્રીનો મહિમા સમજાવતાં તેણે કહ્યું:

"इक्षोरग्रात्क्रमशः पर्वणि पर्वणि यथा रसविशेषः ।
तद्वत्सज्जनमैत्री विपरीतानां च विपरीता ॥"

શેરડીની ટોચથી નીચે ઉતરતાં ગાંઠે ગાંઠે રસ વધતો જાય છે તેમ સજ્જનોની મૈત્રી ક્રમે ક્રમે ચઢતી જાય છે, અને શેરડીન મૂળથી ઊંચે ચઢતાં ગાંઠે ગાંઠે રસ ઘટતો જાય છે તેમ દુર્જનોની મૈત્રી ક્રમે ક્રમે ઘટતી જાય છે. मात् त्रायते–આપત્તિમાંથી બચાવે–તે મિત્ર. તમારા સુખદુઃખના સાથી કાલિદાસને આમ કાચી ઘડીમાં કાઢી મૂકવાનું તમને એવું તે કયું કારણ મળ્યું તે હું જાણીશ તો જ જંપીશ. જો મને ખરું કારણ નહિ કહો તો હું મારો જીવ કાઢીશ અને તમને સ્ત્રીહત્યાનું પાપ લાગશે. નક્કી, તેમના વિષે તમારા મનમાં કંઇક કુશંકાએ ઘર કર્યું છે. તમે કોઇના પ્રપંચનો ભોગ બન્યા છો."

આખરે સ્ત્રીહઠ આગળ રાજાને નમવું પડ્યું. તેણે પોતાની શંકાનો એકરાર કર્યો. કવિના અને પોતાના ચારિત્ર વિષે રાજાને શંકા થયાનું

જાણી નિષ્પાપ અંતઃકરણવાળી રાણી હસી પડી: "અરે, મારા ભોળીયા રાજા, મારું સદ્‌ભાગ્ય છે કે તમારા જેવા ખુલ્લા દિલના પતિ મને મળ્યા છે. આટલા સહવાસ પછી પણ તમે કવિને તો ઠીક પરન્તુ મને પણ ઓળખી ન શકયા ? મને તમારા તરફથી મળતા સુખ કે સ્નેહમાં શી કમીના છે કે મારે બીજે ફાંફાં મારવાં પડે ? અમૃતનો કટોરો જેના હાથમાં હોય તેને વળી છાશ પીવાનું તે કદિ મન થતું હશે ? સારું થયું કે તમે આટલો વેળાસર ખુલાસો કર્યો. હવે તો મારી પવિત્રતા પૂરવાર કર્યા વિના અહીંથી હું તમને જવા દેનાર નથી. દોષિત અને નિર્દોષની પરીક્ષા કરવાની જે આકરામાં આકરી કસોટીઓ ( દિવ્યો ) હોય તે મંગાવો અને મારા પતિવ્રતની પરીક્ષા કરાવો." રાણીના અત્યંત આગ્રહને વશ થઈ રાજાએ એક મોટો સાપ, લોખંડનો ગોળો અને ધનુષ્યબાણ મંગાવ્યાં.

જેના દિલમાં પાપ નથી તેને ડર કેવો ? સતીત્વના તેજથી પ્રભાવ પાડતી રાણીએ ઠંડા પાણીએ સ્નાન કર્યું અને ભીને વસ્ત્રે હાજર થઇ હાથ જોડી બોલી: "હે સૂર્યનારાયણ દેવ ! તું સકળ જગતનો સાક્ષી છું. મન, વચન અને કર્મ વડે જાગ્રતિ, સ્વપ્ન કે સુષુપ્તિમાં મેં જો પરપુરુષનું ચિંતન પણ ન કર્યું હોય તો આ કસોટીમાંથી મને પાર ઉતારી વિશુદ્ધ ઠરાવજે."

આમ કહી કરંડીયામાંથી સાપ કાઢી રાણીએ જાણે તે ફૂલનો હાર હોય તેમ પોતાને ગળે લપેટયો પણ સાપે ડંખ ન દીધો. સાપને હેઠો મૂકી લીલાવતીએ લાલચોળ તપાવેલો લોઢાનો ગોળો પોતાના હાથમાં લીધો પણ જાણે તે ફૂલનો દડો હોય તેમ તેને કંઇ આંચ ન આવી. જો આ કસોટીઓમાંથી રાણી પાર ન ઉતરે તો તેને વીંધી નાખવાની ચેતવણી આપીને રાજા તીર તાણીને ઊભો હતો. પણ આખરે સતીત્વ અને સત્યનો જય થયો અને રાજાની શંકા નિર્મૂળ થઇ. હવે શંકાનું સ્થાન શરમ, સંતાપ અને પશ્ચાત્તાપે લીધું. રાજા નીચે મોઢે ભોંય ખોતરવા લાગ્યો અને રાણી તથા કવિની નિર્મળ પ્રીતિના પ્રસંગો સંભારવા લાગ્યો. જેમ જેમ તે વિચારતો ગયો તેમ તેમ તેની મનોવ્યથા વધતી ગઇ અને પોતાની જાતને ફિટકાર આપવા લાગ્યો. રાણીએ અનેક

આશ્વાસનો આપ્યાં છતાં રાજાએ રાત્રિ ખૂબ બેચેનીમાં વીતાવી.

બીજે દિવસે તેણે નિયમ મુજબ બ્રહ્મસભા બોલાવી નહિ. પંડિતોને તેણે કહ્યું: "ચન્દ્ર વિનાની રજની અને દીપક વિનાનું મંદિર જેમ નિસ્તેજ લાગે છે તેમ સર્વ સભાજનોના શિરોમણિ રૂપ કાલિદાસના જવાથી મારી સભા આજે શોભા અને રસથી વંચિત બની ગઇ છે. આથી આજથી બીજા કોઈનો કાવ્યવિનોદ નહિ સાંભળવાનો મેં નિરધાર કર્યો છે." આમ બ્રહ્મસભા બંધ પડી. રાજાની ગમગીની ઘેરી બનતી ગઈ. કાવ્યચર્ચા અને હાસ્યવિનોદ પ્રત્યેની અભિરુચિ ઊડી ગઇ. જાણે આ વિદ્યારસિક ભોજ જ ન હોય તેવું થઈ ગયું.

દરમ્યાન શરદ્‌પૂર્ણિમાની રાત્રિએ રાજાએ સોળે કળાએ ખીલેલો પૂર્ણચન્દ્ર જોયો અને તત્કાળ તેની નજર સામે બેઠેલી રાણી લીલાવતીના મુખચન્દ્ર ઉપર પડી. સહસા રાજાના હૃદયમાં છુપાઇ રહેલું કવિત્વ આ દૃશ્યથી જાગ્રત થયું અને તે બોલ્યો:

" तुलणं अणु अणुसरइ ग्लौ सो मुहचन्द्रस्स खुणदाए ।

ખરેજ આ–લીલાવતીના મુખચન્દ્રની તુલનાને ચન્દ્રમા અનુસરે છે"

લાવ જોઉં તો ખરો આ શ્લોકાર્ધની પૂર્તિ પંડિતો કેવી કરે છે એમ વિચારી બીજે દિવસે ઘણે દહાડે રાજાએ બ્રહ્મસભા બોલાવી. આમ ઓચીંતું તેડું આવવાથી પંડિતો તો ગભરાયા કે નક્કી કંઈક આફત આપણે માથે ઉતરી રહી છે. રાજાએ સભામાં ઉપલી લીટી કહી સંભળાવી અને તેને બંધ બેસતી બીજી પંકિત રચી આ સમસ્યા પૂરી કરવા સૌને જણાવ્યું. સૌ એક બીજાના મોં સામે તાકવા લાગ્યા અને મનમાં ને મનમાં કાલિદાસને કઢાવ્યા બદલ પસ્તાવા લાગ્યા. જો તે અહીં હાજર હોત તો આ સમસ્યા સહેલાઇથી પૂરી કરત અને સૌની લાજ રહેત. સૌને ચૂપ રહેલા જોઈ રાજાએ રોષે ભરાઇને પ્રતિજ્ઞા જાહેર કરી કે " જો આ સમસ્યા પૂરી નહિ કરો તો સભાના સૌ પંડિતોને દેશનિકાલ કરવામાં આવશે. "

'ખાડો ખોદે તે પડે' તેમ કાલિદાસને દેશવટો દેવડાવવામાં જેમનો હાથ હતો તે જ પંડિતોને આજે દેશવટો ભોગવવાનો વખત

આવ્યો. પરસ્પર મંત્રણા કરી સૌની વતી બાણ કવિ ઊઠયો અને તેણે વિનંતિ કરી કે " મહારાજ ! અમને આઠ દિવસની મહેતલ આપો. ત્યાં સુધીમાં જો અમે સમસ્યા પૂરી નહિ કરી શકીએ તો નવમે દિવસે આપમેળે હિજરત કરી જઈશું." રાજાએ આઠ દિવસની મુદત આપી અને સભા બરખાસ્ત કરી.

ઘેર જઈને પંડિતોએ પોથીઓના ઢગના ઢગ ઉથલાવ્યા; ભેગા મળીને ખૂબ માથાઝીંક કરી પરંતુ કંઈ પણ ઉકેલ ન કાઢી શક્યા. આઠમા દિવસે રાત્રિના ઓળા ઉતરતાં સૌ પંડિતો એકઠા થયા. બાણ બોલ્યો:

" मातृद्वेषे भवेद्रोगी पितृद्वेषे दरिद्रता ।
राजद्वेषे भवेद्बाधा विप्रद्वेषे कुलक्षय:॥

"માતાનો દ્વેષ કરનાર રોગી થાય, પિતાનો દ્વેષ કરનાર નિર્ધન થાય, રાજાનો દ્વેષ કરનાર સજા પામે પણ બ્રાહ્મણનો દ્વેષ કરનારનું તો નિકંદન નીકળી જાય. આપણે સરસ્વતીના અવતાર સરખા કાલિદાસ જેવા બ્રાહ્મણનો દ્વેષ કર્યો તેનું જ ફળ અત્યારે ચાખીએ છીએ. તેને લીધે તો આપણી બ્રહ્મસભાની કીર્તિનો ડંકો દેશવિદેશમાં વાગતો હતો અને આપણે સૌ ઢંકાતા હતા." આ બધું રાંડ્યા પછીનું ડહાપણ મયૂર જેવા કેટલાક યુવાન કવિઓને દાઝયા ઉપર ડામ જેવું થઇ પડ્યું અને તેથી બાણને બોલતો અટકાવી સૌ માંહોમાંહે ઝગડવા લાગ્યા. આખરે જેમ તેમ કરી બાણે બધાને શાન્ત પાડી 'હવે શું કરવું?' તે મુદ્દાના પ્રશ્ન પ્રત્યે સૌનું ધ્યાન ખેંચ્યું. વિચારણાને અંતે એમ ઠર્યું કે કાલે રાજા આપણને તિરસ્કારપૂર્વક હાંકી કાઢે તે પ્હેલાં આ અજવાળી રાતે જ સૌએ પોતપોતાનાં ગાંસડાપોટલાં બાંધીને ચાલવા માંડવું.

વિલાસવતીના બગીચામાંના ગુપ્ત ભોંયરામાં બેઠે બેઠે કાલિદાસને અનાયાસે પંડિતોના આ પ્રયાણની જાણ થઈ; કારણ કે નગરમાંથી નીકળતો મુખ્ય માર્ગ એ બગીચાની પાસે થઇને જતો હતો. કાલિદાસે એક દાસીને મોકલીને તેમની આ હિજરતનું કારણ જાણી લીધું. અપકાર ઉપર ઉપકાર કરવો એ તો સજ્જનોનો સ્વભાવ છે. કાલિદાસને મત્સ્યા-

હારી ઠરાવવા જતાં આ જ પંડિતોને દેશવટો ભોગવાનો વારો આવ્યો હતો અને ત્યારે આ જ કાલિદાસે તેમને બચાવ્યા હતા. સમસ્યાપૂર્તિ ન કરી શકવાને કારણે એ જ અદેખા પંડિતોને આજે ઉચાળા ભરતા જોઈ કાલિદાસની ઉપકારવૃત્તિ ઉછળી આવી.

किं पौरुषं रक्षति यो न चार्तान्
किं वा धनं नार्थिजनाय यत्स्यात् ।
सा किं क्रिया या न हितानुबद्धा
किं जीवितं साधुविरोधी यद्वै ॥

દુ:ખીની વ્હારે ન ધાય તે પુરુષાતન શાનું? ગરીબની ભીડ ન ભાગે તે ધન શા કામનું? જેનાથી કોઇનું ભલું ન થાય એવી ક્રિયા પણ શા ખપની? અને સત્પુરૂષોનો વિરોધ કરનારનું જીવતર પણ શા કામનું? આમ વિચાર કરી કાલિદાસે બ્રાહ્મણોની લાજ રાખવાનો નિર્ણય કર્યો અને વિલાસવતીને જણાવ્યો.

ભાગેલા પગે અને નિસ્તેજ મુખે પંડિતો મનમાં ને મનમાં પસ્તાવો કરતા રસ્તો કાપી રહ્યા હતા. એટલામાં સામેથી પાણીપંથી ઘોડી દોડાવતો એક ચારણ તેમને મળ્યો. ઘોડી ઉપરથી ઉતરી તેણે બ્રાહ્મણોને પ્રણામ કરી પૂછયું: "આપ ધારાનગર છોડીને આમ કયાં જાઓ છો? હું તો આપની બ્રહ્મસભાનાં દર્શન કરવા અને મારા કાવ્ય ચાતુર્યથી રાજાને રીઝવી પૈસો અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા દૂર દૂરથી ધારાનગર જઈ રહ્યો છું ત્યાં અહીં તો આપ સૌ નગર છોડી જતા જણાઓ છો તેનું કારણ શું?"

"ભાઈ, ભોજ રાજાએ અમને એક સમસ્યા પૂરી કરવા કહ્યું જે અમે કરી ન શકયા એટલે રાજાની શરત મુજબ અમારે આજે દેશવટો સ્વીકારવાનો દહાડો આવ્યો છે. તું ભોજરાજા પાસે તો જનાર છું જ અને વળી દેવીપુત્ર છું. તો તારાથી ખરી વાત શીદ છુપાવીએ? કદાચ એ સમસ્યાનો ઉત્તર તને સૂઝી આવે. કપાળે કપાળે જુદી મતિ!" પંડિતોએ ચારણને ઉત્તર વાળ્યો અને સમસ્યાનો પૂર્વાર્ધ કહ્યો:

' तुलणं अणु अणुसरइ ग्लौ सो मुहचन्द्रस्स खुएदाए । '

"બસ આ જ સમસ્યા પૂરી કરવાની છે ને ?" ચારણે આશ્ચર્ય પામી પૂછ્યું: "આ તો તદ્દન સરળ વાત છે. ચન્દ્રની સાથે રાણીના મુખચન્દ્રની તુલના કરતાં રાજાએ સ્વાભાવિક રીતે જ આ પૂર્વાર્ધ રચ્યો લાગે છે અને તેનો ઉત્તરાર્ધ કંઈક આવો જ હોવો જોઈએ:

"अणु इदि वण्णयदि कहं अणुकिदि तस्स प्पडिपदि चन्द्रस्स॥"

"પૂનમ પછી પડવાની ચન્દ્રની કલા તો ઘટવાની એટલે તે રાણીના મુખચન્દ્રને અનુસરે છે એમ કયાંથી કહી શકાય ?"

આવો સચોટ ઉત્તરાર્ધ સાંભળી સૌ પંડિતો વિસ્મય પામ્યા અને તેમણે મુકતકંઠે ચારણની કવિત્વશકિતની પ્રશંસા કરી. પણ તે દરમ્યાન પેલો ચારણ તો પંડિતોનું પ્રશંસાનું પારાયણ પડતું મૂકી જેમ ઓચીંતો આવ્યો હતો તેમ જ એકાએક મારતી ઘોડીએ દૂરની ઝાડીમાં અદૃશ્ય થયો.

આ ચમત્કારિક ચારણ ચૂપચાપ ચાલ્યો ગયો એટલે પંડિતોએ પોતાનું પોત પ્રકાશ્યું. તેમણે વિચાર્યું કે આ ચારણ કાલે રાજા પાસે જાય તે પ્હેલાં આપણે જ સવારે રાજાને આ ઉત્તરાર્ધ જણાવી આપણી જવા બેઠેલી પ્રતિષ્ઠા પાછી જમાવીએ. આપણને આ સમસ્યા ચારણે પૂરી કરી આપી છે એ કોણ જાણવાનું હતું ? આમ વિચાર કરી પંડિતો પાછા ફર્યા અને સૌ સૌને ઘેર જઈ નિરાંતે સૂતા.

પ્રભાત થતાં પંડિતો બ્રહ્મસભામાં હાજર થયા. સૌની વતી બાણ કવિએ ભોજરાજાને કહ્યું: "આપની સમસ્યાની પૂર્તિ અમે કરી લાવ્યા છીએ અને આપનું ખાધેલું અન્ન સાર્થક કર્યું છે. સમસ્યાનો ઉકેલ આપના મનમાં આપે ગમે તે નક્કી કર્યો હોય પણ અમારી સમજમાં જે પૂર્તિ બંધબેસતી લાગી તે કહીએ છીએ:

तुलणं अणु अणुसरइ ग्लौ सो मुहचन्द्रस्स खुएदाए।
अणु इदि वण्णयदि कहं अणुकिदि तस्स प्पडिपदि चन्द्रस्स॥
(तुलनामन्वनुसरति ग्लौ सौ मुखचन्द्रस्य खल्वेतस्याः।
अन्विति वर्ण्यते कथमनुकृतितस्य प्रतिपदि चन्द्रस्य॥)
[ छाया ]

આવી આબાદ અનુરૂપ પાદપૂર્તિ સાંભળી રાજા ઊંડા વિચારમાં પડી ગયો. માન ન માન પણ આ તો **કાલિદાસની** જ કલ્પનાચાતુરી છે. રાતે તો મને દૂતોએ બાતમી આપી હતી કે પંડિતોએ પોટલાં બાંધીને ઉચાળા ભર્યા છે અને અત્યારે તો આ ભૂદેવો અહીં છાતી કાઢી સમસ્યા પૂરી કર્યા બદલ મૂછ પર તાલ દઈ રહ્યા છે. નક્કી, નગરથી એક રાતમાં જઈને પાછા ફરાય એટલા અંતરમાં કાલિદાસ ક્યાંક હોવો જોઈએ. જો પંડિતોને પોતાને જ આ પૂર્તિ સૂઝી હોત તો વળી તેઓ રાત્રે સરસામાન સાથે નગર છોડીને જાત જ શા માટે? આથી આનો ભેદ જાણવા માટે એકલા **બાણને** જ પંદર લાખ ટંકાનું દાન કરી સભા વિસર્જન કરી.

બાકીના બ્રાહ્મણોને ખાલી હાથે જવું પડયું તેથી તેઓ મનમાં તો કચવાયા પણ સમસ્યાપૂર્તિનો ભેદ ગુપ્ત રાખવાના સંકેત મુજબ ઉપરથી તો સંતોષ પામ્યાનો ડોળ કરી મૂગે મોઢે સભામાંથી બહાર પડયા. રાજાએ પંડિતોની પાછળ જાસુસો મૂકયા. **બાણને** એકલાને પંદર લાખનો પુરસ્કાર પચવા દે તેવા આ ભૂદેવો ભોળા ન હતા. તેમણે **બ્રહ્મ**સભામાંથી બહાર નીકળીને બડબડાટ શરૂ કર્યો: '**બાણે** પોતાની બુદ્ધિથી આ સમસ્યા પૂરી કરી હોત તો જુદી વાત હતી. બાકી અમને બનાવી જઈને તે એકલો જ આખું ઈનામ જમી જવા માગશે તો તેનો પ્રપંચ રાજા સમક્ષ જાહેર કરતાં આપણને કંઈ વાર લાગવાની નથી.'

ગુપ્તચરો દ્વારા પંડિતોનો આ કચવાટ અને અસંતોષ જાણી રાજાએ તેમને તાત્કાળિક પાછા બોલાવ્યા અને 'સમસ્યાપૂર્તિ કોણે કરી આપી તે મારા જાણવામાં આવ્યું છે માટે સાચું બોલી જાઓ નહિ તો નાહક હેરાન થશો' એવી ધમકી આપી.

પછી તો પંડિતોએ પેલા ચમત્કારિક ચારણે આ પૂર્તિ કરી આપ્યાનો એકરાર કર્યો. પંડિતો અને પગીઓને લઈને રાત્રે જે સ્થળે ચારણ મળ્યો હતો ત્યાં રાજા સત્વર જઈ પહોંચ્યો. ત્યાંથી ચારણની ઘોડીના દાબડા નગર ભણી વળતા જણાયા અને તેને પગલે પગલે

ચાલતાં સૌ વિલાસવતીના બગીચા આગળ આવી પ્હોંચ્યા. અહીં એ પગલાં પૂરાં થતાં હતાં. સાંજ પડવા આવી હતી, એટલે વધુ ચોકસાઈ કરવી મુશ્કેલ હતી. પણ એટલામાં બગીચામાંથી એક દાસી ફાટેલો જોડો હાથમાં લઈ મોચી પાસે જતી હતી. ચકોર પગીઓને જોઈતો પૂરાવો મળી આવ્યો. દાસી પાસેથી સીફતથી પગરખું લઇ પેલા ચારણના પગલા સાથે સરખાવી જોયું તો તે બરાબર બંધ બેસતું આવ્યું. દાસી જોડો સંધાવીને પાછી આવી એટલે તે કયાં જાય છે તેની છૂપાઇને તપાસ કરતાં પગીઓની ખાત્રી થઇ કે એ કહેવાતો ચારણ આ બગીચામાં જ કયાંક છે. આ ખબર મળતાં રાજાએ બગીચાની ચોમેર ચોકીદારો ગોઠવી દીધા અને પ્રતિષ્ઠિત નાગરિકો તથા રાજ્યમંત્રીઓને લઈ તે પોતે વિલાસવતીના બગીચે જવા નીકળ્યો.

બગીચાની ફરતે ચોકી પહેરા ગોઠવાયલા જોઈ ચતુર કાલિદાસ કયાંકથી છટકી જવાની યુક્તિ વિચારવા લાગ્યો. પણ ચબરાક વિલાસ વતીથી એ છાનું ન રહ્યું. કવિને હીંમત આપતાં તેણે કહ્યું: "હોય એ તો રજવાડાના રંગ છે. પણ જ્યાં લગી મારા દેહમાં પ્રાણ છે ત્યાં લગી જાનના જોખમે પણ હું તમારો વાળ વાંકો થવા નહિ દઉં. રાજા બહુ કરશે તો મારૂં વર્ષાસન બંધ કરશે એ જ કે બીજું ? પવનનો ઝપાટો ન આવે ત્યાં લગી હિમાચ્છાદિત ગિરિશૃંગ અને કપાસનો ઢગલો દૂરથી સરખાં લાગે છે. પણ પવન વાય છે કે રૂનો પહાડ વીંખાઇ જાયછે ત્યારે પેલું શિખર તો અડગ ઉભું રહેછે. તેવી જ રીતે વિપત્તિમાં હલકા કાયરોની હીંમત છૂટી જાય છે પણ છાતીગરા મર્દો અડગ ઉભા રહી ધૈર્ય અને પુરૂષાર્થથી આફતનો સામનો કરે છે."

કવિએ ગદ્‌ગદ્‌ કંઠે વિલાસવતીના સાચા સ્નેહ અને સ્વાર્પણ બદલ આભાર માન્યો અને તેને હીંમત આવી. તેણે કહ્યું: "મારું મન સાક્ષી પૂરે છે કે જો રાજા ભોજ જાતે અહીં આવે તો મને કંઈ ન કરતાં ઉલટો મારા પગે પડે." અને આ વાતચીત ચાલતી હતી ત્યાં તો બંનેના આશ્ચર્ય વચ્ચે રાજા કોઇના સત્કારની કે કશી પૂછપરછની રાહ ન જોતાં સીધો અંદર આવ્યો અને કવિને ભાવપૂર્વક ભેટી તેના પગે પડ્યો.

કવિએ રાજાનો હાથ ઝાલી ઉઠાડ્યા અને એક બીજા સામે મૂગે મોઢે જોતા રહી બંને જે વાણી વડે કહી શકાય તેમ ન હતું તે નેત્રની ભાષા વડે પરસ્પરને સમજાવ્યું. આખરે રાજાએ કવિનો હૈયાભાર ઓછો કરવા કહ્યું: "હે મહાકવિ ! શંકાના માર્યા મેં તને દેશવટો દીધો પણ તું તો શુદ્ધ સુવર્ણ જેવો પૂરવાર થયો અને તારા વિયોગમાં મારે પેટ ભરીને પસ્તાવાનું અને ઝરવાનું આવ્યું. હે કલાના નિવાસ આમાં શરમાવાનું મારે છે; તું તો નિર્દોષ છે તો જરા હસીને મારા સામે જો કે જેથી મારું મન શાન્ત થાય."

પછી **વિલાસવતી** ઉપર નજર પડતાં રાજાએ મંત્રીને કહ્યું કે, "આજે આપણે **કાલિદાસને** ક્ષેમકુશળ મેળવી શકયા છીએ તેનો બધો યશ આ **વિલાસવતીને** ઘટે છે કે જેણે પોતાના ઉત્તમ ગુણો વડે **કાલિદાસ** રૂપી પોપટને પ્રેમના પાંજરે પૂરી રાખ્યો હતો. બાકી આપણે તો કવિને દેશપાર કરી બેઠા હતા." આમ કહી તરત જ ત્યાં ને ત્યાં **વિલાસવતીના** વિશાળ ઉદ્યાનમાં રાજાએ દરબાર ભર્યો અને કવિ તેમ જ **વિલાસવતીને** ભારે શિરપાવ આપ્યો તથા કવિને તેની પ્રથમની ઉચ્ચ પદવી ઉપર સ્થાપી વાજતે ગાજતે તેને નગરમાં લઇ જઈ તે દિવસે રાજ્યમાં સર્વત્ર ઉત્સવ ઉજવાવ્યો.

## બલ્લાળથી કવિને પાછા બોલાવ્યા

"બ્રહ્મચારીજી, આ તો કલિયુગ છે. આ યુગમાં બ્રહ્મચર્ય અયોગ્ય નથી? બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ત્રણે આશ્રમોનો આધાર ગૃહસ્થાશ્રમ ઉપર છે. જો આપ સ્વીકારો તો આપને હું બ્રાહ્મણ કન્યાનું દાન અપાવું." ભોજ રાજાએ બ્રહ્મસભામાં આવી ચઢેલા બ્રહ્મચારીની યુવાન વય તથા આશીર્વાદના એક જ શ્લોકમાં દાખવેલ પાંડિત્ય જોઈ તેમને પરણાવવાની પોતાની ઇચ્છા જણાવી.

પણ એમનું બ્રહ્મચર્ય પરાણે સ્વીકારેલું ન હતું. "રાજન્! આપ તો એક નહિ પણ અનેક કન્યાઓ લાવી દેવા સમર્થ છો પરંતુ, અમારે યોગીઓને તો—

सारङ्गाः सुहृदो, गृहं गिरिगुहा, शान्तिः प्रिया गेहिनी
वृत्तिर्वन्यलताफलैर्निवसनं श्रेष्ठं तरूणां त्वचः ।
तद्ध्यानामृतपूरमग्नमनसां येषामियं निर्वृति
स्तेषामिन्दुकलावतंसयमिनां मोक्षेऽपि नो न स्पृहा ॥

જેમના ભાલ પ્રદેશમાં ચન્દ્રકલા શોભી રહી છે એવા શંભુના ધ્યાન રૂપી અમૃતમાં જેમનાં મન નિમગ્ન થઈ ગયાં છે તેવા અમને યોગીજનોને તો મૃગો એ મિત્રો છે, ગિરિગુફાઓ ઘર છે, શાન્તિ એ પ્રિય ગૃહિણી છે, વનફળ અમારો આહાર છે અને વૃક્ષોની છાલનાં વલ્કલો એ વસ્ત્રો છે; આ સ્થિતિમાં અમને તો મોક્ષની પણ સ્પૃહા નથી. તો પછી પરણવાની તો વાતજ કેવી?" યોગીનો આ ઉત્તર સાંભળી રાજા તેમને પગે પડયો અને અનુગ્રહ કરવા ખાતર પણ કંઈક ને કંઈક સેવા સ્વીકારવા આગ્રહ કર્યો.

"ભલે, આપનો આગ્રહ હોય તો એક કામ કરો. મારે કાશી જવું છે. પ્રવાસમાં આપની સભાના આ પંડિતો પણ સાથે હોય તો માર્ગમાં તત્વચર્ચા થાય. માટે તે સૌને સહપરિવાર મારી સાથે યાત્રાએ મોકલો." યોગીએ અનાયાસે સૌ પંડિતોને યાત્રા કરવાની તક અને સગવડ મેળવી આપી.

રાજાએ તત્કાળ વાહન, વાટખર્ચ વગેરેનો પૂરતો પ્રબંધ કરાવી દીધો અને બાણ, મયૂર વગેરે સૌ પંડિતો યાત્રામાં જોડાયા. માત્ર કાલિદાસ એકલો ન ગયો. યાત્રાની તક અને રાજાની આજ્ઞા બંનેની અવગણના કરીને વિલાસવતી વેશ્યાના પાશમાં આમ પડી રહેવા બદલ રાજાએ તેને ઠપકો આપ્યો ત્યારે તેણે ઉત્તર આપ્યો:

"ते बुधा यान्ति तीर्थेषु येशम्भोर्दूरवर्तिनः ।
यस्य गौरीश्वरश्चित्ते तीर्थं भोज परं हि सः ॥

"જેમનાં ચિત્ત શંભુથી દૂર છે તેમને જ તીર્થોમાં જવું પડે છે. પણ જેના ચિત્તમાં પાર્વતીપતિ શંકર વસેલા જ છે તે પોતે જ પરમ તીર્થરૂપ છે."

કવિના આ ઉત્તરથી રાજાના મનમાં પેઠેલો કવિની લંપટતા વિષેનો ખ્યાલ તો દૂર ન થયો: પણ બીજા પંડિતો યાત્રાએ ગયા હતા તેથી કાલિદાસ સાથે તે રોજ વાર્તા વિનોદ કરતો હતો. પણ તેને એકલાને જ જોવાથી રાજાના દિલમાંનો કવિની લંપટતા વિષેનો અણગમો દિવસે દિવસે તીવ્ર બનતો ગયો અને તેમ તેમ કવિને અવજ્ઞા કે અનાદર જેવું લાગે તેમ તે વર્તવા લાગ્યો.

માનવીના મનોભાવને પારખી ન શકે તે કવિ શાનો? ચકોર કાલિદાસ આટલેથી જ ચેતી ગયો અને વધુ માનહાનિ થાય તે પહેલાં રાજાની રજા માગવા થોભ્યા વિના બલ્લાળ દેશમાં ગયો. સુગંધી પદાર્થનો પરિચય તેને પ્રત્યક્ષ જોઈએ તે પહેલાં તેની સુવાસથી જ થાય છે. તેમ કાલિદાસ અહીં આવ્યો તે પહેલાં તેની કીર્તિ તો અહીં પ્રસરી ચૂકી હતી એટલે અહીંના રાજાએ તેનો ભાવભેર આદરસત્કાર કર્યો. વિવિધ પ્રકારના કાવ્યવિનોદથી ત્યાંના રાજાનું મનરંજન કરતાં કરતાં કવિના

દિવસો અહીં આનંદથી વીતવા લાગ્યા.

બીજી બાજુ, **ભોજ**નો નિકટનો મિત્ર **માઘ** કવિ મરણ પામ્યો અને પેલા પંડિતો તો **કાશી**થી પાછા ફર્યા ન હતા તેથી રાજાને હવે જ **કાલિદાસ**ની ખોટ ખરી સાલવા લાગી. દિવસે દિવસે તેનાં ઉદ્વેગ અને ઉદાસી વધતાં ચાલ્યાં. ચતુર મંત્રીઓ આનું કારણ કળી ગયા. તેમણે રાજાની આ વ્યાકુળતા વર્ણવતો વિગતવાર એક પત્ર લખ્યો અને તેમાં **કાલિદાસ**ને **ધારાનગર**માં આવવાનું આગ્રહભેર આમંત્રણ આપી રાજદૂતો સાથે મોકલી આપ્યો. આપણે એ કાગળની કેટલીક કંડિકાઓ જોઇએ:

" न भवति; स भवति, न चिरं भवति, चिरंचेत्फले विसंवादी ।
कोपः सत्पुरुषाणां तुल्यः स्नेहेन नीचानाम् ॥ "

"સજ્જનનો રોષ અને દુર્જનનો સ્નેહ એ બેની સરખામણી કદિ કરી છે ? પ્હેલાં તો સજ્જનને ક્રોધ ઉપજતો નથી અને નીચને પ્રેમ પ્રગટતો નથી. જો ઉપજે છે તો લાંબો વખત ટકતા નથી. અને જો તે લંબાય છે તો તેનાં પરિણામ ઉલટાં જ આવે છે. સજ્જનનો શાપ પણ વરદાન રૂપ થઈ પડે છે જ્યારે નાદાનની દોસ્તીથી જાન જવાનો વખત આવે છે.

"વળી, હે બાળકોકિલ જે આમ્રકુંજમાં તું આનંદકલ્લોલ કરતી હતી તેને ત્યજીને બીજાં વૃક્ષો ઉપર બેસી ટહુકતાં તને કંઈ શરમ નથી આવતી ? તારૂં સ્થાન તો આંબાની ડાળે જ છે. બીજા ઝાડ ઉપર તું નહિ શોભે. અર્થાત્ **કાલિદાસ**નું સાચું સ્થાન તો **ભોજ**ની **બ્રહ્મ**સભામાં છે. બીજે એવી શોભા નહિ મળે."

કવિએ કાગળ વાંચ્યો અને તેની આંખો સ્હેજ સજળ બની. **ધારાનગરી**માં માણેલા સુખ અને સ્નેહના પ્રસંગો નજર સામે તરવરવા લાગ્યા. રાજાની વિરહવ્યથા જાણી તેની રીસ ઉતરી ગઇ અને **બલ્લાળ** નરેશની અનુજ્ઞા માગી દૂતો સાથે તે ચાલી નીકળ્યો. **ધારાનગર** બહાર એક ઉદ્યાનમાં ઉતારો કરી દૂતો દરબારમાં ખબર આપવા ગયા. **કાલિ**દાસના પુનરાગમનના સમાચાર સાંભળી રાજા, પ્રધાનો અને નગરજનો સાથે દરવાજે કવિનું સામૈયું કરવા ગયો. તેનાં પનોતાં પગલાં થતાં પેલા **કાશી** ગયેલા પંડિતો પણ સુખરૂપ સહકુટુંબ પાછા ફર્યા અને બ્રહ્મસભા તેના મૂળ સ્વરૂપમાં શોભી રહી.

## વહેમના વમળમાં

પુરૂષ પોતે ગમે તેવા શિથિલ ચારિત્ર્યનો હોય છતાં તેની પત્નીના ચારિત્ર વિષે સહેજ પણ શંકા જતાં ન કરવાનું કરી બેસે છે. રાણી લીલાવતીના પાતિવ્રત્યની પૂરી પરીક્ષા થઈ ચૂકી હતી પણ કાલિદાસ-ની લંપટતા વિષેની ભોજની માન્યતા તો હજીય ઊંડે ઊંડે મૂળ નાખીને પડી હતી. આખરે તો વહેમનું ઓસડ નથી. અવારનવાર અદેખા પંડિતો, ખુશામતીઆઓ અને હજુરીઆઓની ભંભેરણીથી આ વહેમને પોષણ મળતું.

એક વખત એકાન્તમાં રાજાની ઈચ્છા અનુસાર કાલિદાસે રાણી લીલાવતીના મુખ સૌન્દર્યનું આબેહૂબ વર્ણન કર્યું. કવિએ તો ભોળા ભાવે તેની હંમેશની રસિકતા પ્રમાણે સજીવ શબ્દચિત્ર ખડું કર્યું પણ મેલા મનના રાજાએ તેનો અવળો અર્થ કર્યો. વહેમ અને ઉકરડાને વધતાં વાર લાગતી નથી. આ રોગ એવો જીવલેણ છે કે તે વ્હેમીનો તો જીવ લે છે પણ તે પ્હેલાં જેના જેના વિષે તેને વહેમ ભરાયો હોય તેમનો પણ ભોગ લે છે. સાચે જ, વહેમ એ જીંદગીનું ઝેર છે.

જેમ જેમ રાજાનો વહેમ દઢ થતો ગયો તેમ તેમ તે કાલિદાસની કસોટી કરવાને અધીરો થતો ગયો. મૃગયાનું નિમિત્ત કાઢી ચારેક શિકારી-ઓ અને કાલિદાસને સાથે લઈને રાજા એક વાર છડી સ્વારીએ પાસેના પહાડી પ્રદેશમાં ગયો. માર્ગમાં એક સુંદર કાળિયાર મૃગ નજરે પડ્યો અને તેની પાછળ રાજાએ પૂરપાટ ઘોડો છોડી મૂક્યો. પણ મૃગ નિશાન ચૂકાવી નાઠો તે હાથ ન આવ્યો. રાત્રિ પડતાં રાજાએ એક નાના ગામમાં મુકામ કર્યો. સવારે રાજાએ ધારાનગર ભણી કૂચ શરૂ કરી પણ ધોરી રસ્તે ન

જતાં ઇરાદાપૂર્વક આડ વાટે ચઢી ગયો. સૂર્ય માથે આવ્યો પણ રસ્તાનો છેડો ન આવ્યો. બપોરના ધીખતા તાપમાં જ્યારે આગળ વધવું અશક્ય થઈ પડ્યું ત્યારે રાજાએ એક વિશાળ વડના ઝાડ નીચે આવેલી વાવ પાસે પડાવ નાખ્યો. નોકરે રાજા અને કવિને શીતળ જળ આણી આપ્યું અને ખાવાના ભાથાના કરંડીઆ કાઢી આપ્યા.

કાલિદાસે પોતાનો કરંડીઓ ખોલ્યો અને તેમાંથી થોડુંક રાજાને પીરસી ખાવાનો આગ્રહ કર્યો. પણ રાજાએ ન તો તેને હાથ લગાડ્યો કે ન તો પોતાનું ભાથું કાઢ્યું. કવિને તો કકડીને ભૂખ લાગી હતી પણ રાજાને મૂકીને કેમ જમાય ? તેણે ફરી ફરી રાજાને ખાવાનો આગ્રહ કર્યો ત્યારે રાજાએ કહ્યું કે, હું તો લીલાવતીનું મુખ જોયા વિના જમનાર નથી. રાણીએ પોતાનું પાતિવ્રત્ય પૂરવાર કર્યું તે દિવસથી મેં આ નિયમ લીધો છે."

"પણ સ્મૃતિવચન છે કે પ્રવાસમાં શુદ્ર માફક વર્તવું. સ્થળ અને સમયનો પણ વિચાર તો કરવો જોઇએ. માટે આ આપત્તિકાળમાં કશો બાધ ન ગણતાં જે ભાવે તે બે કોળીયા ખાઇ લો." કવિએ દલીલ કરી.

"શાસ્ત્રો ભલે પ્રવાસમાં આપદ્‌ધર્મની છુટકબારીઓ રાખે. એ તો જેનું સંકલ્પબળ શિથિલ હોય તેને માટે છે; પણ તારો આગ્રહ છે તો એક કામ કર. તું ચિત્રકલા નિપુણ છે અને તારી પાસે તેનો સામાન પણ તૈયાર છે તો રાણીની એક હુબહુ છબી ચિતરી આપ જે જોઇને હું ખાવા બેસીશ. રાજધાનીમાં તો કોણ જાણે ક્યારે પ્હોંચીએ ત્યાં લગી ભૂખ્યા રહેવું એ મારા માટે અને તેથી યે વધુ તારા માટે શક્ય કે સલાહભરેલું નથી." રાજાએ વચલો રસ્તો કાઢ્યો.

રાજા જાણીબૂઝીને કવિની કસોટી કરવા આ પાસો નાખી રહ્યો હતો પણ નિષ્પાપ કવિ તો રાજાની પ્રતિજ્ઞા જળવાય તે ખાતર સાફ દિલે ચિત્ર કાઢવા બેઠો. ચિત્ર પૂરું કરી જેવો તે નીચે મૂકવા ગયો તેવો જ રાણીના ડાબા સાથળ ઉપર પીંછી અડકવાથી જાણે ત્યાં તલ કે લાખું હોય એવો ડાઘ પડ્યો. કવિએ એને શ્રી કાલિકાનો સંકેત સમજી ડાઘવાળી પ્રતિકૃતિ રાજાના હાથમાં આપી.

પરીક્ષકની નહિ પણ વહેમીની નજરે રાજા છબી જોતો હતો એટલે તરત જ પેલો ડાઘ તેની નજરે પડયો. તેણે મનમાં ગાંઠ વાળી કે નક્કી કવિએ રાણીને કયાંક એકાન્તમાં નવસ્ત્રી જોઇ હશે; નહિતર તેના સાથળ ઉપરનું લાખું તે વળી કયાંથી ચીતરી શકે ? છતાં રખેને કંઈક શરતચૂકથી એ ડાઘ પડી ગયો હોય એમ ધારી ફરી ખાતરી કરવા માટે આ ચિત્ર જોઈએ તેવું તાદશ નથી, એવું બ્હાનું કાઢી તેણે કવિને બીજી વાર ચિત્ર દોરવા કહ્યું.

કાલિદાસે કાળજીપૂર્વક ફરી તસ્વીર ચીતરી પરંતુ બીજી વખત પણ પહેલા ચિત્રમાં પડયો હતો તેવો જ ડાઘ અનાયાસે પડી ગયો. રાજા આ છબી જોઈ રાતો પીળો થઇ ગયો. તેને હવે પૂરી ખાત્રી થઈ ગઇ કે આ દગાબાજ દોસ્તે મારી સ્ત્રી ઉપર કયાંકને કયાંક અવશ્ય એંઠી નજર નાખી છે. થઇ રહ્યું ! ક્રોધના આવેશમાં રાજા સાન ભાન ભૂલ્યો; ન બોલવાનું બોલ્યો. અને શિકારીઓ પાસે કવિને મુસ્કેટાટ બંધાવી તેને વાઘની બોડ પાસે મૂકી આવવાની તેમને આજ્ઞા કરી. "વાઘતે ને ફાડીને ખાઇ જાય એટલે મને ખબર આપજો" એમ કહી આવેશમાં ને આવેશમાં રાજા એકલો જ ધારાનગર જવા ઉપડયો અને છેક રાતે ત્યાં પ્હોંચ્યો.

રાજાએ આજલગીમાં અનેકવાર અવિચારીપણે કાલિદાસને આવી શિક્ષાઓ કરી હતી અને પાછળથી પસ્તાઇને કવિને શોધી કાઢી પગે પડીને પાછો તેનો સત્કાર કર્યો હતો એ બધું આ શિકારીઓથી અજાણ્યું ન હતું. રાજા ચાલ્યો ગયો એટલે તેમણે તરત જ કવિને કયાંય રાજાની નજરે ન ચઢવાની શરતે છૂટો કર્યો, અને કાલિદાસને વાઘે કેવી રીતે ફાડી ખાધો તેના સવિસ્તર સમાચાર બીજે દિવસે તેમણે રાજાને પ્હોંચાડયા.

'જો હું અહીંથી વેષ બદલી વિદેશમાં જઈશ તો મારા ઉપર લાગેલું કલંક ધોવાશે નહિ અને એવી અપકીર્તિ કરતાં તો મરવું બહેતર છે. ગુપ્તવેષે ધારાનગરમાં રહેવાથી, રાજાને મારો ખપ પડયે હું જાહેર થઈ શકીશ અને મારી નિર્દોષતા પૂરવાર કરી શકીશ.' આવો વિચાર કરી કાલિદાસ પાસેના ગામડામાં ગયો. ત્યાં યુક્તિ

પ્રયુકિતથી થોડાક પૈસા મેળવી તેણે એક કુલીન સ્ત્રીને છાજે તેવાં વસ્ત્રાભૂષણ ખરીદ્યાં અને રાત્રે એ કપડાં પહેરી સ્ત્રીના વેશમાં તે ધારાનગરમાં દાખલ થયો. રસ્તે ચાલતાં તેણે વિચાર્યું: પૂર્ણ પુરુષોત્તમ **વિષ્ણુ**ને પણ મોહીની રૂપ લેવું પડ્યું હતું અને ગાંડીવધારી **અર્જુન** જેવા વીરશ્રેષ્ઠને પણ **વિરાટરાજા**ના અંતઃપુરમાં હીજડાના રૂપે રહેવું પડ્યું હતું તો હું તે શા હિસાબમાં ? વળી પશુઓમાં શિયાળ, પક્ષીઓમાં કાગડો પુરુષોમાં વાળંદ અને સ્ત્રીઓમાં માલણ એ ચાર ચબરાક અને ચપરખંધાં ગણાય છે. રાજમહેલથી માંડી રંકની ઝુંપડી લગીના ઘરેઘરની રજેરજ બાતમી માલણને ઘેર આવે છે અને મને ફુલોની પરીક્ષા તથા તરેહવાર ગુંથણી સારી રીતે આવડે છે તેથી કોઇ માલણને ત્યાં જ દાસી રૂપે રહેવું ઠીક પડશે એમ નક્કી કરી રાત્રિના પહેલા પહોરે તે નગરની નામીચી માલણ **લાખી** ( **લક્ષ્મી** ) ને ઘેર જઇ ચઢ્યો. **કાલિકા**ની કૃપાથી તેનો વેશપલટો કોઇ પારખી શકે તેમ ન હતું.

**લાખી** તો તેનું રૂપ જોઇને મોહવશ થઇ ગઈ અને તેને હરકોઇ પ્રકારે નોકરીમાં રાખી લેવા તત્પર બની. પણ તેનો મનોભાવ કળી જઇ **કાલિદાસે** કહ્યું: “ શું કરું ? સગાં સંબંધી સૌ મરી ખૂટ્યાં એટલે કોઇની ઓથ કે આશરો ન રહેવાથી વખાની મારી હું આવી તો છું પણ હું કુલીન કુટુંબની છું તેથી કોઈપણ સંજોગોમાં પરપુરુષને હું મારું મ્હોં નહિ બતાવું. માટે મારું આ વ્રત જળવાશે એવી ખાત્રી મળતી હોય તો હું અહીં રહેવા તૈયાર છું. ” **લાખીએ** તેને સોગંદપૂર્વક ખાત્રી આપી એટલે તેણે નોકરી સ્વીકારી. આ નવી દાસીનાં પગલાં થયાં ત્યારથી **લાખી**નો ધંધો અને પ્રતિષ્ઠા વધતાં ચાલ્યાં. આથી **લાખી** તો આ નવી દાસીને સગી માજણી મોટી બહેનથી પણ વિશેષ કોઇ દેવી રૂપ માનવા લાગી અને આમ કવિ અહીં બેઠે અનાયાસે નગરચર્ચા ઉપર નજર રાખવા લાગ્યો.

* * *

‘ના, ના, નીચે તો શિકાર કરવા નીકળેલો હું પોતે જ જંગલી જનાવરોનો શિકાર બની જાઉં; માટે લાવ ઝાડ ઉપર જ રાત કાઢી નાખું ’ આવો વિચાર કરી શિકારની શોધમાં એકલા દૂર નીકળી ગયેલા

ભોજના યુવરાજે રાત્રિ પડતાં પોતાના ઘોડાનો ચરવાને છૂટ્ટો મૂકી દઈ ઝાડ ઉપર આશરો લેવાનું નક્કી કર્યું. ઝાડ ઉપર તે ચઢ્યો. ત્યાં છેક ઊંચી ટોચે તેણે એક વાંદરાને બેઠેલો જોયો. રાત્રે ઊંઘમાં રખેને આ વાંદરો હેરાન કરે એવી શંકાથી તે ઉંચે ચઢતાં અચકાયો, પણ ત્યાં તો માનવીની વાચામાં વાનર બોલ્યો, 'રાજકુમાર, ગભરાયા વિના ઉપર આવો.' આ શબ્દોથી પ્રોત્સાહિત થઇ કુંવર તેની પાસે ગયો અને પોતે અહીં કેવી રીતે આવી ચઢ્યો તે કહ્યું.

સમદુ:ખીયાં વચ્ચે ઝટ મેળ જામે છે સમસુખીયાં વચ્ચે એવો મેળ જવલ્લે જ જડે છે. ઉલટું ઘણીવાર તો અતડાઈ અને હોંસાતુંસી વધારે મળી આવે છે. વાનર અને કુંવર બંને સમદુ:ખીયા હતા. આથી વિશ્વાસ જામતાં વાનરે પોતાની વીતકકથા કહી:

"મીઠાં વનફળ અને ઝરણાંનું શીતળજળ મળવાથી મારો દિવસ તો અહીં સુખમાં જાય છે. પણ રાતે એક વિકરાળ વાઘ આ વૃક્ષ નીચે આવે છે અને મારો શિકાર કરવા આ ઝાડને હચમચાવી નાખે છે તેથી ભયના માર્યા રાતે મને મુદ્દલે ઊંઘવા મળતું નથી. આજે તમે આવ્યા છો તો અર્ધી રાત હું ઊંઘીશ અને અર્ધી રાત તમે ઊંઘજો."

"ભલે, પણ પહેલું મને ઊંઘવા દેવું પડશે કારણ કે આખો દિવસ રખડીને હું થાકી ગયો છું" કુંવરે માગણી કરી. વિશ્વાસુ વાંદરે તે કબુલ રાખી. કુંવર ઘસઘસાટ ઘોરવા લાગ્યો અને રખેને તે ઊંઘમાં પડી જાય તેમ ધારી વાંદરો તેને મજબુત પકડી રાખ્યો. એટલામાં હંમેશ મુજબ ઝાડ નીચે વાઘ આવી ઉભો.

"અરે વાંદરા! તું આ માનવીને કેમ પકડીને બેઠો છે? એ તો દગાખોર જાત છે અને તમામ પશુઓની દુશ્મન છે. તેનો વિશ્વાસ કરીશ તો માર્યો જઇશ. માટે મારૂં માને તો તેને નીચે નાખી દે એટલે હું તેનો ભક્ષ કરી ચાલ્યો જઉં. પછી હું તને કદી હેરાન નહિ કરૂં." વાઘે વાંદરાને પટાવવા માંડ્યો.

"શું હું વિશ્વાસઘાત કરૂં?" વાંદરે કહ્યું "તે કરતાં તો મોત

આવે તે સારૂં."

"તો તું એને છોડી દે. હું ડાળી હલાવીશ એટલે તે આપમેળે નીચે પડશે. એમાં તને પાપ નહિ લાગે" વાઘે દલીલ કરી.

"ના, મારાથી એ નહિ થઈ શકે." વાંદરો અડગ રહ્યો. મધ્યરાત્રિ થતાં તેણે રાજકુંવરને જગાડ્યો: "જુઓ, નીચે વાઘ બેઠા છે. તે ગમે તેટલું પટાવે કે ડરાવે તો પણ તમે મને નીચે હડસેલી દેતા નહિ. આ ઝાડ મજબૂત છે એટલે કશો ભય નથી. હું તમારે ભરોસે સૂઈ જઉં છું; મને દગો ન દેતા."

કુંવરે તેને સર્વ પ્રકારે ખાત્રી આપી એટલે વાંદરો ઝાડની ડાળીને પોતાની પૂંછડી વીંટાળી કુંવરના ખોળા આગળ માથું મૂકીને સૂતો. થોડીવાર થઈ એટલે વાઘે શરુઆત કરી:

"અલ્યા માનવી! વાંદરાનો તે કદી વિશ્વાસ થતો હશે? તારો જીવ જો તને વ્હાલો હોય તો આ વાંદરાને નીચે નાખ એટલે હું શિકાર કરી ચાલ્યો જાઉં. જો તું તેને બચાવીશ તો સવારે તે જ તને કરડી ખાશે. અત્યારે તેને ગરજ છે તેથી તેણે તારી દોસ્તી કરી છે. આવા વાંદરાની તે દોસ્તી થાય?"

"ના, એ વિશ્વાસઘાત હું નહિ કરું." કુંવરે ડોકું ધૂણાવ્યું.

વાઘે વિચાર્યું કે ભય દેખાડ્યા વિના આ માનવી નહિ માને તેથી તેણે ઝાડને ખૂબ હચમચાવ્યું અને ભયંકર ત્રાડ પાડી કૂદકા મારવા માંડ્યા. કાચી છાતીનો કુંવર ગભરાયો અને પોતાનો જીવ બચાવવા તેણે વાંદરાને છોડી દઈ ઉલટો ધક્કો માર્યો. પણ સાવચેત વાંદરો ડાળીને પૂંછડી સજ્જડ વીંટીને સૂતો હતો તેથી તે સહેજ સરક્યો ખરો પણ એકદમ હેઠો પડ્યો નહિ. પોતાનો વિશ્વાસઘાત થતો દેખી વાંદરે કુંવરને કરગરીને કહ્યું: "ભલા માણસ! મને નીચે નાખવાથી તું નર્કમાં પડીશ. દગા કીસીકા સગા નહિ. માટે મારો દ્રોહ ન કરતાં મને બચાવી લે."

પણ 'વિનાશ કાળે વિપરીત બુદ્ધિ' પ્રમાણે કુંવરે તેને ડાળીએ વળગી રહેવા ન દેતાં હડસેલો માર્યો અને લાગ તાકી રહેલા વાઘે તેને પકડી પંજા નીચે દબાવ્યો.

મોતના મોઢામાં પડેલો વાંદરો એકાએક કારમી રીતે ખડખડાટ હસ્યો. વાઘને તેથી નવાઈ લાગી અને તેણે હસવાનું કારણ પૂછ્યું. પણ તે સાંભળી વાંદરો ફરીથી હસ્યો. તેના આ વિચિત્ર હાસ્યનું રહસ્ય જાણવાને વાઘની ઉત્કંઠા ઓર વધી અને તેણે ફરી પૂછ્યું ત્યારે વાંદરાએ ત્રૂટક સ્વરે કહ્યું: "હું તમારા પંજાની પકડમાં સજ્જડ દબાયલો છું એટલે શી રીતે સમજાવું? પૂરો શ્વાસ પણ લઈ શકતો નથી માટે જરાક ઢીલું મૂકો તો હું બોલું."

વાંદરાની યુક્તિથી વાઘ છેતરાયો. જેવી તેણે પકડ ઢીલી કરી કે તક સાધીને તે એક જ ઠેકડે ઝાડની એક ઉંચી ડાળ ઉપર જઈ બેઠો. 'बुद्धिर्यस्य बलं तस्य' તે આનું નામ. પણ આશ્ચર્યની અવધિ તો ત્યારે થઈ કે મોતના મોઢામાં પડવા છતાં હસનાર વાંદરો હવે સલામત સ્થાને પહોંચીને રડવા લાગ્યો. વાઘના કૌતુકનો પાર ન રહ્યો. તેણે વાંદરાને આમ કરવાનું કારણ જણાવવા એકવાર ફરીથી આતુરતાપૂર્વક પૂછ્યું.

"હું મારા દુ:ખને રડતો નથી. પણ જેમના કુળ અને શીલની જાણ ન હોય તેવા માણસનો વિશ્વાસ કરવાથી જેમને મારી માફક વેઠવાનો વખત આવે છે તેમના દુ:ખને હું રડું છું" વાંદરાએ ખુલાસો કર્યો, "અને હું હસ્યો તે તો તારી પકડમાંથી છટકવાની એક યુક્તિ માત્ર હતી. 'પત્થર તળે હાથ દબાય તો બળે નહિ પણ કળે કાઢી લેવો' તે આનું નામ. પણ મને ખરો ખેદ તો આ અભાગી આદમી ખાતર થાય છે કે મારો વિશ્વાસઘાત કરવાથી તેને જે શાપ લાગશે તેમાંથી મુકત થવું તેને માટે ખૂબ જ મુશ્કેલ છે."

પ્રભાત થતાં વાઘ જતો રહ્યો. વાંદરો તો કુમાર સાથે કંઈ પણ ન બોલ્યો. પરંતુ વાંદરાના રડવાનો ખુલાસો સાંભળ્યો ત્યારથી તેની વાચા તદ્દન બંધ થઈ ગઈ અને માત્ર 'वि. से. मे. रा.' એ ચાર અક્ષરો સિવાય બીજું કંઈ પણ બોલવાનું તેને માટે અશકય થઈ પડ્યું. તે લગભગ ગાંડા જેવો થઈ ગયો. સવાર થતાં તે અંત:પ્રેરણાથી નીચે ઉતર્યો અને જંગલમાં ભટકવા લાગ્યો.

રાજકુમારે રાતના છૂટો ચરવા મૂકેલો ઘોડો ધારાનગરમાં જઈ પ્હોંચ્યો. તેની પીઠ ઉપરનો કીમતી સાજ–જીન, ખોગીર વગેરે જેમનાં તેમ હતાં. વળી ઘોડાને કયાંય વાગેલું ન હતું તેથી યુવરાજનો જાન જવા સિવાયની બીજી કંઈક હાનિ થઇ હશે એમ સૌએ અનુમાન કર્યું. પાટવીપુત્રના ગુમ થવાની ખબર સાંભળી ભોજ બેબાકળો બની ગયો અને તત્કાળ તેણે સ્વારોને કુંવરની શોધ કરવા ચારે દિશામાં દોડાવ્યા.

આ સ્વારો અને પગીઓને કુંવરની સાથે શિકારે ગયેલા માણસો મળ્યા અને તેમને લઈને કુંવર જે દિશામાં ગયો હતો તે દિશામાં તેમણે ચાલવા માંડયું. સદ્‌ભાગ્યે તેમની મહેનત સફળ થઈ. થોડુંક ચાલતાં ગાંડા જેવી હાલતમાં કુંવર તેમને સામો મળ્યો. તરત જ બધા તેને વીંટાઈ વળ્યા અને તરેહવાર પ્રશ્નો પૂછવા લાગ્યા પણ કુંવર પાસે તો એક જ ઉત્તર હતો.

"આખી રાત આપ કયાં હતા?"

"વિ. સે. મે. રા."

"શું ઘોડાએ આપને પાડી નાખ્યા' તા?"

"વિ. સે. મે. રા."

આખરે સૌને સમજાયું કે કુંવરની જીબાન જકડાઇ ગઇ છે તેથી આ ચાર અક્ષરથી વધુ તે બોલી શકે તેમ નથી. પછી તો સૌ સૌની સમજ પ્રમાણે આના કારણ તરીકે વળગાડ, ઘેલછા વગેરે બતાવવા લાગ્યા, પણ ચોક્કસ નિદાન કોઈ કરી ન શકયું. ઘોડે બેસાડી કુંવરને રાજધાનીમાં લઈ ગયા. ભોજ પણ પોતાના પાટવીની આ પામર દશા સખેદાશ્ચર્ય જોઈ રહ્યો. તેણે પણ અનેક પ્રશ્નો પૂછ્યા પણ 'વિ. સ. મે. રા.' સિવાય બીજો કંઈ ઉત્તર જ ન મળ્યો.

પછી તો રાજાએ જાત જાતના જાદુગર, જતિઓ, તાંત્રિકો માંત્રિકો અને ભૂવા વગેરે કેંકને બોલાવ્યા પણ કોઈ કુંવરની સાચી ચિકિત્સા ન કરી શકયા. વિખ્યાત વૈદ્યો પાસે પણ વિવિધ ઉપચારો કરાવ્યા પરંતુ કુંવરની ઘેલછા જરા પણ ઓછી ન થઈ.

જ્યારે એકકેય ઉપાય સફળ ન થયો ત્યારે ભોજને હવે ભીડ સમયનો ભેરૂ કાલિદાસ સાંભર્યો: 'જો તે હાજર હોત તો કાલિકાના પ્રસાદથી આનો ઉકેલ જરૂર લાવત. અરે ! હા, અગાઉ પણ મેં જ્યારે તેને મારી નાખવાની આજ્ઞા કરી હતી ત્યારે જેમ દેવીની દયાથી તે ઉગરી ગયો હતો તેમ આ વખતે પણ તે બચી જવો તો જોઈએ.'

વધુ ખાત્રી કરવા માટે પેલા બે શિકારીઓને બોલાવી અભય-વચન આપી 'મારે આજે એ પંડિતનો ખપ પડયો છે માટે ખરી વાત કહો' એમ રાજાએ પૂછ્યું. અને 'કાલિકાની પ્રેરણાથી અમે તેને જીવતો જવા દીધો'તો' એવો તેમણે એકરાર કર્યો."

બસ, રાજાને એટલું જ જોઈતું હતું. તેણે ખૂબ વિચારને અંતે નક્કી કર્યું કે અગાઉ માફક આ વખતે પણ કવિ આ નગરમાં જ ક્યાંક છુપાયો હોવો જોઈએ. રાજાએ તેનો પત્તો મેળવવાની પેરવી શરૂ કરી. બીજે દિવસે તેણે બ્રહ્મસભાના પંડિતોને કાંતો વિ. સે. મે. રા. નું રહસ્ય ખોળી કાઢવા અથવા તો નગર છોડી ચાલ્યા જવા ફરમાવ્યું. બિચારા પંડિતો આવો ગૂઢ ભેદ ક્યાંથી કળી શકે તેથી તેમણે તો ઉચાળા ભરવાનું નક્કી કર્યું.

કોઇ પંડિતને ઘેર પૂજાનાં ફૂલ આપવા ગયેલી લાખી માલણે આ ખબર ઘેર આવી પેલી નવી દાસીને કહી. કાલિદાસ મોકો પારખી ગયો. તેણે માલણને કહ્યું કે." આમાં મૂઝાવા જેવું શું છે? એનો ખુલાસો તો હું પણ કરી શકું." પણ જ્યાં ભલભલા પંડિતોનાં ભેજાં કામ કરી ન શક્યાં ત્યાં એક મામુલી દાસી ઉકેલ લાવવાની હામ ભીડે એ લાખીના માન્યામાં ન આવ્યું. આખરે તેને એકાન્તમાં સોગંદ આપી તેણે પોતેજ કાલિદાસ છે એવો ભેદ ખોલ્યો.

લાખી તો, આ સાંભળી, આમ અચાનક પોતાનો ભાગ્યોદય થયો માની હરખથી ગાંડા જેવી થઇ ગઇ અને એકદમ દરબારમાં વધામણી ખાવા દોડી પણ કવિએ તેને રોકી અને આ ભેદ આપોઆપ ખૂલે તે માટે શું કરવું તેની સમજ પાડી. બીજે દિવસે કવિની સૂચના મુજબ રાજાને છાજે તેવા સત્કારની તૈયારી કરી લાખી બ્રહ્મસભામાં ગઈ અને એ

હાથ જોડી બોલી:

"મહારાજ ! જે અક્ષરોનો ઉકેલ આપના પંડિતો નથી કરી શક્યા તેનો ખુલાસો મારી એક દાસી કરી શકે એમ છે. તે ખાનદાન ઘરની છે પણ વખાની મારી મારે ત્યાં રહે છે એટલે તે પરપુરુષનું મોઢું જોતી નથી અને તેથી અહીં આવી શકે તેમ નથી. આપ સૌ મારું ઘર પાવન કરો તો આ કામ પાર પડે અને પ્રભુકૃપાથી કુંવર સાજા થાય."

રાજા આ સાંભળી પ્રધાનો અને પંડિતો સાથે માલણને ઘેર ગયો. માલણે સૌનો સત્કાર કર્યો. બેઠકની એક બાજુએ પડદો હતો. પડદાની આગળ રાજકુંવરને બેસાડ્યો હતો અને પાછળ પેલી દાસી હતી.

કાલિદાસે દેવીનું ધ્યાન ધરી કુંવરની આ દશા કેમ થઈ તે આખો પ્રસંગ સમજી લીધો અને પડદા પાછળથી કહ્યું:

"મહારાજ ! યુવરાજે જાણી બુઝીને વિશ્વાસઘાત રૂપી ઘોર પાપ કર્યું છે અને તેના પરિણામે તેને આ શાપ લાગ્યો છે. શાપનું નિવારણ થશે ત્યારે તે ડાહ્યો થશે અને 'વિ. સ. મે. રા.' એ ચાર અક્ષરોનો ખુલાસો તે સાંભળશે ત્યારે જ તેની વાચા ઉઘડશે."

"બહેન, જો આટલું તમે જાણી શક્યાં તો બાકીનો ખુલાસો પણ તમે જાણતાં જ હશો; માટે એટલી કૃપા કરો તો ઉપકાર થશે." રાજાએ વિનમ્રભાવે વિનંતિ કરી.

"રાજન્! મારું તો શું ગજું? પણ ઇષ્ટદેવીની કૃપાથી હું ખુલાસો કરી કુંવરની વાચા પાછી આણું છું તે સાંભળો." પડદા પાછળથી ઉત્તર મળ્યો:

वि— "विश्वासप्रतिबद्धानां ये च विश्वासघातका:।
ते नरा नरके यान्ति यावच्चंद्रदिवाकरौ ॥
વિશ્વાસે વચને બાંધી કરે વિશ્વાસઘાત જે,
નિશ્ચે તે નરકે જાયે યાવચ્ચન્દ્રદિવાકરૌ."

આ સાંભળી કુંવર વિ. અક્ષર બોલતો બંધ થયો અને સે. મે. રા. કહેવા લાગ્યો.

से—"सेतुबन्धे नरः स्नात्वा गंगासागरसंगमे ।
ब्रह्महा मुच्यते पापान्मित्रद्रोही न मुच्यते ॥
નાહી ને સેતુબંધે કે ગંગાસાગરસંગમે,
બ્રહ્મહત્યાથી યે છૂટે: મિત્રદ્રોહી છૂટે નહિ."

આ સાંભળી કુંવર હવે માત્ર મે. રા. કહેવા લાગ્યો.

मे—"मेरोर्न पर्वताद्भारो अभाराः सप्तसागराः।
एक एव महान् भारस्त्वस्ति विश्वासघातिनः ॥
સાત સાગર કે મેરૂ ભારે મારે ન પૃથ્વીને;
ભારમાં ભાર ભૂમિને એક વિશ્વાસઘાતીનો."

હવે કુંવર એક રા. અક્ષર જ બોલવા લાગ્યો.

रा—" राज्यस्य राजपुत्रस्य यदि कल्याणमिच्छसि ।
गवां लक्षसहस्राणि दत्वा पापात्प्रमुञ्च तं ॥
રાજન્! કલ્યાણ જો ચાહો રાજ્ય ને રાજપુત્રનું,
લક્ષ ગોદાનના પુણ્યે નિવારો પાપ પુત્રનું."

રાજાએ તત્કાળ કુંવરના હાથે લાખો ગાયોના દાનનો સંકલ્પ મૂકાવ્યો અને સૌની તાજુબી વચ્ચે કુંવર પહેલાંની પેઠે બોલવા તથા શાણપણથી વર્તવા લાગ્યો.

પછી પડદાનશીન વ્યકિતએ વનમાં બનેલી વાંદરાના વિશ્વાસ ઘાતની વાત કહી સંભળાવી. રાજાએ પૂછ્યું: ' તમે તો પડદે રહો છો તો તમે આ પ્રસંગ કયાંથી જાણ્યો ?" અને તત્કાળ અંદરથી ઉત્તર મળ્યો;

"भाले वसति वै लक्ष्मीः जिह्वायां तु सरस्वती ।
जाने तयोः प्रसादेन वृत्तान्तमखिलं नृप ॥
લલાટે વસતી લક્ષ્મી, જીભે દેવી સરસ્વતી:
કૃપાથી તેમની જાણું રાજા આ ઘટના બધી.
लीलावत्याश्च ते पत्न्याः येन वै पद्मलांछनम् ।
कृतमासीच्च तेनोक्तं जानेऽहं भोज तद्वृतम् ॥

રાણી લીલાવતી કેરૂં દોરાવ્યું પદ્મલાંછન
પ્રેરી જે દેવીએ, તેણે ભોજ આ મુજને કહ્યું."

થઈ રહ્યું ! આ બોલનાર કોઈ સ્ત્રી નથી પણ કાલિદાસ જ છે એવી રાજાને ખાત્રી થઈ ગઇ અને કટાર કાઢી તેણે પડદો ચીરી નાખ્યો તો કવિ શિરોમણિ કાલિદાસ પ્રસન્નવદને ઉભેલો જણાયો.

અને એ જ ઘડીએ તેજથી ઝળહળતો પુરુષ ત્યાં પ્રગટ થયો. તેણે પોતાને વાનરના અવતાર લેવાનો શાપ કેમ લાગ્યો હતો અને ભોજના કુંવરને હાથે વિશ્વાસઘાત થતાં કાલિદાસના હાથે તેના તથા કુંવરના શાપનું નિવારણ કેમ સરજાયલું હતું તે સવિસ્તર કહી સંભળાવ્યું. પછી કવિનો આભાર માની અનેક આશીષ અને વરદાન આપી તે દૈવી પુરુષ એકાએક અંતર્ધાન થયો.

રાજાએ કાલિદાસ પાસે પોતાના અપરાધની અશ્રુભીની આંખે ક્ષમા માગી અને તેને સુંદર પોષાક પહેરાવી, પોતાની સાથે હાથી ઉપર બેસાડી, સ્વારી કાઢી, વાજતે ગાજતે રાજમંદિરે લઈ ગયો.

આ પ્રસંગ પછી ભોજે કદિ કાલિદાસનો અનાદર કર્યો ન હતો પણ પૂજ્ય ગણી સર્વ પ્રકારે સંતોષ્યો હતો.

## મૂર્ખ જ છે ને!

"મેં એવું શું કર્યું કે રાણીએ મને મૂર્ખ કહ્યો? વિના કારણ તો તે એમ કહે જ નહિ. આજે બ્રહ્મસભામાં આનો ભેદ પૂછીશ." **ભોજે** મનમાં વિચાર્યું. રાણી **લીલાવતી** તેની સખી **માલતી** સાથે એકાંતમાં કંઈક વાતો કરતી હતી ત્યાં કશી ખબર આપ્યા વિના એકાએક રાજા જઈ ચઢયો. અને આમ વગર વિચારે આવી ખાનગી વાતોમાં ખલેલ પાડી તેથી રાણીથી સહસા બોલાઈ ગયું. 'મૂર્ખ જ છે ને!'

આજે રાજા બ્રહ્મસભામાં સૌથી પ્હેલો જઇને બેઠો અને પ્રત્યેક પંડિતને પ્રવેશતાં વેંત પૂછવા લાગ્યો, 'મૂર્ખ જ છે ને!' પણ કોઇ રાજાના આવા પ્રશ્નનું રહસ્ય સમજી શક્યા નહિ તેથી ગુપચુપ પોત-પોતાને સ્થાને બેસી ગયા. છેલ્લો **કાલિદાસ** આવ્યો અને રાજાએ કહ્યું, 'મૂર્ખ જ છે ને!' કવિએ તરત જ પ્રત્યુત્તર આપ્યો:

"खादन्न गच्छामि हसन्न जल्पे
गतं न शोचामि कृतं न मन्ये ।
द्वाभ्यां तृतीयो न भवामि राजन्
किं कारणं भोज भवामि मूर्खः॥"

"હું ખાતાં ખાતાં ચાલતો નથી કે હસતાં હસતાં બોલતો નથી. ગઇ ગૂજરીનો શોક કરતો નથી કે કરીને કહી બતાવતો નથી. બેની ખાનગી વાતમાં હું વચ્ચે ત્રીજો ઉભો રહેતો નથી. પછી, હે રાજા **ભોજ**, હું મૂર્ખ કેવી રીતે ગણાઉં?"

રાજાને જોઇતો ઉત્તર જડી ગયો: '**લીલાવતી** અને **માલતી**ની ખાનગી વાત ચાલતી હતી ત્યાં હું જઇ ચઢયો એ જ મારી મૂર્ખાઇ.' ખરૂં કહ્યું છે કે: 'બે જણ વાત કરે જ્યાં છાની ત્યાં ઉભા નવ રહીએજી.'

પછી **ભોજે** **કાલિદાસ**ને આખો પ્રસંગ સવિસ્તર કહી સંભળાવ્યો.

## અગ્નિ ચંદન જેવો શીતલ લાગ્યો !

'જો બાળકને બચાવવા જઉં છું તો ખોળામાં માથું મૂકી સૂતેલા સ્વામી જાગે છે અને જો તેમને ઊંઘવા દઉં છું તો પુત્ર દેવતાથી દાઝે છે.' બાળકને સઘડી પાસે જતો જોઈ પતિવ્રતા બ્રાહ્મણી વિમાસવા લાગી અંતે તેણે પ્રાર્થના કરી: 'હે અગ્નિદેવ ! મારા પતિવ્રતમાં ખામી આવે તેથી હું અહીંથી ખસી શકતી નથી તો મારા પુત્રને કૃપા કરી ઉગારી લેજો.' થોડીવારે તેનો પતિ જાગ્યો એટલે સતીએ ઊઠીને બાળકને અગ્નિમાંથી ઊંચકી લીધો. ખરેખર ! પતિવ્રતના પ્રભાવે બાળકને બીલકુલ આંચ ન આવી.

વેશપલટો કરી નગરચર્યા જોવા નીકળેલા રાજા ભોજે આ અદ્‌ભુત બનાવ જોયો અને બીજે દિવસે બ્રહ્મસભામાં નીચેનું ચરણ આપી પંડિતોને પાદપૂર્તિ કરવા કહ્યું: 'हुताशनश्चन्दनपङ्कशीतलः'

બધા પંડિતો એક બીજાનાં મોઢાં જોવા લાગ્યા, પણ સરસ્વતીનું ધ્યાન ધરી કાલિદાસે આખો કીસ્સો સમજી લીધો અને સમસ્યા પૂરી કરી:

"सुतं पतन्तं प्रसमीक्ष्य पावके
न बोधयामास पतिं पतिव्रता ।
तदाभवत्तत्पतिभक्तिगौरवात्
हुताशनश्चन्दनपङ्कशीतलः ॥

પુત્રને અગ્નિમાં પડતો જોવા છતાં પતિવ્રતાએ પતિને ન જગાડયો. તેની આ પતિભકિતના પ્રભાવથી બાળકને અગ્નિ ચંદન જેવો શીતલ લાગ્યો."

આ પ્રસંગ એકલા રાજાએ જ જોયો હતો છતાં કવિએ તેનું તાદૃશ વર્ણન કરી બતાવ્યું તેથી રાજાને તેની અગમબુદ્ધિ અને સર્વજ્ઞતાની ખાત્રી થઈ અને તેને મૂલ્યવાન શિરપાવ આપી સભા વિસર્જન કરી.

## દહાડે જે કાગડાથી ડરે તે મધરાતે નર્મદા તરે

'કાગ...વાસ. કા...ગ...વાસ'ની બૂમો મારી પોતાના પિતાના સંવત્સરી નિમિત્તે બારણે બલિ મૂકી વૃદ્ધ બ્રાહ્મણ ઘરમાં આવ્યો અને તેની નવોઢા યુવાન પત્ની તેને વેલીની પેટે વીંટાઈ વળી. 'આ કાગડાઓના કર્કશ અવાજથી મારૂં કોમળ કાળજું કંપે છે,' એમ કહી તે બેભાન જેવી થઇ ગઈ એટલે બ્રાહ્મણે તેને ઝાલી લીધી અને તેને વાંસે હાથ ફેરવી આશ્વાસનના શબ્દો કહ્યા.

નગરચર્યા જોવા નીકળેલા રાજાએ આ કૌતુક જોયું અને વિચાર્યું: 'નક્કી દાળમાં કંઇક કાળું છે. આ સ્ત્રી ઉપરથી તો ડરપોક અને પતિવ્રતા હોવાનો દેખાવ કરે છે પણ અંદરખાનેથી દુરાચરણી હોવી જોઈએ. 'वृद्धस्यभार्या करदीपिकेव' વૃદ્ધ પતિની સ્ત્રી, આંધળાના હાથમાંની દીવી માફક, બીજાને જ માટે છે. 'બુઢ્ઢો પરણે બાળકી તે તો પરને કાજ.' માટે મારે આનો ભેદ જાણવો જોઈએ.

રાત પડતાં રાજા પેલી સુકોમળ (?) સ્ત્રીના ઘર આગળ અંધાર પછેડો ઓઢી છુપાઈને ઉભો રહ્યો. મધરાત થતાં પેલી સ્ત્રીએ શયન ખંડમાં ઝાંઝરનો ઝંકાર કર્યો પણ તેનો વૃદ્ધપતિ તો ઘસઘસાટ ઘોરતો હતો. એટલે તે એક પેટીમાં તેનાં ઘરેણાં અને પકવાન લઇ બહાર નીકળી. તેની એક વેશ્યા સખી માંસની પોટલી લઇ તેની સાથે ચાલી. નગર બહાર નર્મદાને કિનારે આવી તે કાછડો મારી, પેટી લઇ, પાણીમાં પડી. પેલી વેશ્યાએ કાંઠે પડેલા મગરોને માંસના ટૂકડાઓ નાખી બીજી બાજુ રોકી રાખ્યા એટલે તે તરીને સામે પાર પહોંચી. રાજા પણ તેની પાછળ તરીને સામે તીર ગયો.

ખીલા ઉપર પડી રહેવાનો દેખાવ કરી ભોળા લોકોને છેતરનાર એક જોગીની ઝુંપડીમાં પેલી સ્ત્રી પેઠી અને જોગીને પકવાન જમાડી, શૃંગાર સજી તેની સાથે રંગરાગ માણ્યા. પાછલી રાતે તે નદી તરીને પાછી ફરી અને ઘેર આવી ગુપચુપ સૂઇ ગઇ. બિચારો બુઢ્ઢો બ્રાહ્મણ તો હજીયે ઘોરતો હતો.

પ્રભાતે રાજાએ કાલિદાસને આવતાં વેંત કહ્યું :

'दिवा काकरुताद्भीता
દિવસે તો તે સ્ત્રી કાગડાના અવાજથી ડરી'
'रात्रौ तरति नर्मदाम् ।
પણ રાત્રે તો તે નર્મદા તરી ગઇ' કવિએ ઉત્તર આપ્યો.
'तत्र सन्ति जले ग्राहा:
પણ ત્યાં મગરો છે તેનું કેમ ?' રાજાએ પૂછ્યું.
'मर्मज्ञा सैव सुन्दरी ॥
તેનો ઉપાય તે સ્ત્રી જાણે છે.' કવિએ પૂર્તિ કરી.

રાતની વાત રાજા સિવાય બીજું કોઇ જાણતું ન હતું અને રાજા એવું એક પણ વાક્ય બોલ્યો ન હતો કે જેથી કંઇ અનુમાન તારવી શકાય. છતાં કવિ આખો પ્રસંગ તેની અગમબુદ્ધિથી જાણી શક્યો. તેથી રાજા તેની અદ્ભુત શક્તિ જોઇ આશ્ચર્ય અને આનંદ પામ્યો અને કવિ પ્રત્યેનો તેનો આદર વધ્યો.

ભોજે પછી પેલી દુરાચારિણી સ્ત્રીને પકડી મંગાવી બધા પૂરાવા રજુ કરી તેને કડક શિક્ષા કરી.

## મુસળને કુંપળ ન ફુટી

પ્રભાતનો પહોર હતો. મધ્યમ સ્થિતિના કોઈ ગૃહસ્થની પરસાળમાં એક સુકુમાર અને સોહામણી નવયૌવના ગીતના મધુર લહેકા સાથે ડાંગર ખાંડતી હતી. મુસળના ઘા સાથે તેના કોકીલ કંઠમાંથી ઝરતું મંજુલ ગીત તાલ આપી રહ્યું હતું. નગરચર્યા કરવા નીકળેલો રાજા આ મનોહર દૃશ્ય જોવા થોડી વાર થોભી ગયો અને તેને નીચેનું ચરણ સ્ફુર્યું:

'मुसल ! किसलयं ते तत्क्षणाद्यन्न जातम्'

રાજાએ બ્રહ્મસભા સમક્ષ આ ચરણ રજુ કર્યું અને પાદપૂર્તિ કરવા કહ્યું. સૌ પંડિતો માથું ખંજવાળવા લાગ્યા. એટલે રાજાએ કાલિદાસ સામે સૂચક નજરે જોયું અને કવિએ કાલિકાની કૃપાથી શ્લોક પૂરો કર્યો:

जगति विदितमेतत्काष्ठमेवासि मन्ये
तदपि च किल सत्यं कानने वर्धितोऽसि ।
नवकुवलयनेत्रीपाणीसंगोत्सवेऽस्मिन्
मुसल किसलयं ते तत्क्षणाद्यन्न जातम् ॥

ભાવાર્થ:—કમલનયના નવયૌવના સુંદરીના હાથનો સ્પર્શ થવા છતાં, સુંદરીના પદાઘાતથી અશોક વૃક્ષને નવાં પલ્લવો ફૂટે છે તેમ, હે મુસલ, તને તે જ ક્ષણે કુંપળો ન ફૂટી ( રોમાંચ ન થયો ) તેથી મારી ખાત્રી થઈ છે કે તું સાવ શુષ્ક કાષ્ટ છે, અને તે પણ જંગલમાં ઉગેલું છે."

આ સાંભળી ભોજે ત્રણ ચરણની ત્રણ લાખ મહોરો કાલિદાસને આપી.

## ચાર પાદપૂર્તિઓ

### ( ૧ )

'મહારાજ ! આ સુવર્ણકળશ કાશીથી આણેલા ગંગાજળથી ભરેલો છે. ગ્રહણને દિવસે આ તીર્થજળથી સ્નાન કરી સૌ કિલ્મિષથી આપ મુકત થજો.' વિદેશથી આવેલા બ્રાહ્મણે આશીર્વાદ આપી ભોજને ભેટ ધરી. રાજાએ તેની યથાયોગ્ય કદર કરી તેને સંતોષ્યો.

સૂર્યગ્રહણ સમાપ્ત થયું. રાજાએ વેદપાઠી બ્રાહ્મણોને બોલાવી પેલા ગગાજળ વડે સજોડે સચૈલ સ્નાન કર્યું અને દાન આપી બ્રાહ્મણોને સંતોષ્યા. રાણી લીલાવતી આ તીર્થાભિષેકથી પરમ પ્રસન્ન થઇ હર્ષભેર પેલો સુવર્ણ કળશ થઇ મેડી ઉપર આભૂષણો સજવા ગઈ. પણ આનંદના અતિરેકમાં તેના હાથમાંથી પેલો કળશ સરી પડયો અને નિસરણી ઉપરથી 'ટટં ટટંટં ટટટં ટટંટ:' એવો કર્ણપ્રિય અવાજ કરતો નીચે આવ્યો. રાજાના કાનમાં આ અવાજ ગુંજી રહ્યો.

બ્રહ્મસભામાં રાજાએ 'ટટં ટટંટં ટટટં ટટંટ:' એવું ચરણ આપી સૌ પંડિતોને પાદપૂર્તિ કરવા કહ્યું. આવી અર્થહીન સમસ્યાને તે વળી શ્લોકમાં કેમ ઘટાવવી તે કોઈ સમજી શકયું નહિ. આખરે કાલિદાસ ઊઠયો અને બોલ્યો:

'મહારાજ ! સાંભળો :

> तीर्थाभिषेके मदविह्वलाया :
> हस्ताच्च्युतो हेमघटो युवत्या:।
> सोपानमार्गे स करोति शब्दं
> टटं टटंटं टटटं टटंट : ॥

તીર્થાભિષેક પ્રસંગે આપની મુખકાન્તિ જોઈને મહારાણી

લીલાવતી મદવિહ્વલ થઈ અને તેથી તેના હાથમાંથી છૂટેલા સોનાના લોટાનો નિસરણીનાં પગથીયાં સાથે અથડાવાથી ટટં ટટંટં ટટટં ટટંટઃ એવો અવાજ થયો.'

રાજા આવી સચોટ સમસ્યાપૂર્તિ સાંભળી કવિ ઉપર પ્રસન્ન થયો.

(૨)

ઋતુસ્નાતા રાણી લીલાવતી તેના ભીના વાળ સૂકવવાને બારણા-ભણી પીઠ કરી ઝરૂખામાં બેઠી હતી. રાજા ભોજ ઓચીંતો ત્યાં જઇ ચડયો અને કાળા કેશકલાપ વચ્ચે શોભતું પ્રફૂલ્લ કમળ જેવું રાણીનું મોહક મુખડું જોઈ તેને સહસા ચુંબન કરવાની ઉત્કંઠા ઉપજી. ચોરપગલે તે અંદર આવ્યો અને પાછળથી રાણીની આંખો દાબી પોતાના હોઠ તેના ગાલ સમીપ લઈ ગયો. રાણી ચુંબનનો હેતુ તો સમજી પણ ગઇ સ્ત્રી સહજ હઠથી 'હૂંહુહૂંહુહુહુહૂંહુહૂંહૂહૂં' એવો ઉદ્‌ગાર સહસા તેના મુખમાંથી સરી પડ્યો. ઘડીભર રાણી સાથે વિનોદવિહાર કરી રાજા બ્રહ્મસભામાં આવ્યો અને પંડિતોને 'હૂંહુહૂંહુહુહુહૂંહુહૂંહૂહૂં' એવું ચોથું ચરણ આપી તેણે પાદ-પૂર્તિ કરવા કહ્યું. હંમેશ મુજબ જ્યારે કોઈ પંડિત આગળ ન આવ્યો ત્યારે કાલિદાસે કહ્યું:

"उन्नम्य सकचग्रहमास्यं चुम्बति प्रियतमे हठवृत्या !
कूजिता जयति मानधनाया हूंहुहूंहुहुहुहूंहुहूंहूहूं ॥

પ્રીતમ પોતાની પ્રિયતમાના અંબોડાને ઓચીંતો પકડી તેના ગાલ પોતાના મુખ પાસે હઠપૂર્વક નમાવી ચુંબન કરવા જતો હતો ત્યારે તે માનીનીના મુખમાંથી 'હૂંહુહૂંહુહુહુહૂંહુહૂંહૂહૂં' એવો સાભિપ્રાય ધ્વનિ નીકળ્યો."

પોતાનો પ્રસંગ વિવેકની મર્યાદામાં રહીને કાલિદાસે આ પ્રમાણે વ્યક્તિ કર્યો તેથી રાજા તેના ઉપર વિશેષ પ્રસન્ન થયો અને પ્રશંસા કરી મૂલ્યવાન પુરસ્કાર આપ્યો.

(૩)

શિકારે નીકળેલો રાજા એકવાર જાંબુડીઓની ગીચ ઝાડી વચ્ચે આવેલા એક નિર્મળ સરોવરને તીરે વિશ્રાન્તિ લેવા સહેજ આડો

પડયો અને તેની આંખ મળી ગઈ. આ નિર્જન પ્રદેશમાં એક અજાણ્યા આદમીને જોઇ એ ઝાંડીમાંનાં વાંદરાં વિચિત્ર ચીચીયારીઓ કરી કૂદાકૂદ કરવા લાગ્યાં. પરિણામે ડાળો હાલવાથી પાકેલાં જાંબુ ટપોટપ સરોવરના શાન્ત પાણીમાં ' ગુલુ ગુગ્ગુલુ ગુગ્ગુલુ ' એવા અવાજ સાથે પડવા લાગ્યાં. આ અવાજથી રાજાની ઊંઘ ઊંડી ગઈ અને સૂતે સૂતે આ સુંદર દૃશ્ય કેટલીય વાર સુધી જોયાં કર્યું. શિકારેથી રાજા પાછો ફર્યો પણ પેલો અવાજ ભૂલ્યો નહિ.

તેણે પંડિતોને ' ગુલુ ગુગ્ગુલુ ગુગ્ગુલુ ' એટલી પંક્તિ આપી પાદ-પૂર્તિ કરવા કહ્યું. સરવા કાનના કાલિદાસે આ અવાજ શાનો હશે તે શોધી કાઢયું અને બોલ્યો.

' जम्बूफलानि पक्वानि पतन्ति विमले जले ।
कपिकम्पितशाखाभ्यो गुलु गुग्गुलु गुग्गुलु ॥

વાંદરાઓએ ડાળીઓ હલાવવાથી નિર્મળ જળમાં ગુલુ ગુગ્ગુલુ ગુગ્ગુલુ એવા અવાજ સાથે પાકાં જાંબુ પડતાં હતાં.'

રાજા કવિના આવા ઉત્તરથી અત્યંત આનંદ પામ્યો.

( ૪ )

વૈશાખી પૂર્ણિમા હતી. અગાશી ભણીના દ્વારમાંથી ચૂપચાપ ચાલી આવતી ચાંદની આખા ખંડને અપાર્થિવ સ્વરૂપ અર્પતી હતી. દક્ષિણાનિલની લહરીઓ સાથે આવતો પુષ્પોનો પરિમલ અને દૂરથી સંભળાતો અસ્ફૂટ ગીતધ્વનિ વાતાવરણની માદકતામાં ઓર વધારો કરતાં હતાં. રાણી **લીલાવતી** રાજા **ભોજ**ને પોતાના રંગભવનમાં દોરી લાવી. અને પાનદાનીમાંથી એક પાન લઈ રાજાને આપ્યું. **ભોજે** સ્વહસ્તે તે પાન રાણીના મુખમાં ખોસી દીધું. માનિનીએ લાડ કરતાં ખોટું ખોટું મોં મરડયું. રાજાએ આથી તેને ખેંચીને પોતાની પડખે હીંચકા પર બેસાડી. બંને તીરછી નજરે એકબીજાના મુખભાવ જોવા લાગ્યાં અને સામસામી દૃષ્ટિ મળતાં આડું જોઈ હસવા લાગ્યાં. રાજાએ હાથ લંબાવી બીજું પાન લીધું એટલે રાણીએ તે અધવચમાં ઝૂંટવી લઈ રાજાના મ્હોંમાં મૂકી દીધું. બંને એકી સાથે હસી પડ્યાં. પછી તો કંદર્પ અને રતિ પણ ઘડીભર મોંમાં આંગળી નાખી જોયાં કરે તેવી પ્રેમચેષ્ટાઓની પરંપરા શરુ થઈ.

પણ ઈર્ષ્યાના અવતાર જેવા વિધાતાથી આ પ્રેમની પરાકાષ્ઠા સહન ન થઈ. એકાએક કડડડ કટ અવાજ સાથે હીંડોળાની સોનાની સાંકળની એક કડી તૂટી; પરસ્પરને પડતાં અટકાવવા બંનેએ સામસામા હાથ લંબાવ્યા અને એકબીજાની બાથમાં જ બંને નીચે આવ્યાં. બધું આંખના પલકારામાં બની ગયું. અણધાર્યો આંચકો લાગવાથી બંનેનાં માથાં અફળાયાં અને બંને હસી પડ્યાં.

રાજાએ બીજે દિવસે બ્રહ્મસભામાં 'કડી તૂટી જ્યાં કડડડ કટ' એટલું ચરણ આપી પંડિતોને પાદપૂર્તિ કરવા કહ્યું.

સૌ એકબીજાની સામે ત્રાંસી આંખે જોવા લાગ્યા અને નીચું જોઈ માથું ખંજવાળવા લાગ્યા. રાજાને શું અભિપ્રેત હશે તે કોઇ કળી ન શકયું. સભાનું મૌન જોઈ રાજાની અધીરતા વધી. પણ ત્યાં તો કાલિદાસ આગળ આવ્યો અને આછું હસીને તેણે શરૂ કર્યું:

"પ્રીતમ પાસ લઈ પ્રિયાને હીંચે હીંડોળાખાટ મહીં
અંગ ઉમંગે ભેટયાં બન્ને : સૃષ્ટિ સારી થંભી ગઈ.
રંગરાગમાં ભાન ભૂલ્યાં બે; અણધાર્યું આવ્યું સંકટ,
શીર અફળાયાં સામાસામાં: કડી તૂટી જ્યાં કડડડ કટ."

પોતાનો કે રાણીનો અછડતો પણ ઉલ્લેખ ન થયો અને છતાં પોતાનો મનોભાવ આબાદ રીતે વ્યકત થયેલો જોઇ રાજા કવિ ઉપર આફરીન થઈ ગયો અને પોતાના ગળામાંથી મોતીનો હાર કાઢી કવિને પહેરાવી દીધો. એક વાર ફરીથી બ્રહ્મસભામાં કવિનો જયજયકાર ગાજી ઊઠયો.

# છિન્નવાદી કાલિદાસ

'મહારાજ! અમે તો માછલાં પકડવા જાળ નાખી હતી પણ તેમ કરતાં અમને આ શિલા હાથ લાગી. તેના ઉપર કંઇક લેખ કોતરેલો જણાવાથી અમે તે આપની પાસે લાવ્યા છીએ.' આમ કહી માછીઓએ નર્મદામાંથી નીકળેલો શિલાલેખ ભોજ રાજા સમક્ષ રજુ કર્યો. વિદ્યાપ્રેમી રાજાએ તેમને યોગ્ય ઇનામ આપી વિદાય કર્યા.

'કહેવાય છે કે હનુમાનજીએ રામાયણ ચંપુનો ગ્રંથ રચી મોટી શિલા ઉપર કોતરાવી નર્મદાજીના આ ધરામાં પધરાવ્યો હતો. સંભવ છે કે આ શિલા તેનો જ એક ખંડ હોય.' એવું વિચારી રાજાએ ખાત્રી કરવાને પ્રાચીન લિપિના નિષ્ણાતોને બોલાવ્યા. તેમણે શિલા ઉપર લાખ ઢાળી અક્ષરો ઉઠાવ્યા તો માત્ર નીચેનાં બે ચરણ વંચાયાં:

'अयि खलु विषमः पुराकृतानाम्
भवति हि जन्तुषु कर्मणां विपाक : ।

ખરેખર! પ્રાણીઓનાં પૂર્વજન્મમાં કરેલાં કર્મોનો પરિપાક વિષમ છે!'

આ તો શ્લોકનો ઉત્તરાર્ધ (છેલ્લાં બે ચરણ) હતો; તેનો પૂર્વાર્ધ (પહેલાં બે ચરણ) ઉકેલવાને લિપિવિશારદો મથી રહ્યા હતા. દરમ્યાન રાજાએ બ્રહ્મસભાના (અસ્પષ્ટ કે નષ્ટ અક્ષરો કે પદોને સ્થાને સ્વબુદ્ધિથી બંધબેસતા શબ્દો યોજી અર્થ બેસાડનાર) છિન્નવાદી પંડિતોને એ પૂર્વાર્ધ યોજવા સૂચના કરી.

ભવભૂતિએ પહેલ કરી:

"क्व नु कुलकलङ्कमायताक्ष्याः
क्व नु रजनीचरसंगमापवादः ।
अयि खलु विषमः पुराकृतानाम्
भवति हि जन्तुषु कर्मणां विपाकः॥

વિશાળ લોચનવાળાં સીતાજીનું નિષ્કલંક કુળ ક્યાં અને તેમના ઉપર નિશાચર રાવણના સંસર્ગમાં આવ્યાનો નિંદ્ય આક્ષેપ ક્યાં? અરેરે! પ્રાણીઓનાં પૂર્વજન્મનાં કર્મોનો પરિપાક વિષમ હોય છે!"

પણ રાજાને આ પાદપૂર્તિમાં ધ્વનિદોષ લાગ્યો. તેણે પોતે જરાક જુદો પૂર્વાર્ધ સૂચાવ્યો:

'क्व जनकतनया क्व रामजाया
क्व च दशकन्धरमन्दिरे निवासः

'ક્યાં જનકરાજાની પુત્રી અને રામચન્દ્રજીની પત્ની સીતા અને ક્યાં દશાનન રાવણના મંદિરમાં તેનો વસવાટ?'

આ બંને પૂર્વાર્ધોમાંથી કાલિદાસને એકકેય પસંદ ન પડ્યો કારણ કે તેમાંનો વિરોધાભાસ જોઇએ તેવો ઉઠાવદાર ન હતો. આથી તેણે નવી જ રચના કરી:

"शिवशिरसि शिरांसि यानि रेजुः
शिव शिव तानि लुठन्ति गृध्रपादे ।
अयि खलु विषमः पुराकृतानाम्
भवति हि जन्तुषु कर्मणां विपाकः ॥

શિવ! શિવ! રાવણનાં જે મસ્તકો એકવાર શંકરને શિરે (રાવણે પોતાનાં માથાં કાપી શંકરને ચઢાવી કમળપૂજા કરી હતી તેથી) શોભતાં હતાં તે આજે ગીધોના પગોમાં રઝળે છે! ખરેખર! પ્રાણીના પૂર્વજન્મનાં કર્મોનો પરિપાક વિષમ હોય છે!"

અને એજ વખતે પેલા લિપિજ્ઞોએ લાખ ઢાળી પૂર્વાર્ધ શોધી કાઢ્યો તો તે કવિએ રચેલા પૂર્વાર્ધને મળતો જ આવ્યો. અને આથી કવિની યશકલગીમાં એક નવું પીછું ઉમેરાયું.

## ઉનાળાની રાતે

ઉનાળાના અસહ્ય ઉકળાટને લીધે ચંદન, ગુલાબજળ, ખસના પડદા અને પંખા વગેરે અનેક સાધનો હોવા છતાં રાજાને અંતઃપુરમાં-ગોઠ્યું નહિ અને આખી રાત્રિ તેણે અગાશીમાં જ આળોટીને વિતાવી. આ ઉપરથી સવારે બ્રહ્મસભામાં તેણે નીચેનું શ્લોકાર્ધ આપી સૌ પંડિતોને સમસ્યાપૂર્તિ કરવા કહ્યું:

' मरुदागमवार्तया ऽ पि शून्ये
समये जाग्रति संप्रवृद्ध एव । '

'જ્યાં પવન આવવાની વાત જ ન હતી અને ઉકળાટ બેહદ વધી ગયો હતો એવા સમયે'

અને ભવભૂતિએ તેનું પૂર્વાર્ધ કહી બતાવ્યું:

' उरगी शिशवे बुभुक्षवे स्वाम्
अदिशत्फूत्कृतिमाननानिलेन ॥'

પોતાનાં ભૂખ્યાં બચ્ચાંને નાગણે મોઢેથી ફુંકો મારીને શાન્ત પાડ્યાં.'

" ભવભૂતિ, આ જો કે તમારી સ્વાભાવોક્તિ છે; પણ તે પ્રાસાદિક નથી. ગમે તેમ હોય પણ મારા મનોભાવને તે પ્રકટ કરતી નથી" કહી રાજાએ માથું ધુણાવ્યું: અને આંખને ઈશારે કાલિદાસને બોલવા કહ્યું. કવિએ ઉભા થઇ કહ્યું:

"अबलासु विलासिनो ऽ न्वभूव
न्नयनैरेव नवोपगूहनानि ।
मरुदागमवार्तया ऽ पि शून्ये
समये जाग्रति संप्रवृद्ध एव ।

"બેહદ ગરમી પડતી હતી અને પવન આવવાની તો વાત જ ન હતી એવા સમયે વિલાસી જનો માત્ર પરસ્પર નયન કટાક્ષને જ આલિંગન રૂપ માની એટલેથી જ વિલાસની પરિતૃપ્તિ માનતાં હતાં."

કાલિદાસની આ પૂર્તિ પોતાના હૃદ્ગત અભિપ્રાયને અનુકૂળ હોવાથી રાજાની પ્રસન્નતાનો પાર ન રહ્યો.

## બ્રહ્મરાક્ષસનો ઉદ્ધાર

રાજા **ભોજે ધારાનગરની** બહાર છેલ્લામાં છેલ્લી ઢબનાં સુખ-સાધનોવાળો એક સુંદર મહેલ બંધાવ્યો હતો. પણ એ મહેલ બંધાઈ તૈયાર થાય તે અગાઉ તેમાં એક બ્રહ્મરાક્ષસ પેસી ગયો હતો. આ બ્રહ્મરાક્ષસ મહેલમાં જે કોઈ રાતે સૂવા જતું તેનો ભક્ષ કરી જતો. આવી રીતે કંઈક માણસોનો ભોગ લેવાયા છતાં આ બ્રહ્મરાક્ષસનો ઉપદ્રવ મટયો નહિ. છેવટે **કાલિદાસે** બ્રહ્મરાક્ષસનો ત્રાસ દૂર કરવાનું બીડું ઝડપ્યું. અને રાતે મહેલમાં સૂવા જવાની રાજા પાસે પરવાનગી માગી.

"કવિ! તમારું એમાં કામ નથી. એ નવા રાજભુવનમાંથી બ્રહ્મ-રાક્ષસને કાઢવા જતાં ભલભલા ભુવા અને મંત્રશાસ્ત્રીઓ તેનો ભોગ થઇ પડ્યા છે તેથી તમે તેમાં માથું ન મારો તો સારું. મારે મન એ મહેલ કરતાં તમારા જીવનની કીંમત વધુ છે." રાજાએ કાલિદાસને આવું દુ:સાહસ કરતાં વાર્યો.

"**મહારાજ** ! પૂર્વ જન્મમાં આ બ્રહ્મરાક્ષસ કોઈ સકલશાસ્ત્રવિશા-રદ વિદ્વાન્ અને પ્રતિભાવાન કવિ હોય એમ નથી લાગતું ? કોઇપણ માનવીનો ભોગ લેતા પ્હેલાં તે જે પ્રકારના પ્રશ્નો પૂછે છે તે જોતાં તો એમ જ લાગે છે. બ્રહ્મવિદ્યાનો વિવેકપૂર્વક સદુપયોગ કરે તે બ્રહ્મવેત્તા બને અને કશા ય વિનય કે વિવેક વિના દુરુપયોગ કરે તે બ્રહ્મરાક્ષસ થાય. આ કોઈ મામુલી મલિન સત્વ નથી કે મંત્રથી વશ થાય. આને તો શાસ્ત્રાર્થ કરી કોઈ જીતે તો તેની સદ્દગતિ થાય. મને શ્રદ્ધા છે કે હું તે કરી શકીશ માટે મને આજની રાત ત્યાં રહેવાની રજા આપો." કવિએ અત્યંત આગ્રહ કર્યો.

રાજાએ કચવાતે મને ખૂબ આનાકાની કરી રજા આપી. રાતનો પહેલો પહોર થયો એટલે બ્રહ્મરાક્ષસ તો હંમેશ મુજબ આવ્યો. કાલિદાસની તેજસ્વી મુખમુદ્રા જોઈ તે જરાક અચકાયો પણ પછી તરત જ **પાણિ-નીય** વ્યાકરણમાંથી એક સૂત્ર બોલ્યો : 'सर्वस्य द्वे સૌને બે શું હોય છે ?' ( પાણિની. ૧-૧ )

'सुमतिकुमती संपदापत्तिहेतू સૌને સુમતિ અને કુમતિ એ બેજ સંપત્તિ અને વિપત્તિના કારણરૂપ હોય છે.' કવિએ ઉત્તર આપ્યો. આવો સહેતુક જવાબ સાંભળી ભક્ષ ન મળવાથી સહેજ નિરાશ થઈ બ્રહ્મરાક્ષસ ચાલી ગયો.

પણ બીજો પહોર થતાં બ્રહ્મરાક્ષસ હાજર થયો અને બોલ્યો: 'वृद्धो यूना' વૃદ્ધ જુવાનની સાથે' (પાણિની ૧-૨-૬૫)

કાલિદાસે તરત જ ઉત્તર આપ્યો: 'सह परिचयात्त्यज्यते कामिनीभिः જુવાન પુરુષની સાથે પરિચય થાય તો કામિની સ્ત્રી વૃદ્ધને છોડી દે છે'

આ સાંભળી ફરી પાછો ભક્ષ ગયો એ વિચારે જરાક વધુ ખિન્ન થઈને બ્રહ્મરાક્ષસ ત્યાંથી વિદાય થયો. ત્રીજા પહોરે તે આશાભેર આવ્યો અને બોલ્યો:

'एको गोत्रे વંશમાં એકજ' (પાણિની ૪-૧-૯૩)

'प्रभवति पुमान्यः कुटुम्बं बिभर्ति આખા કુટુમ્બને પોષનાર તો એક જ પુરુષ હોય છે અને તેની જ આણ પ્રવર્તે છે.' કવિએ સચોટ જવાબ આપ્યો.

બ્રહ્મરાક્ષસ સાવ નિરાશ થઈ ચાલ્યો ગયો અને ચોથે પહોરે પાછો ફર્યો. તેણે છેલ્લો પ્રશ્ન પૂછ્યો: 'स्त्री पुवंच्च સ્ત્રી પુરુષની પેઠે' (પાણિની ૧-૨-૬૬)

અને કાલિદાસે ખુલાસો કર્યો: "प्रभवति यदा तद्धि गेहं विनष्टम् સ્ત્રી જ્યારે પુરુષની પેઠે ઘરમાં પોતાનું ચલણ ચલાવે ત્યારે ઘર નાશ પામે છે."

આમ ચારે પ્રશ્નોના યથાર્થ ઉત્તર મળવાથી બ્રહ્મરાક્ષસનો શાપાવધિ પૂરો થયો અને તે એક દિવ્ય પુરુષ બની ગયો. આ પરિવર્તન જોઈ કાલિદાસે તેને પ્રણામ કર્યા.

'મારી સમસ્યાઓના સાચા ઉત્તર આપીને તમે તો મારા શાપનું નિવારણ કર્યું છે. હું તમારા ઉપર પ્રસન્ન છું. તમારી જે કંઈ ઇચ્છા હોય તે મને કહો હું તે પૂરી કરીશ.' પેલા પુરુષે કવિને કહ્યું.

'જો આપ પ્રસન્ન થયા હો તો આ રાજભુવન છોડી જાઓ.' કવિએ માગણી કરી અને 'તથાસ્તુ' કહી પેલી આકૃતિ અદૃશ્ય થઇ ગઇ. રાજા ત્યાર પછી યથાવિધિ વાસ્તુ વગેરે કરાવી ત્યાં નિર્વિઘ્ને રહેવા લાગ્યો અને કવિનાં માનપાન વધી ગયાં.

## પુષ્પોની પરીક્ષા

**ભોજ** રાજાએ એકવાર પોતાના પંડિતોની પરીક્ષા કરવાને એક સરખા ફૂલના બે હાર તૈયાર કરાવ્યા. તેમાંનો એક ખરાં ફૂલનો હતો જ્યારે બીજો બનાવટી ફૂલનો હતો. સભાની મધ્યમાં એક માણસને આ બે હાર લઇને ઊભો રાખ્યો અને રાજાએ પંડિતોને પ્રશ્ન કર્યો: "આ બે હારમાંથી ખરો કયો અને બનાવટી કયો તે તેની પાસે આવ્યા વિના કે હાથ લગાડ્યા વિનાજ કહો."

બધા વિચારમાં પડ્યા. એટલામાં કાલિદાસે યુક્તિ લડાવી. તેણે કહ્યું: "મહારાજ! માણસ જ્યાં હાર લઈને ઉભો છે ત્યાં અંધારૂં પડે છે માટે બધાં બારી બારણાં ખોલાવો તો સ્પષ્ટ દેખાય."

રાજા કાલિદાસનો હેતુ ન સમજ્યો અને તેણે બારી બારણાં ખોલી નાખવા ફરમાવ્યું. થોડીવારમાં એ ખૂલ્લી બારીઓમાંથી કેટલીક માખીઓ ઊડીને અંદર આવી અને ખરા ફૂલના હાર ઉપર બેઠી; બનાવટી હાર ઉપર ન બેઠી. તે જોઈ કવિએ કહ્યું: 'જે હાર ઉપર માખીઓ બેઠી છે તે ખરો છે અને બીજો બનાવટી છે.'

કવિની આવી ચતુરાઈ જોઇ બધા આનંદ પામ્યા.

## મંગળવાર અને શુક્રવારને શાપ

આચારશુદ્ધિથી શરીરશુદ્ધિ અને શરીરશુદ્ધિથી મનશુદ્ધિ ને વિચાર-શુદ્ધિ થાય છે. વિચારશુદ્ધિના પરિણામે સંકલ્પસિદ્ધિ થાય છે. **મણિભદ્ર** અને **સુશર્મા** નામના બે બ્રાહ્મણપુત્રો કાશીમાં સાથે ભણતા હતા. **મણિ-ભદ્ર** રોજ બ્રાહ્મ મૂહુર્તે ઊઠી સ્નાનસંધ્યાદિ નિત્યકર્મથી પરવારી પોતાનો સ્વાધ્યાય શરુ કરતો હતો. પણ **સુશર્મા** તો ઊઠતાં વેંત હાથ મોં ધોયા વિના જ પોતાના પાઠ ગોખવા બેસતો. અભ્યાસની અવધિ પૂરી થતાં બંને ગુરુની આજ્ઞા માગી પોતાને વતન **ધારાનગર** જવા નીકળ્યા. માર્ગમાં એક સુંદર નદી આવી. તેને તીરે વૃક્ષોની ઘટા નીચે તેમણે મુકામ કર્યો અને નાહી જમીને ત્યાંથી નીકળવાનું ઠરાવ્યું. તેમની પાસે સીધું સામાન તો બધું હતું પણ દેવતા પાડવાનું કંઈ જ સાધન ન હતું. આથી **સુશર્મા** વિમાસણમાં પડ્યો. પરંતુ **મણિભદ્રે** પોતાની મંત્રવિદ્યાના બળે અગ્નિ પ્રકટાવ્યો. **સુશર્માને** પણ એ મંત્રો તો આવડતા હતા પણ તેથી અગ્નિ પ્રકટાવી શકતો ન હતો. તેનું જ્ઞાન પુસ્તકિયા હતું. આચારહીન હોવાથી તે તેને વ્યવહારમાં મૂકી શકતો ન હતો. ज्ञानं भारः क्रियाविना તે આનું નામ.

તેણે વિચાર કર્યો: ' અમે બે **ધારાનગર** પ્હોંચીશું ત્યારે **મણિભદ્રની** આ મંત્રસિદ્ધિથી તેનાં વખાણ થશે અને હું ભોંઠો પડીશ. તે કરતાં હું તેને અહીં મારી નાખીને એકલો જ ઘેર કેમ ન જાઉં?' બંને જણ જમીને સૂતા પણ **સુશર્માના** મનમાં ઉપલો પાપી વિચાર ઘોળાયાં કરતો હતો તેથી તેને ઊંઘ ન આવી; જ્યારે નિષ્પાપ **મણિભદ્ર** તો તુરત નિદ્રાવશ થયો. આવો લાગ ફરી નહિ મળે એમ ધારી **સુશર્મા** ખડગ ખેંચી **મણિભદ્રની** છાતી ઉપર ચઢી બેઠો. **મણિભદ્ર** ઝબકીને જાગી ગયો અને પોતાનો જીવ બચાવવા તેણે **સુશર્માને** ખૂબ જ કાલાવાલા કર્યા. પણ ક્રૂર **સુશર્મા** પોતાના દુષ્ટ નિશ્ચયમાંથી ડગ્યો નહિ. જ્યારે જીવ બચાવવાની લેશ પણ આશા ન રહી ત્યારે **મણિભદ્રે** માત્ર ચાર જ અક્ષરનો એક સંદેશો પોતાના પિતાને પ્હોંચાડવાને **સુશર્માને** વિનવ્યો, **સુશર્માએ** તેની આ

અંતિમ ઇચ્છા માન્ય કરી; એટલે વડના પાંદડા ઉપર પોતાના લોહી વડે ' अ. प्र. शि. ख. ' એમ ચાર અક્ષર તેણે લખી આપ્યા. પછી સુશર્માએ તેનો શિરચ્છેદ કરી તેનું શબ નદીની રેતીમાં દાટી દીધું અને સઘળો સામાન લઇ એકલો જ ધારાનગર પહોંચ્યો.

મણિભદ્રનાં માબાપે પોતાના પુત્રની ખબર પૂછી ત્યારે તેમને સુશર્માએ કહ્યું કે ' હજી તેનો અભ્યાસ અધૂરો રહ્યો છે. મારો અભ્યાસ પૂરો થવાથી ગુરૂની આજ્ઞા લઇ હું ઘેર આવ્યો છું. તેણે તમને આ પત્ર આપવા કહ્યું છે. ' આમ કહી પેલું વડનું પાંદડું તેમને આપ્યું.

મણિભદ્રના બાપે પેલા ચાર અક્ષરોનો અર્થ ન બેસવાથી ભોજની બ્રહ્મસભા સમક્ષ તે પત્ર રજુ કર્યો અને તેનો અર્થ શોધી આપવા હાથ જોડી વિનંતિ કરી; પણ કોઈ પણ પંડિત તેનો સંકેત ઉકેલી ન શક્યો. દૈવયોગે કાલિદાસ બહારગામ ગયો હતો; એટલે સૌ પંડિતોનું પાણી પરખાઇ ગયું. પંડિતોની આ નિષ્ફળતાથી રાજા રોષે ભરાયો અને તેણે આજ્ઞા કરી કે ' જો બત્રીશ દિવસની અંદર આનો ઉકેલ નહિ મળે તો સૌ પંડિતોની એવી તો અપકીર્તિ કરવામાં આવશે કે તેમને તે પ્હેલાં આત્મહત્યા કરવાનું વધુ ગમશે.'

સભા વિસર્જન થઇ. સૌ પંડિતો એકઠા મળી મોટામોટા કોશ અને પોથીઓ ઉથલાવી પેલા અક્ષરોનો અર્થ કાઢવા બેઠા. એમ કરતાં એકત્રીસ દિવસ તો થઇ ગયા પણ કોઈને કશો અર્થ સૂઝ્યો નહિ. આખરે હતાશ થઇને સૌ ભગવાનને ભરોસે બેઠા.

આ બાજુ, કાલિદાસ પ્રવાસેથી પાછો ફરતો હતો. ધારાનગરથી થોડેક દૂર રાત પડવાથી જંગલમાં એક ઝાડ ઉપર તેણે મુકામ કર્યો. મધ્યરાત્રે એ જ ઝાડ નીચે વૈતાળ અને તેના ભૂતપ્રેતાદિ ગણો ભેગા થયા. ' મહારાજ ! ઘણા વખતથી અમને કંઇ ભક્ષ્ય મળ્યો નથી માટે તેની તજવીજ કરો તો કૃપા થાય. ' ગણોએ વૈતાળને વિનંતિ કરી.

' હવે વાર નથી. કાલે જ ભોજની બ્રહ્મસભાના પંડિતોને अ. प्र. शि. ख. ' એ ચાર અક્ષરોનો સંકેત શોધી કાઢવાને આપેલી બત્રીશ દિવસની મહેતલ પૂરી થાય છે. તેઓ કશો ઉકેલ શોધી શકયા

નથી અને રાજાની પ્રતિજ્ઞા મુજબ પોતાની અપકીર્તિ થતી અટકાવવા આપઘાત કરવા સિવાય તેમના હાથમાં હવે બીજો કંઇ ઉપાય નથી. તેથી કાલે તમને મનમાનતી મિજલસ મળી રહેશે.'' વૈતાલે વચન આપ્યું.

'પણ એ ચાર અક્ષરોનો ઉકેલ અમને તો કહો' ભૂતોએ કુતૂહલથી પૂછ્યું.

'अनेन तव पुत्रस्य प्रसुप्तस्य वनान्तरे ।
शिखामादाय हस्तेन खड्गेनोपहतं शिरः॥

ભાવાર્થ: આ (સંદેશો લાવનાર) માણસે વનમાં સૂતેલા તારા પુત્રનું માથું હાથ વડે ચોટલી પકડીને ખડ્ગ વડે છેદ્યું છે. એવો આ અક્ષરોનો સંકેત છે. એ ચાર અક્ષરો ઉપર મુજબ એક શ્લોકનાં ચાર ચરણોના પ્રથમ અક્ષરો છે. આમાંથી એક ગુપ્ત ઘટના ખૂલ્લી થાય છે. પણ પેલા પંડિતોને આની ખબર નથી.' વૈતાલે ભેદ ખોલ્યો.

સવાર થતાં કાલિદાસ ઘેર પ્હોંચ્યો. અણીની પળે તેને આવી પ્હોંચેલો જોઈ પંડિતોના જીવમાં જીવ આવ્યો અને તેમણે કવિને પોતાની મૂઝવણ જણાવી. 'કાલિકાની કૃપાથી સૌ સારાં વાનાં થશે' એમ કહી સૌને વેળાસર બ્રહ્મસભામાં હાજર થવાની તેણે સલાહ આપી. ભોજે ભરી સભામાં ત્રણ ત્રણવાર પંડિતોને પેલા અક્ષરોનો ઉકેલ રજુ કરવા કહ્યું પણ કોઈએ કશો જવાબ ન આપ્યો. ભોજને રોષથી રાતો પીળો થતો જોઈ આખરે કાલિદાસ બોલ્યો:

''अ—अनेन तव पुत्रस्य
प्र—प्रसुप्तस्य वनान्तरे ।
शि—शिखामादाय हस्तेन
ख—खड्गेनोपहतं शिर : ॥

મણિભદ્ર આથી સુચવે છે કે આ સુશર્માએ તારો પુત્ર વનમાં ગાઢ નિદ્રામાં હતો ત્યારે હાથ વડે તેની ચોટલી ઝાલીને ખડ્ગ વડે તેનો શિરચ્છેદ કર્યો છે. મને તો આવો ઉકેલ સૂઝે છે. પૂછો, સુશર્માને''

**મણિભદ્ર**નો બાપ તો આ ઉકેલ સાંભળી મૂર્છા પામી ધરણી પર ઢળી પડ્યો. રાજાએ તાબડતોબ **સુશર્મા**ને સભામાં પકડી મંગાવ્યો, અને પેલા અક્ષરોનો **કાલિદાસે** કરેલો ઉકેલ કહી સંભળાવ્યો. આખરે તો **સુશર્મા** બ્રાહ્મણ હતો. ખૂનનો અપરાધ તેનાથી ન જીરવાયો. તરત જ તેનો ચહેરો લેવાઈ ગયો. પણ ઘોર સજાના ભયથી તેણે ગુન્હાનો ઇન્કાર કર્યો. 'મારી વિરુદ્ધ કંઈ સાક્ષી પૂરાવો તો મળવાનો નથી કારણ કે વનમાં ત્રીજું કોઇ જ ન્હોતું.' તેણે મનમાં ને મનમાં બચાવની દલીલો શોધવા માંડી. પણ જ્યારે રાજાએ લોઢાનો તપાવેલો ગોળો વગેરે કસોટી કરવાનાં દિવ્યો મંગાવ્યાં ત્યારે **સુશર્મા**ના હાંજા ગગડી ગયા. તેણે આખી બીના અક્ષરશઃ કહી બતાવી અને આંસુભીની આંખે અપરાધનો એકરાર કર્યો. શાસ્ત્રમાં બ્રાહ્મણને અવધ્ય ઠરાવેલ હોઈ રાજાએ તેનાં કાંડાં કાપી નંખાવ્યાં.

અહીં જંગલમાં પેલાં ભૂતપ્રેતો તો નરમાંસની મહેફિલ માણવાને મધરાત લગી ટાંપીને બેસી રહ્યાં; પણ કંઈ ભક્ષ્ય હાથ ન લાગ્યું. જ્યારે **વૈતાળ** આવ્યો ત્યારે સૌ તેને વીંટાઈ વળ્યાં અને આજનો શિકાર શાથી ખાલી ગયો તેનું કારણ પૂછવા લાગ્યાં. **વૈતાળે** કહ્યું કે 'કાલે રાતે આ ઝાડ ઉપર **કાલિકા**નો પરમ ઉપાસક કવિ **કાલિદાસ** બેઠો હતો. આપણી વાતચીત તે સાંભળી ગયો અને તેણે **ભોજ**ની સભામાં પેલો ખુલાસો કર્યો તેથી પંડિતોના જાન બચ્યા અને આપણી ધારણા પાર ન પડી.'

નિરાશ થયેલાં ભૂતોએ આથી શાપ ઉચ્ચાર્યો કેઃ "**ભોજરાજાએ** **મંગળવાર**ના દિવસે પંડિતોને પેલો ભેદ ઉકેલવાની આજ્ઞા કરી હતી અને **શુક્રવાર**ની રાતે આપે તેનો ખુલાસો કર્યો હતો. આથી **મંગળ**-વારના દિવસે કે **શુક્રવાર**ની રાતે જે કોઈ યુક્તિ વિચારશે તે નિષ્ફળ નીવડશે."

"ભલે," **વૈતાળે** કહ્યું "પણ તે દિવસોએ મારું સ્મરણ કરીને જે યુક્તિ વિચારવામાં આવશે તે સફળ થશે."

# ભોજના મગજમાં માછલાં ભરાયાં

" જાઓ, મારા રાજ્યમાંથી તમામ વૈદ્યોને હાંકી કાઢો અને તેમના વૈદકના ગ્રંથો નર્મદાના ઊંડા ધરામાં ડુબાડી દો. મારો રોગ જો તેઓ મટાડી ન શકે તો એમની વિદ્યા શા કામની ? " ભોજ રાજાએ નાસી પાસ થઈ ફરમાવ્યું.

વાત એમ બની હતી કે એકવાર શિકારે નીકળેલો રાજા એક સરોવરને કાંઠે આંબાવાડીયામાં રાત પડવાથી રોકાયો. સરોવરનું નિર્મળ જળ જોઈ તેને ન્હાવાનું મન થયું અને ન્હાતી વેળા કોઈ યોગી પાસેથી તે શીખ્યો હતો તે મુજબ નાક વાટે પાણી ખેંચી મુખ વાટે બહાર કાઢી મગજની શુદ્ધિ કરવાની કપાલશોધનની ક્રિયા પણ તેણે કરી. પરંતુ તેમ કરવા જતાં બે ઝીણાં માછલાં નસકોરા વાટે તેના મગજમાં ચઢી ગયાં જેની તેને જરા પણ ખબર ન પડી. શિકારેથી પાછા ફર્યાં બાદ બીજે દિવસે રાજાને ચક્કર આવવા લાગ્યાં અને મગજ બહેર મારી જાય તેવા સણકા મારવા લાગ્યા. દિવસે દિવસે વેદના તો વધતી ચાલી. રાજ-કાજ, વિનોદ વિલાસ કે કાવ્ય ચર્ચા કશામાં તેને રસ ન રહ્યો. રાજ્યના બધા વૈદોને એકઠા કર્યા. તેમણે ચરક, સુશ્રુત, વાગ્ભટ વગેરે આયુર્વેદના પ્રાચીન ગ્રંથો ઉથલાવીને જોયા પણ રાજાનો રોગ જ પારખી ન શક્યા તો પછી ઉપચાર તો કયાંથી જ કરી શકે? પ્રધાન બુદ્ધિસાગરે પરદેશથી પ્રખ્યાત વૈદ્યરાજોને તેડાવ્યા. સૌએ તરેહતરેહના ઈલાજ અજ-માવ્યા પણ કશાયની કારી ન લાગી. રાજા દિવસે દિવસે ગળતો ગયો. તેને પોતાનું મૃત્યુ સમીપ આવેલું લાગ્યું. આથી હતાશ થઇને તેણે ઉપર મુજબ વૈદ્યો અને તેમની વિદ્યા સામે જેહાદ પુકારી.

ત્રણે લોકના આદિ ખબરપત્રી નારદમુનિ વિષાદભર્યાં વદને ઇન્દ્રસભામાં દાખલ થયા. દેવેન્દ્રે અપ્સરાઓનું નૃત્ય અટકાવ્યું અને નારદજીને મૃત્યુલોકની કંઈક તાજી બાતમી હોય તો જણાવવા કહ્યું. મુનિએ ભોજની માંદગીની અને આયુર્વેદ ઉપરથી તેની શ્રદ્ધા ઊઠી

ગયાની વાત કરી. આ સાંભળી ઈન્દ્રે દેવોના વૈદ્ય બે અશ્વિની કુમારો પૈકી **નાસત્યને** કહ્યું: 'તમે બંને બેઠા છો છતાં આયુર્વેદ ખોટો ઠરે એ શું?'

'મહારાજ! અમારું શાસ્ત્ર ખોટું નથી. એટલું જ કે અમુક રોગોનું નિદાન દેવો જ કરી શકે તેમ છે. મૃત્યુલોકના વૈદ્યોના હાથની એ વાત નથી. **ભોજનો** રોગ એવો વિલક્ષણ છે.' **નાસત્યે** ખુલાસો કર્યો.

'પણ તમે તો એ રોગનું નિદાન અને ઉપચાર જાણો છો ને? તો તમારી વિદ્યાની પ્રતિષ્ઠા ખાતર અને **ભોજરાજા** મારો મિત્ર છે તેથી મારી ખાતર પણ તમારે તેને સત્વર રોગમુકત કરવો જોઈએ.' ઈન્દ્રે આજ્ઞા કરી.

"જાઓ, પ્રધાનજીને કહો કે **કાશીથી** કોઈ વૈદ્ય આવ્યા છે અને મહારાજનો રોગ મટાડવાની ખાત્રી આપે છે" **નાસત્યે ભોજના** રાજ-મહેલના દ્વારપાલને વરદી આપવા કહ્યું.

"વૈદરાજ, તમારો દિ ઘેર હોય તો છાનામાના પાછા **કાશી** ચાલ્યા જાઓ. તમે જાણતા લાગતા નથી કે મહારાજને હવે વૈદક ઉપર વિશ્વાસ રહ્યો નથી અને તેથી તેમણે તમામ વૈદ્યોને દેશવટો દીધો છે અને વૈદકના ગ્રંથોને ઊંડા ધરામાં ડુબાડી દીધા છે. માટે મારું માનો તો માનભેર ગચ્છંતી કરી જાઓ" દરવાને દલીલ કરી.

પણ **નાસત્યે** સામે બેવડા બળથી મળવાનો આગ્રહ કર્યો. આ રકઝક સાંભળી પ્રધાન ત્યાં આવી ચઢ્યો. વૈદ્યની મુખકાન્તિ જોતાં જ તેને શ્રદ્ધા બેઠી કે કદાચ તેના હાથે રાજાને આરામ થાય. આથી રાજાને સમજાવી તેણે વૈદ્યને ઉપચાર કરવાની પરવાનગી અપાવી.

**નાસત્યે** આવતાં વેંત 'તમારો રોગ ઘડીવારમાં ચાલ્યો જશે' એવી ખાત્રી આપી અને રાજાને એકાન્તમાં લઈ ગયો. ત્યાં **ભોજને** તેણે મોહક ચૂર્ણ (ક્લૉરો ફૉર્મ?) સુંઘાડી બેશુદ્ધ કર્યો અને તેની ખોપરીના સાંધા ખોલી પેલાં બે મત્સ્ય બહાર કાઢી પાણીની તપેલીમાં મૂકયાં. પછી તેણે સંધાનકરણી વિદ્યાથી ખૂબીભેર **ભોજની** ખોપરી આખી બતાવી તેને સચેત કર્યો. જાગ્રતિમાં આવતાં વેંત **ભોજને** અપૂર્વ સ્વસ્થતા જણાઈ. આ બધું શી રીતે બન્યું તે જાણવાની રાજાને ઇંતેજારી તો ખૂબ થઇ છતાં તે કંઇ પૂછી શકયો નહિ. પરંતુ તેનો મનોભાવ પામી જઇ

**નાસત્યે** પેલાં બે મત્સ્ય બતાવી કપાલશોધનની ક્રિયા કરવા જતાં એ કેવી રીતે ભરાઈ ગયેલાં તે સમજાવ્યું અને આ અસાધ્ય રોગનું કારણ એ જ હતું એમ ખુલાસો કર્યો.

ચતુર રાજા તરત જ ચેત્યો કે આ ચિકિત્સા જાણનાર નક્કી ભગવાન્ ધન્વંતરી કે **અશ્વિની** કુમાર હોવા જોઈએ છતાં તે પૂછી ન શક્યો પણ 'આ રોગ સદંતર નાબુદ થાય તે માટે શું પથ્ય પાળવું' એટલું પૂછ્યું. વૈદ્યે કહ્યું:

अशीतेनाम्भसा स्नानं, पय:पानं, वरा: स्त्रिय: ।
एतद्वो मानुषा: पथ्यं..................

ઉના પાણીએ ન્હાવું, તાજું દૂધ પીવું, ઉત્તમ સ્ત્રીનો સહવાસ રાખવો એ તમને મનુષ્યોને પથ્ય છે........................'

વૈદ્ય શ્લોકના ત્રીજા ચરણમાં 'न: मानुषा: **આપણને** મનુષ્યોને' એમ ન કહેતાં 'व: मानुषा: **તમને** મનુષ્યોને' એમ બોલ્યા એટલે તે ચોથું ચરણ પૂરૂં કરે તે પ્હેલાં જ રાજા સહસા બોલી ઊઠ્યો: "વૈદ્યરાજ! અમે મનુષ્યો; તો આપ શું મનુષ્ય નથી?" અને એમ કહી તેમને દેવ ધારી રાજા તેમનો હાથ ઝાલવા ગયો કે તરત જ ચોથું ચરણ પૂરૂં કર્યાં વિના જ તે અંતર્ધ્યાન થઇ ગયા. પરંતુ રાજાની ઉત્સુકતા સંતોષવા જતે જતે કહેતા ગયા કે "હું **અશ્વિની** કુમારને નામે ઓળખાતો દેવોનો વૈદ્ય **નાસત્ય** છું અને ઈન્દ્રની પ્રેરણાથી તમારો આ અસાધારણ રોગ મટાડવા પૃથ્વી ઉપર આવ્યો હતો. તમારે પાળવાના પથ્ય વિષે હું તમને કહેતો હતો ત્યાં તમે વચ્ચે પડીને મને અટકાવ્યો. તેથી હું તે પૂર્ણ કરી શક્યો નથી, પણ **સરસ્વતીનો** અપર અવતાર **કાલિદાસ** એ છેલ્લું ચરણ પુરૂં કરશે."

આરામ થવાથી **ભોજે બ્રહ્મસભા** બોલાવી અને ઉપલાં ત્રણ ચરણ ઉચ્ચારી ચોથું ચરણ પૂરૂં કરવા **કાલિદાસને** કહ્યું. કવિ તરત બોલી ઊઠ્યો:

'स्निग्धं उष्णं च भोजनम्

ઘી અને તેલવાળું ગરમાગરમ ભોજન પણ પથ્ય છે.'

રાજા અને બ્રહ્મસભા આવો સુઘટિત ઉત્તર સાંભળી સાનંદાશ્ચર્યમાં ડુબી ગયાં. ભોજે **કાલિદાસને** દેવાંશી પુરુષ માની તેની પૂજાઅર્ચા કરી તેને સંતોષ્યો.

## સાચા વારસદાર કોણ?

એક હતો શેઠ. તેને ચાર દિકરા હતા. તેમાંનો એક પૂરો વંઠેલ હતો. શેઠનો ઇરાદો તેને પોતાના વારસામાંથી બાતલ કરવાનો હતો, પણ જો તે વાતની પેલા દાંડ દિકરાને ખબર પડી જાય તો તો તે ડોસાનું ગળું દબાવી દઈ બધીજ મીલ્કત એકલો હજમ કરી જાય. આથી મરતી વેળા શેઠ એવું વસીયતનામું કરતા ગયા કે મારા ચાર પુત્રોમાંથી ત્રણ જણનેજ મારી મીલ્કતના વારસદાર ઠરાવું છું. વીલમાં કોઇનાં નામ તો લખ્યાં ન હતાં તેથી ચારે ભાઈ ભોજરાજા પાસે ન્યાય કરાવવા ગયા. રાજાએ કાલિદાસને આનો ન્યાય કરવા કહ્યું.

કાલિદાસે છોકરાઓ પાસે તેમના બાપની છબી મંગાવી અને એક ઓરડામાં મૂકાવી. પછી એક છોકરાને અંદર બોલાવી કહ્યું: 'જો આ તારા બાપનીજ છબી હોય તો તેને એક ખાસડું માર.' છોકરાએ કહ્યું: 'છબી તો મારા બાપનીજ છે પણ હું તેને ખાસડું તો નહિ મારૂં.' કવિએ એક પછી એક બીજા બે છોકરાઓને બોલાવ્યા; પણ તેમણે ખાસડું મારવા ના પાડી. છેલ્લે પેલા વંઠેલનો વારો આવ્યો. કવિએ તેને ઉપર મુજબ ખાસડું મારવા કહ્યું એટલે તેણે એકને બદલે બે ખાસડાં ખેંચી કાઢ્યાં.

કવિએ કચેરી વચ્ચે બધી વાત કહી અને બાપનો ઇરાદો પેલા શઠ પુત્રને વારસાથી વંચિત કરવાનો હતો એમ જણાવી બાકીના ત્રણ વચ્ચે મીલ્કત વહેંચી આપી. કવિના આવા નવાઇભર્યા ન્યાયથી સૌએ તેને શાબાશી આપી.

# રત્નો કોણે ચોર્યાં ?

"મહારાજ ! અમે ચાર ભાઈઓ છીએ. અમારાં નામ અનુક્રમે કનકચન્દ્ર, રત્નચન્દ્ર, રાજચન્દ્ર અને સુખચન્દ્ર છે. લક્ષ્મીથી કુટુમ્બમાં કલહ પેસે છે તેથી અમારા અનુભવી અને વ્યવહારકુશળ પિતાએ પોતાની હયાતીમાં જ પોતાને હાથે અમને ચારે જણને તેમની મીલ્કત વહેંચી આપી હતી. પરંતુ सर्वं स्वार्थमयं जगत् એ ન્યાયે 'જો હું તદ્દન ખાલી થઈ જઈશ અને દીકરાઓને આશરે પડીશ તો પછી કોઈ મારો ભાવ નહિ પૂછે અને 'વસુ વિના નર પશુ,' તથા 'સહીઆરી સાસુની ઉકરડે મોહોંકાણ' જેવા મારા હાલ થશે' એમ વિચારી તેમણે ચાર સરખી કીંમતનાં તેજસ્વી રત્નો પોતાની પાસે રાખ્યાં હતાં અને અમારા દેખતાં તે ભંડારમાં મૂકી તેની કૂંચી પોતાની પાસે કે અમારી મા પાસે રાખતા હતા. તેમના મરણ પછી અમારે તેમાંથી અકેક રત્ન લેવાનું હતું. ભંડાર ઉપર વિશ્વાસુ માણસની પાકી ચોકી હતી અને ભંડાર ઉપરની લાખની છાપ (સીલ) અકબંધ હતી. પરંતુ અમારા પિતાજીના મરણ બાદ અમે ભંડાર ખોલી રત્નનો ડાબડો કાઢ્યો તો તે ખાલીખમ નીકળ્યો." સૌથી મોટા ભાઈ કનકચન્દ્રે ફરીયાદ રજુ કરી. થોડીવાર થોભીને તેણે આગળ ચલાવ્યું: "બધા સંજોગો જોતાં અમારું માનવું છે કે અમારામાંથી જ કોઈકે એ રત્નો સીફતથી ચોર્યાં છે. પણ અમે આબરૂદાર બાપના બેટા છીએ. અમારો ચારો જણનો બહોળા પાયા ઉપર ધીકતો વેપારધંધો ચાલે છે. તેથી 'લાખ જજો પણ શાખ ન જજો, શાખ જતે થશે રાખજી' એ મુજબ આમારામાંના કોઈની શાખને આંચ ન આવવી જોઈએ. ભરમ જળવાય અને મુદ્દામાલ મળી આવે એવી અમારી ઈચ્છા છે. માટે (૧) અમને કશી પૂછપરછ કર્યા વિના, (૨) માર-ફાડ કર્યા વિના તેમ જ (૩) જેની પાસેથી રત્નો નીકળે તેનું નામ અમને કે બીજા કોઈને જણાવ્યા વિના અમારાં રત્નો આ ત્રણ શરતે અમને મેળવી આપો અને અમારો ઇન્સાફ તોળી આપો તો અમે અહીં રહીએ, નહિ તર અમારે રસ્તે પડીએ." કનકચન્દ્ર કહી રહ્યો.

"બીજા કશા ખાતર નહિ પણ મારી ન્યાયસભાની પ્રતિષ્ઠા ખાતર પણ હું થોડાક દિવસમાં તમારો ન્યાય કરાવીશ." ભોજરાજાએ વચન આપ્યું અને તેમને રોકાઈ જવા કહ્યું. સભા બરખાસ્ત થયા પછી રાજાએ મુખ્ય પ્રધાન બુદ્ધિસાગરને આઠ દિવસમાં આ કીસ્સાનો ફેંસલો કરવા ફરમાવ્યું.

બીજે દિવસે વૃદ્ધ પ્રધાન પ્રભાતમાં જ કાલિદાસને ત્યાં જઇ પહોંચ્યો અને આ ચોરી કેમ પકડી કાઢવી તેની યુક્તિ બતાવવા તેને કહ્યું. થોડીવાર વિચાર કરી કવિએ કહ્યું:

"પ્રધાનજી, આપને આ કામમાં પડવાની જરૂર નથી. આપે માત્ર એક જ કામ કરવાનું છે. આ ચારે શેઠીઆઓને અલગ અલગ ઉતારા આપવા અને ચાર દિવસ લગી તેઓ એકબીજાને મળે નહિ કે કશા સંદેશા મોકલે નહિ તેવો પાકો પ્રબંધ કરાવવો. વધુમાં રાત્રે એકવાર દીવો ઓલવાય તો ફરીથી તે સળગાવી શકાય એવું કંઇ પણ સાધન તેમને ન મળે તેવી તજવીજ રખાવજો. બાકીનું બધું હું અને આપનો પુત્ર વિદ્યાસાગર મળીને સંભાળી લઇશું."

પ્રધાને કાલિદાસની સૂચના મુજબ બધી ગોઠવણ કરી દીધી અને પોતાના પુત્રને મોકલી કવિને તેની ખબર પહોંચાડી. કવિએ વિદ્યાસાગરને પોતાની યોજના સવિસ્તર સમજાવી. પછી બંને શ્રીમંત વેપારીઓનો વેષ ધારણ કરી મોટા શેઠ કનકચંદ્રને ઉતારે જઇ પહોંચ્યા. કનકચંદ્ર એકલો પડવાથી વખત પસાર કરવા અને મૂઝવણ ઓછી કરવા બહાર ઓટલે બેઠો હતો. કવિ અને પ્રધાનપુત્ર પણ 'જે શ્રીકૃષ્ણ' કહી તેની બાજુમાં બેઠા. બંનેએ વારાફરતી વેપારવણજ, સંસારવ્યવહાર, ધર્મકર્મ અને દેશકાળની એમ તરેહવાર વાતો શરુ કરી અને તે દરમ્યાન શેઠનું મન મેળવી લીધું. અંતે તેમણે જવાની રજા માગી એટલે શેઠે તેમને આજનો દિવસ ત્યાં જ રોકાઈ જવા આગ્રહ કર્યો અને તેમના આગ્રહને માન આપી કેટલીક આનાકાની પછી તેઓ ત્યાં જ રહ્યા અને શેઠની સાથે જમ્યા. રાતે ચોપાટ ખેલવી શરૂ કરી. વિદ્યાસાગર તેમાં પાવરધો હતો. રમતાં રમતાં કવિએ એક વાત કહેવી શરુ કરી:

"પ્રભાસપાટણના નગરશેઠની પુત્રી **ભ**દ્રાભામિની અને તે જ શહેરના એક શ્રીમંતના પુત્ર કનકપાલ વચ્ચે પ્રથમ નજરે પ્રીતિ જામી હતી. દિવસે દિવસે તેમનો પરિચય વધતો ગયો અને પરસ્પરના રૂપ લાવણ્યના આકર્ષણથી તે ગાઢ સ્નેહસંબંધમાં પરિણમ્યો. પરંતુ વડીલોની સંમતિ ન મળે ત્યાં સુધી તેઓ શારીરિક સંબંધથી દૂર રહ્યાં હતાં. એકવાર ગાઢ પ્રેમગોષ્ટી કરતાં કરતાં **ભ**દ્રાએ વગરવિચાર્યે **ક**નકપાલને વચન આપ્યું કે જો મારાં માબાપ મને તારી સાથે ન પરણાવે તો સૌથી પહેલું તારી સાથે સંસારસુખ ભોગવ્યા પછી જ મારે મારા પતિને સંતોષવો.

"અને બન્યું પણ એવું જ. **ભ**દ્રાને તેનાં માબાપે બીજા એક નાના ગામના નગરશેઠના પુત્ર **રા**જપાલ સાથે પરણાવી અને તેને ઘરજમાઇ કરી રાખ્યો. **ભ**દ્રા પુખ્ત વયે પ્હોંચતાં તેના બાપે પુત્રી અને જમાઈને એક જુદું મકાન બંધાવી આપ્યું. હવે લગ્નજીવનની પહેલી રાત આવી અને કનકપાલને આપેલું પેલું વચન **ભ**દ્રાને યાદ આવ્યું. આખો દિવસ **રા**જપાલ સાથે તે કંઇ પણ બોલી કે હસી સરખી નહિ તેના મનમાં પેલું વચન કેમ પાળવું તેના જ વિચારો ઘોળાયાં કરતા હતા. **રા**જપાલે પ્રેમપૂર્વક તેની આ ઉદાસીનતાનું કારણ પૂછ્યું અને **ભ**દ્રાએ પાપછૂટી વાત કરી. **રા**જપાલે ખુલ્લા દિલે તેનું વચન પાળવાની તેને રજા આપી.

"રાત પડતાં **ભ**દ્રા સોળે શણગાર સજી ગલીકુંચીઓ વટાવતી કનકપાલને ત્યાં જવા નીકળી. રસ્તામાં તેને બે ચોર મળ્યા. તેમણે તેને તમામ દાગીના ઉતારી આપવાની ધમકી આપી. **ભ**દ્રાએ તેમને પોતે કોણ છે તે કહ્યું અને ઘડી પછી આ જ રસ્તેથી પાછા વળતાં બધાં ઘરેણાં ઉતારી આપવાનું વચન આપ્યું. ચોરોને વિશ્વાસ બેઠો એટલે તેને જવા દીધી. અહીં કનકપાલ તેની રાહ જોતો ઝરૂખામાં ઉભો જ હતો. **ભ**દ્રાને પોતાના વચન મુજબ આવતી જોઈ તેના હૃદયમાં વિશુદ્ધ પ્રેમ જાગ્યો અને ઇશારાથી જ પોતે 'ભાઈબહેન'નો સંબંધ રાખશે એમ સૂચવી તેને વચનમુક્ત થયાની ખાત્રી આપી નીચેથી જ પાછી વાળી. હવે તે ચોરોવાળે રસ્તે ગઈ પણ ચોરોએ તેનાં આભૂષણોને હાથ લગા-

ડવા ના પાડી કારણ કે તેના સારા શુકનથી તેમને આજે બીજી કોઇ જગાએ સારો શિકાર હાથ લાગ્યો હતો.

"એક તો તેના પતિએ તેને ઉદાર દિલે રજા આપી, બીજું તે વચનમુક્ત થઈ અને છતાં તેનું શીલ અખંડિત રહ્યું અને ત્રીજું લૂંટાતાં બચી આથી ભદ્રા ઉતાવળે પગલે ઘેર આવી અને હરખનાં આંસુ સાથે તેના પતિને બધી વાત કહી. રાજપાલને આથી સંતોષ થયો અને તે રાત્રિથી બંનેએ પોતાના લગ્નજીવનની શુભ શરુઆત કરી." વાર્તા પૂરી કરી કવિએ પૂછ્યું: "કહો શેઠ, રાજપાલ, ભદ્રા, કનકપાલ અને ચોરો એ ચારમાંથી ધન્યવાદને પાત્ર કોણ ?"

કનકચન્દ્ર ચોપાટ ખેલવામાં તલ્લીન થઈ ગયો હતો. આ વાર્તા કહેવામાં અને આવો પ્રશ્ન પૂછવામાં કવિનો શો હેતુ હશે તેનો વિચાર ન કરતાં તેણે તો તરત જ પોતાના દિલની વાત કહી દીધી કે, "ભદ્રાને ધન્ય છે ! પૂરૂં સમજ્યા વિના આપેલા વચનની ખાતર પોતાના પતિ સમક્ષ પોતાના પાછલા પ્રેમનો એકરાર કરી તેની રજા માગવી અને આખું જીવન ઝેર થઇ જાય તેવું જોખમ ખેડી, ચોર ડાકુના ભયની દરકાર ન કરતાં પોતાના વચનને વળગી રહેવું એ જેવી તેવી વાત નથી."

કાલિદાસને ખાત્રી થઈ કે કનકચન્દ્રે રત્નો ચોર્યાં નથી. છતાં, વધુ ખાત્રી કરવા રમત પૂર બહારમાં જામી હતી ત્યારે ઈશારો કરી વિદ્યાસાગર પાસે સીફતથી દીવો હોલવી નંખાવ્યો. ફરી દીવો સળગાવવાને સૌએ ફાંફાં તો માર્યાં પણ કંઈ જ સાધન ન મળ્યું. એટલે કવિએ કહ્યું "જો આપની પાસે કંઇ મણિ કે રત્ન હોય તો તેને અજવાળે રમત પૂરી કરીએ." પણ કનકચન્દ્રે પોતાની પાસે તેવું કંઈ હોવાની ના પાડી તેથી અધૂરી રમત મૂકીને સૌ સૂઈ ગયા. સવારમાં સ્નાનાદિથી પરવારી 'જરાક બજારમાં જઇ આવીએ ' એમ કહી બંને જણા ત્યાંથી સીધા રત્નચન્દ્રને મુકામે પહોંચ્યા.

રત્નચન્દ્રની પણ કનકચન્દ્ર માફક તેમણે દોસ્તી જમાવી, તેને ત્યાં જ જમ્યા અને રાતના ચોપાટ ખેલતાં પેલી ભદ્રાભામિની વાળી વાત મઠારીને કહી. છેવટે પ્રશ્ન પૂછ્યો કે ચારે જણમાં ધન્યવાદને

પાત્ર કોણ, ત્યારે તેણે કનકપાલને ધન્યવાદ આપ્યો. એક નવયૌવના સુંદરી સામી ચાલીને આવી છતાં તેને બહેન ગણીને પાછી વાળી એ નાનીસૂની ઉદારતા ન કહેવાય. તેના આ ઉત્તરથી તેની નિર્દોષતા જણાઈ આવી છતાં ચાલતી રમતે ચાલાકીથી દીવો બૂઝાવી નાખી તેમણે તેને કોઈ મણિ કે રત્ન કાઢી તેના અજવાળે રમત પૂરી કરવા યુકિતથી વાત કરી. પણ તેની પાસે તેમાંનું કંઇ ન નીકળ્યું અને અધૂરી રમત મૂકી સૌ સૂઈ ગયા.

ત્રીજે દિવસે સંકેત મુજબ તેઓ રાજચન્દ્રને ત્યાં ગયા. ત્યાં પણ જમીને રાતના ચોપાટ ખેલતાં ભદ્રાની વાત કહી. રાજચન્દ્રે રાજપાલને શાબાસી આપી કારણ કે તેણે પોતાનો હકક જતો કરી ભદ્રાને તેનું અણસમજમાં અપાયલું વચન પાળવાની છૂટ આપી. એ ઉદારતા તો તેજ બતાવી શકે. છેવટે ચાલુ રમતે બત્તી ગુલ કરી તેમણે કોઈ રત્ન હોય તો તેને અજવાળે રમત પૂરી કરવા કહ્યું. પણ તેની પાસે કંઇ ન હતું એટલે રમત અધીં મૂકીને સૌ સૂઈ ગયા.

ચોથે દિવસે બંને જણ સુખચન્દ્રને ત્યાં ગયા. પેલા ત્રણ ભાઇઓ પાસેથી કંઇ ન નીકળ્યું એટલે જો રત્નો હોય તો આ ચોથા ભાઈ પાસેજ હોવાં જોઇએ એમ લાગવાથી બજારમાંથી કેફી વસ્તુ નાખેલાં પાનનાં બીડાં તેઓ સાથે લેતા ગયા. અહીં પણ રાતના ચોપાટ ખેલતાં વચ્ચે પેલી વાર્તા કહી. સુખચન્દ્રે રમત અને વાતની બેવડી રંગતમાં ચોરોને ધન્યવાદ આપ્યો; કારણ કે હાથમાં આવેલો આવો શિકાર જતો કરવો એ કંઈ ઓછી ઉદારતા ન ગણાય. તેના આ જવાબથી કાલિદાસે ગાંઠ વાળી કે રત્નનો ચોર તેજ છે. આથી તેણે તેને પેલાં કેફી વસ્તુવાળાં પાનનાં બીડાં ખવડાવ્યે રાખ્યાં અને બીજી બાજુ વિદ્યાસાગરે ચોપાટની રંગત ખીલાવી. સુખચંદ્રની બાજી બરાબર જીત ઉપર આવી એટલે સફાઇથી દીવો બુઝાવી નાખી રત્ન હોય તો તેને અજવાળે રમત પૂરી કરવા કવિએ કહ્યું. રમતના ચડસમાં અને કેફના ઘેનમાં તે ઊઠ્યો અને પેટી ઊઘાડી તેમાંથી એક રત્ન કાઢી બહાર મૂક્યું એટલે એકને બદલે એકસો દીવા જેટલો પ્રકાશ પથરાયો. કાલિદાસ

અને વિદ્યાસાગરની ખાત્રી થઈ કે આ જ પેલાં ચોરાયલાં રત્નોમાંનું એક હોવું જોઈએ. આથી તેમણે પેલાં પાનનાં બાકી રહેલાં બધાં બીડાં તેને આસ્તે આસ્તે ખવડાવી દીધાં અને રમતની પણ પૂરી રમઝટ બોલાવી. પરંતુ ઘેનનું જોર વધી પડતાં સુખચંદ્ર ચાલુ રમતે બિછાનામાં લેટી પડયો. તેને પોતાના શરીરનું પણ ભાન ન રહ્યું, એટલે પેલા બે જણે તેની પેટી ખોલી બાકીનાં ત્રણ રત્ન કાઢી લીધાં અને બારણાં અડકાવી ચોકીદારને બરાબર ચોકી કરવાનું કહી ચારે રત્નો લઈ પોતાને ઘેર પહોંચી ગયા.

સવારે સુખચંદ્ર ઊઠયો એટલે તેને રાતની વાત યાદ આવી અને પેટી ઉઘાડીને જોયું તો તેમાં પેલાં રત્નો મળ્યાં નહિ. પણ કોને ફરિયાદ કરે ? ' ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રડે ' એવી તેની દશા થઈ.

વિદ્યાસાગરે ચારે રત્નો તેના પિતાને સોંપ્યાં. બીજે દિવસે ભોજે ચારે શેઠીઆઓને દરબારમાં બોલાવ્યા અને બુદ્ધિસાગરને તેમનો ચુકાદો આપવા કહ્યું.

બુદ્ધિસાગરે પેલાં રત્નો બતાવી શેઠીઆઓને કહ્યું: " જુઓ તમારાં રત્નો તમે ઓળખો છો ? "

ચારે જણે એકકી અવાજે હા પાડી; એટલે રાજાએ દરેકને અકેક રત્ન વહેંચી આપ્યું. પોતાની શરત મુજબ ઈન્સાફ થવાથી તેઓ રાજી થયા અને રાજાના આગ્રહથી થોડા દિવસ પરોણા તરીકે રહી પોતાને દેશ વિદાય થયા.

ભોજના દરબારમાં આવા અટપટા કિસ્સાનો પણ ખૂબીભેર ન્યાય તોળાયો તેથી દેશ પરદેશમાં તેની કીર્તિ વધી.

## પ્રણયનો પંચકોણ

"મહારાજ! અમે દાહલ દેશની કુમારિકાઓ છીએ. અમે ચારે જણ બાલપણથી સાથે ઉછર્યાં છીએ, સાથે રમ્યાં છીએ અને કાશીમાં સાથે ભણ્યાં છીએ. અમે હવે વિખૂટાં ન પડીએ તેથી એક જ પતિને વરવા ઇચ્છીએ છીએ. અમારી પ્રતિજ્ઞા છે કે જે વિદ્વાન અમને વાદવિવાદમાં જીતે તેને અમે અમારું સર્વસ્વ સોંપી દઈએ એને પરણ્યા પછી જો તે ચાતુર્ય અને અનુનયથી અમને પ્રસન્ન કરે તો તેને અમારું શરીર પણ સમર્પણ કરીએ. આ હેતુથી અમે અનેક રાજાઓની પંડિત સભાઓમાં ગયાં હતાં; પણ કોઈ અમને જીતી ન શકવાથી દરેક ઠેકાણેથી તાંબાના પતરા ઉપર વિજયપત્ર અને લાખ લાખ સોના મહોરોનાં ઈનામ ગાડાં ભરીને લેતાં આવ્યાં છીએ. અમે ચારે સખીઓ જુદી જુદી જ્ઞાતિની છીએ. જે અમારી જ્ઞાતિ પારખી શકે તેની સાથે જ અમે વાદ કરીશું. અને જો અમને કોઈ ઓળખી કે હરાવી નહિ શકે તો આપે અમને વિજયપત્ર અને લાખ સોનામહોરો આપવી પડશે." સમાન રૂપ, રંગ, વય અને સૌન્દર્યવાળી ચાર સખીઓમાંથી એકે ભોજરાજાની ભરી સભાને ગર્વભેર આહ્વાન આપ્યું.

આ કુમારિકાઓનાં રૂપ, લાવણ્ય અને વાક્છટાથી દિગ્મૂઢ થયેલા પંડિતો તો તેમની આવી ગંભીર પ્રતિજ્ઞા સાંભળી ડઘાઈ જ ગયા અને તેમની પરીક્ષા કરવાનું બીડું ઝડપવાની કોઈએ હિમ્મત ન બીડી. સભાની નિસ્તબ્ધતાથી ચીડાઈ રાજાએ પડકાર કર્યો:

" જુઓ, આપણી સભાની અજેય તરીકેની કીર્તિને અખંડ રાખવા માટે જ તમને સૌ પંડિતોને વર્ષાસનો મળે છે. માટે કાં તો આ કુમારિકાઓના આહ્વાનને ઉપાડી લો અથવા તો આપણી શરત મુજબ મારા રાજ્યમાંથી ગચ્છન્તિ કરી જાઓ. આનો વિચાર કરવા માટે તમને એક દિવસની મહેતલ આપું છું. પરમ દિવસે જે તે નિકાલ થઈ જવો જોઈએ."

**ભોજ**ની **બ્રહ્મ**સભા આજ લગી વાદવિવાદમાં અજેય મનાતી હતી. રાજાએ તેની એ પ્રતિષ્ઠા અખંડિત રાખવા પંડિતોને હાકલ કરી હતી. ઘેર જઈને સૌ જાતજાતની યુક્તિઓ વિચારવા લાગ્યા. પરંતુ ઘણુંય મથવા છતાં કંઈ જ ઉપાય ન જડયો; એટલે સૌ પંડિતોએ ઉચાળા ભરવાનો નિર્ણય કર્યો.

પરંતુ જેમ **ભોજ**ની કીર્તિ **બ્રહ્મ**સભાથી હતી તેમ સભાની પ્રતિષ્ઠા કવિશિરોમણિ **કાલિદાસ**થી હતી. આથી કવિની ચિંતાનો પાર ન હતો. તેણે **કાલિકા**નું ધ્યાન ધર્યું ત્યારે તેને પેલી કુમારિકાઓના ઉતારે ગુપ્તવેષે જઈ ત્યાં છુપાઈને તેમની વ્યવહારચેષ્ટા નિહાળવાની પ્રેરણા થઈ. રાત્રિ પડતાં કવિ ત્યાં જઈ છુપાયો. છેક સૂવાનો વખત થયો પણ તેમની ન્યાતજાત પારખવાનું કંઈ પણ સાધન કવિને ન મળ્યું. છતાં તે ચૂપકીદીથી રાહ જોતો છુપાઈ રહ્યો.

આખરે પ્હો ફાટતાં ચારે સખીઓ ઊઠી ઝરૂખામાં જઈને ઉભી રહી. સંગીતના સૂર સાંભળી સાચો સંગીતપ્રેમી તાલ આપ્યા વિના રહી શકતો નથી તેમ નૈસર્ગિક સૌન્દર્યના દર્શનથી સાચું કવિત્વ કાવ્યરૂપે પ્રકટ થયા વિના રહી શકતું નથી. ઉગતી ઉષાના આહ્‌લાદક દશ્યે આ સખીઓનો કાવ્યાત્મા જાગી ઊઠયો અને દરેકે એકેક પંક્તિ ઉચ્ચારી પ્રભાતના વર્ણનનો એક સુંદર શ્લોક રચ્યો:

"अभूत्प्राची पिङ्गा रसपतिरिव प्राप्य कनकम्
गतच्छायश्चन्द्रो बुधजन इव ग्राम्यसदसि ।
क्षणात्क्षीणास्तारा नृपतय इवानुद्यमपराः
न राजन्ते दीपा द्रविणरहितानामिव गृहाः ॥

(1) સુવર્ણનો સંગમ થતાં રસોનો રાજા પારો જેમ પીળાશ પકડે તેમ પૂર્વ દિશા પીળાશ પકડતી જાય છે. (2) મૂર્ખ ગામડીઆઓની સભામાં જેમ વિદ્વાન ભોંઠપ અનુભવે તેમ ચંદ્ર નિસ્તેજ થતો જાય છે. (3) ઉદ્યમ વિના, યુદ્ધના પ્રસંગ વિના, રાજાઓ નિર્માલ્ય બનતા જાય તેમ તારાઓ ઝાંખા પડતા જાય છે અને (4) જેમ નિર્ધનોનાં ઘર શોભાહીન દીસે છે તેમ દિવા પણ શોભતા નથી."

માનવી જે સમાજમાં જન્મે છે અને જીવે છે ત્યાંના વાતાવરણ-માંથી જ તે ઉદાહરણો અને ઉપમાઓ શોધી લે છે. આથી જેણે સોનું અને પારાના મિશ્રણનું દૃષ્ટાંત આપ્યું તે સોનારણ, જેણે પંડિતની ઉપમા આપી તે બ્રાહ્મણી, જેણે રાજાનું ઉદાહરણ આપ્યું તે ક્ષત્રિયાણી અને જેણે નિર્ધનના ઘરનો દાખલો આપ્યો તે વાણીયણ હોવી જોઇએ એમ કાલિદાસે અનુમાન કર્યું. બારીક નજરે તેમની જ્ઞાતિની નોંધ લઈ કવિ જાનોમાનો છટકી ગયો.

સવાર પડતાં પંડિતો કવિને બારણે આવીને ઉભા અને હવે શું કરવું તે વિષે તેમણે સલાહ માગી. 'કાલિકાની કૃપાથી સૌની લાજ સચવાશે' એમ કહી કવિએ સૌને સમયસર સભામાં હાજર થવાની સલાહ આપી. સભામાં પેલી કન્યાએ પોતાની પ્રતિજ્ઞાનો પુનરુચ્ચાર કર્યો એટલે સૌ પંડિતોની નજર કાલિદાસ સામે મંડાઈ. કવિએ ઉપલો પ્રભાતના વર્ણનનો શ્લોક સંભળાવીને ચારે જણીઓની જ્ઞાતિની ઓળ-ખાણ આપી. કન્યાઓ પણ કવિના આ પહેલા જ પગરણથી પ્રભાવિત થઈ ગઈ અને ત્યારથી જ ચારે સખીઓ તેને મનથી વરી ચૂકી. છતાં કવિના ચાતુર્ય અને વિદ્વત્તાનો પરિચય મેળવવાને તેમણે દરેકે અનુક્રમે કવિને ત્રણ ત્રણ પ્રશ્નો પૂછ્યા.

પ્હેલાં સોનીની પુત્રી ચન્દ્રચકોરીએ પૂછ્યું :

"(૧) આ સંસારમાં માનવીનું પ્રધાન કર્તવ્ય શું છે? (૨) વસંત ઋતુ કેવી સુખદાયી છે? અને (૩) કયા દોષોનો રાજાઓએ ત્યાગ કરવો જોઇએ?"

કવિએ હસીને ઉત્તર આપ્યો;

" (૧) तपस्यन्तः सन्तः किमधिनिवसामः सुरनदीम्
गुणोदारान्दारानुत परिचरामः सविनयम् ।
पिबामः शास्त्रौघानुत विविधकाव्यामृतरसान्
न विद्मः किं कुर्मः कतिपयनिमेषायुषि जने ॥

"ગંગાને તીરે વસીને તપ કરવું કે ગુણીયલ ગૃહિણીઓ સાથે સહચાર સાધવો? અનેક શાસ્ત્રોનો સાર ગ્રહણ કરવો કે વિવિધ પ્રકારના

કાવ્યામૃતનું આકંઠ પાન કરવું? આ ક્ષણભંગુર જીવનમાં શું કરવું તે સમજાતું નથી. અર્થાત્ આપણી પાસે એટલો તો ઓછો સમય છે કે સૌથી પ્હેલી ઇશ્વિરની આરાધના કરવી જોઇએ.

"(૨) હવે બીજા પ્રશ્નનો ઉત્તર સાંભળો :

"परिमलभृतो वाता : शाखाः नवाङ्कुरकोटयो
मधुरविरुतोत्कण्ठा वाच : प्रियाः पिकपक्षिणाम् ।
विरलसुरतस्वेदोद्गारा वधूवदनेन्दव :
प्रसरति मधौ राज्यां जातो न कस्य गुणोदयः ॥

"મલયાનિલની મહેંકથી વાતાવરણ તરબતર થાય છે; વૃક્ષોની ડાળે નવાં પલ્લવો ફૂટે છે; કોકિલનો મધુર ટહુકાર સૌનાં હૈયાંને હલાવી મૂકે છે અને રાત્રે રતિક્રીડાજન્ય શ્રમથી ચન્દ્રવદનીઓના ભાલપ્રદેશ ઉપર જામેલાં પ્રસ્વદેબિન્દુ મોતી જેવાં શોભે છે. વસંતની તો બલિહારી છે.

"અને ( ૩ ) આ રહ્યો છેલ્લો ઉત્તર :

"स्त्रीयोऽक्षा मृगया पानं वाक्पारुष्यं च पञ्चमम्
महांश्च दण्ड : पारुष्यमर्थदूषणमेव च ।
सप्तदोषा : सदा राज्ञा हातव्या व्यसनाकरा :
प्रायशो यैर्विनश्यन्ति कृतमूला अपीश्वराः ॥

"પરસ્ત્રી, જુગાર, મૃગયા, મદ્યપાન, કઠોર વચન, ભયંકર દંડ અને જેથી દ્રવ્યનો નાશ થાય તેવાં કર્મો એ વિપત્તિનાં વાદળ સમા સાત દોષોથી રાજાએ સદા દૂર રહેવું જોઇએ. અત્યંત ઐશ્વર્યવાન અને સમર્થ ભૂપતિઓમાં પણ જો આમાંનો એકાદ દોષ પ્રવેશે છે તો તેઓ જોતજોતામાં ધૂળ ચાટતા થઈ જાય છે તો પછી જેનામાં આ સાતે દોષ સાથે હોય તેની તો ઘડીઓ જ ગણાઇ ચૂકી જાણવી."

આવા સચોટ જવાબ મળવાથી સંતુષ્ટ થયેલી સોનારણ સ્વસ્થાને જઇને બેઠી. પછી બ્રાહ્મણકન્યા ચન્દ્રપ્રભાએ પોતાના પ્રશ્નો રજુ કર્યા :

"કહો, (૧) આ સંસારમાં મોક્ષનું સાધન શું છે? (૨) ભાગ્યવાન પુરુષોને હેમન્ત ઋતુમાં શી ઇચ્છા ઉદ્દભવે છે? અને (૩)

પૃથ્વીમાં ધર્મને ત્યજી અધર્મનું આચરણ કરનાર પુરુષો કેટલા છે?"

"લ્યો, ત્યારે સાંભળો." કવિએ તરત જ ઉત્તર આપવા માંડયા:

"जीर्णा एव मनोरथाः स्वहृदये यातं च तद्यौवनम्
हन्ताङ्गेषु गुणाश्च वन्ध्यफलतां याता गुणज्ञैर्विना ।
किं युक्तं सहसाऽभ्युपैति बलवान् कालः कृतान्तो क्षमी
ह्यज्ञातं स्मरशासनाङ्घ्रि युगलं मुक्त्यास्ति नान्या गतिः ॥

"મનના મનોરથ મનમાં જ રહી ગયા; જુવાની જોત જોતાં જતી રહી; અંગો વિકળ થઇ ગયાં અને ગુણોની કદર કરનાર કોઇ ન મળવાથી તે પણ એળે ગયા. કરાળ કાળ અદેખાઇથી ઓચીંતો વેગભર્યો પૂંઠે પડયો છે ત્યારે મદનાન્તક મહાદેવના ચરણકમળના શરણ વિના મુકિત પામવાનો અન્ય ઉપાય નથી.

આ તમારો બીજો જવાબ:

"हेमन्ते दधिदुग्धसर्पिरशना माञ्जिष्ठवासोभृत :
काश्मीरद्रवसान्द्रदिग्धवपुषः खिन्ना विचित्रै रतैः ।
पीनोरुस्तनकामिनीजनकृताश्लेषा गृहाभ्यन्तरे
ताम्बूलीदलपूंगपूरितमुखा धन्याः सुखं शेरते ॥

"જેઓ દૂધ, દહીં અને ઘીનું સેવન કરતા હોય, કસુંબલ-મજીઠના રંગનાં-વસ્ત્રો પહેરેતા હોય, શરીરે કેસરનો લેપ કરતા હોય, રતિક્રીડાના પરિશ્રમથી ખિન્ન રહેતા હોય, પુષ્ટ જંઘા અને ઉન્નત પયોધરવાળી રમણીઓને આલિંગન દેતા હોય, નાગરવેલનાં પાન અને સોપારીથી જેમનાં મુખ પરિપૂર્ણ રહેતાં હોય તથા જેઓ વાયુના સંચાર વિનાના મકાનમાં સુખેથી સૂતા હોય તેવા પુરુષોને ધન્ય છે.

"અને નીચેના દશ માણસો અધર્મનું આચરણ કરે છે:

"दश धर्मं न जानन्ति विप्रबाले निबोध तान् ।
तस्मादेतेषु सर्वेषु न प्रसज्जेत पण्डितः ॥
मत्तः प्रमतः उन्मत्तः श्रान्तः क्रुद्धो बुभुक्षितः ।
त्वरमाणश्च लुब्धश्च भीतः कामी च ते दश ॥

" હે વિપ્રકન્યા, સાંભળઃ નિશો કરેલો, વિષયલોલુપ, ઉન્મત્ત, થાકેલો કે ગુસ્સે થયેલો, ભૂખ્યો, ઉતાવળીયો, લોભી, ભયભીત અને કામાતુર એ દશ જણા ધર્માધર્મને ઓળખી શકતા નથી તેથી શાણાઓએ તેમનો સંગ ન કરવો."

આવા યથોચિત ઉત્તર સાંભળી **ચન્દ્રપ્રભા** પ્રસન્ન થઈ. હવે ક્ષત્રિયકન્યા **ચમ્પકમાલતી** આગળ આવી અને તેણે પૂછ્યું:

"(૧) જગતમાં નિત્ય અને અનિત્ય પદાર્થ કયા છે? (૨) શિશિર ઋતુનાં લક્ષણ શાં છે? અને સ્વર્ગપ્રાપ્તિનાં સાધન શાં છે?"

કાલિદાસે સહર્ષ ઉત્તર વાળ્યો:

" प्राप्ताः श्रियः सकलकामदुधास्ततः किम्
दत्तं पदं शिरसि विद्विषतां ततः किम् ।
सम्मानिताः प्रणयिनो विभवैस्ततः किम्
कल्पं स्थितं तनुभृतां तनुभिस्ततः किम् ॥

"સર્વ કામનાઓ પૂરનાર લક્ષ્મી પ્રાપ્ત કરી તો યે શું? શત્રુઓને શીરે પગ મૂકયો તો પણ શું? આપ્તજનો અને આશ્રિતોને ધનમાનથી સંતોષ્યા તો યે શું? અને આ શરીરથી કલ્પ પર્યન્ત જીવ્યા તો પણ શું? કારણ કે આખરે તો એક દિવસ તે સૌનો અંત નિર્માણ થયેલો જ છે.

" તેથી,

" भक्तिर्भवे मरणजन्मभयं हृदिस्थं
स्नेहो न बन्धुषु न मन्मथजा विकाराः ।
संसर्गदोषरहिता विजना वनान्ता
वैराग्यमस्ति किमतः परमर्थनीयम् ॥

" ભગવાન **પિનાકપાણી** પ્રત્યે ભક્તિ, હૃદયમાં જન્મમરણની ઘટમાળનો ભય, પરિવારમાં અનાસક્તિ, કામવિકારોનો અભાવ અને સંસર્ગહીન વિજન વનમાં વાસ એનું જ નામ વૈરાગ્ય. આવો વૈરાગ્ય હોય પછી વિશેષ શું જોઈએ? કારણ કે એ જ નિત્ય વસ્તુની પ્રાપ્તિનો પંથ છે.

"હવે શિશિરનાં લક્ષણો લઇએ:

"चुम्बन्तो गण्डभित्तीरलकवति मुखे सीत्कृतान्यादधाना
वक्षःसूत्कञ्चुकेषु स्तनभरपुलकोद्भेदमापादयन्तः ।
ऊरूनाकम्पयन्तः पृथुजघनतटात् संस्रयन्तोऽशुकानि
व्यक्ताः कान्ताजनानां विटचरितकृताः शैशिरा वान्ति वाताः ॥

"વાંકડીયા વાળવાળી લલનાઓના ગાલને ચૂમતા, કંચુકીરહિત ઉરપ્રદેશ પર રોમાંચ જન્માવતા તથા જંઘાઓને કંપાવી તે ઉપરના ચીરને ખસેડતા–આમ વ્યભિચારી પુરુષ પેઠે વર્તતા–શિશિરના વાયરા વાય છે.

"છેલ્લો ઉત્તર આ રહ્યો:

"सत्यं रूपं श्रुतं विद्या कौल्यं शीलं बलं धनम् ।
शौर्यं च चित्रभाष्यं च दशैता स्वर्गयोनयः ॥

"સત્ય, રૂપ, શાસ્ત્રાભ્યાસ, વિદ્યા, કુલિનતા, શીલ, બલ, ધન, વીરતા અને વાક્‌પાટવ એ દશ સ્વર્ગપ્રાપ્તિનાં સાધનો છે."

આવા સમર્પક જવાબ મળતાં ક્ષત્રિય કન્યા ખૂશ થઈ. છેલ્લે વૈશ્યપુત્રી ચિત્રલેખાએ નીચેના પ્રશ્નો મૂકયા:

"બોલો, પંડિતજી! (૧) સંસારમાં ધન્ય પુરુષ કોણ છે? (૨) સ્ત્રીઓના સ્વાભાવિક શણગાર કયા છે? તથા (૩) પ્રારબ્ધ અને પુરુષાર્થ એ બેમાં ચઢીયાતું કોણ છે?"

"લ્યો, ત્યારે સાંભળો." કવિએ કહેવા માંડયું:

"सखे धन्याः केचित्त्रुटितभवबन्धव्यतिकरा
वनान्ते चित्तान्तर्विषयविषयाशीविषगताः ।
शरच्चन्द्रज्योत्स्नाधवलगगनाभोगसुभगां
नयन्ते ये रात्रिं सुकृतचयचि-तैकशरणाः ॥

"જેનાં ભવબન્ધન તૂટી ગયાં છે, અંતરના ઉંડાણમાં ઘર કરી રહેલા વિષયો રૂપી ઝેરી સર્પો જેના નીકળી ગયા છે, શરદ્‌ની ઉજળી કૌમુદીમાં જેઓ એકાન્ત વનમાં રાત્રિઓ નિર્ગમે છે તથા સઘળી વૃત્તિ-

ઓનો ચિત્તમાં જેમણે લય કર્યો છે એવા મહાત્માઓને ધન્ય છે !

"હવે બીજો પ્રશ્ન લઇએ :

"वक्त्रं चन्द्रविडम्बि पङ्कजपरिहासक्षमे लोचने
वर्णः स्वर्णमपाकरिष्णुरलिनीजिष्णुः कचानां चयः ।
वक्षोजाविभकुम्भविभ्रमहरौ गुर्वी नितम्बस्थली
वाचो हारि च मार्दवं युवतिषु स्वाभाविकं मण्डनम् ॥

"ચન્દ્ર સમાન મુખ, કમળને પણ શરમાવે તેવાં નેત્ર, સુવર્ણથી પણ સુન્દર શરીરકાન્તિ, ભ્રમરના સમાન શ્યામ કેશકલાપ, હાથીના ગંડસ્થળથી પણ ઉત્તમ પુષ્ટ સ્તન અને નિતંબ, તેમ જ મોહક વાણી અને સુકુમારતાઃ આ સ્ત્રીઓના નૈસર્ગિક અલંકારો છે.

"અને આ મારો ત્રીજો જવાબ :

"नेता यस्य बृहस्पतिः प्रहरणं वज्रं सुराः सैनिकाः
स्वर्गो दुर्गमनुग्रहः किल हरेरैरावतो वारणः ।
इत्यैश्वर्यबलान्वितोऽपि बलिभिद्भग्नः परैः सङ्गरे
यद्युक्तं ननु दैवमेव शरणं धिग्धिग्वृथा पौरुषम् ॥

"જેના મંત્રી બૃહસ્પતિ છે, આયુધ વજ્ર છે, દેવતાઓ સૈનિકો છે, સ્વર્ગ જેનો કિલ્લો છે, વિષ્ણુની જેના ઉપર કૃપા છે અને ઐરાવત જેનું વાહન છે એવા ઐશ્વર્યવાન અને સમર્થ ઇન્દ્રને પણ શત્રુઓએ કૈંકવાર હરાવ્યો છે. એથી ફલિત થાય છે કે એક પ્રારબ્ધ જ રક્ષણ કરવાને સમર્થ છે. તે વિના પુરુષાર્થને ધિક્કાર છે."

ચારે સખીઓને આમ સચોટ ઉત્તર આપી કાલિદાસે વાદવિવાદમાં વિજય વર્તાવ્યો. સૌની પ્રસન્નતાનો પાર ન રહ્યો. પંડિતો પોતાની લાજ રહી અને દેશપારીની દુર્દશામાંથી ઉગર્યા જાણી રાજી થયા. ભોજને પોતાનો કીર્તિધ્વજ અણનમ ઊડતો રહ્યો તેનો આનંદ થયો. કવિને તો કીર્તિ, કનક અને કામિનીઓ ત્રણેની પ્રાપ્તિ થઈ એટલે તેને હર્ષ થાય તે સ્વભાવિક છે અને પેલી કુમારિકાઓને મનગમતો પતિ મળ્યો એટલે તેમની પ્રસન્નતાનું તો પૂછવું જ શું ?

'कन्यारत्नं दुष्कुलादपि ग्राह्यम्' 'રતન તો ઉકરડેથી પણ લેવાય' એ ન્યાયે આ કન્યાઓનો સ્વીકાર કરવાનો રાજાએ કવિને આગ્રહ કર્યો અને 'रत्नं समागच्छतु काञ्चनेन' કહી તેમનાં માતપિતા અને સગાં સંબંધીને નોતરી રાજાએ ધામધૂમથી કવિનો લગ્નોત્સવ ઉજવ્યો.

પ્રણયરાત્રિના પહેલા પહોરે પૂર્વસંકેત અનુસાર કવિ બ્રાહ્મણ કન્યાના અંતઃપુરમાં ગયો અને સંવનન શરૂ કર્યું. આખરે વ્હાલભરી વિનવણીઓ કરતાં કરતાં પહેલો પહોર પૂરો થવા આવ્યો ત્યારે આ નવોઢાએ મૌન તોડયું કે, "આપણો સુમેળ જ્યારે ગ્રહયોગ સાનુકૂળ થશે ત્યારે સધાશે." તરત જ કવિએ તેને હસીને ઉત્તર આપ્યો કે, "સઘળા ગ્રહો તારાં અંગાંગોમાં વસેલા છે. તારું મુખ ચંદ્ર સમાન છે, કાળો કેશકલાપ રાહુ રૂપે છે, સેંથાનું સિંદૂર સૂર્યના સ્થાને છે, ઉન્નત સ્તનો ગુરુની ગરજ સારે છે, હોઠની લાલી એ મંગળ ગ્રહ છે, વાંકી ભ્રકુટી કેતુનું કામ કરે છે, તારી કાવ્યમય વાણી શુક્ર સ્વરૂપે છે, તારી મંદગતિ શનિશ્વરની દ્યોતક છે અને કટિ-પ્રદેશ એ બુધનું પ્રતીક છે. આથી જો તારી કૃપા મારા ઉપર ઉતરે તો, હે સુંદરી ! સર્વે ગ્રહો મને સાનુકૂળ જ છે." સ્ત્રીને જીતવાને તેના સૌન્દર્યની તારીફ કરવા જેવી બીજી સહેલી યુક્તિ એકેય નથી. અને આ તો કવિની પ્રસાદિક વાણી હતી એટલે પેલી નવપરિણીતા પાણી પાણી થઈ ગઈ અને તેણે કવિનું મનરંજન કર્યું.

બીજે પહોરે વૈશ્ય કન્યાનું મન સંપાદન કરવાને કવિએ પુરુષ સહજ પ્રગલ્ભતાથી તેને અનેક ચાટુ વચનો કહ્યાં; ત્યારે છેક છેલ્લી ઘડીએ તેણે કવિને તીર્થયાત્રા કરી પવિત્ર થયા પછી તેનો સ્પર્શ કરવાની શરત રજૂ કરી. કવિને તો તે કંઇક કરતાં કશુંક બોલે એટલું જ જોઇતું હતું. તેણે સૌ તીર્થો તેના અવયવોમાં આવી વસેલાં બતાવતાં કહ્યું: "તારી પતલી કમર વિષ્ણુપદ ( આકાશ ) રૂપ છે, પયોધર શિવપદ ( કૈલાસ ) નાં પ્રતીક છે, મુખ વાચસ્પતિ બ્રહ્માનું દ્યોતક છે; વળી વેણીથી મહેંકતો અંબોડો સુમનસ (૧ પુષ્પો અને ૨ દેવો) નાધામરૂપ છે, તારા નિતંબો ઉપર શોભતી કાંચી (કંદોરો) શિવકાંચી અને વિષ્ણુકાંચીની ગરજ સારે છે, તારી

મીઠી વાણી મધુરા સમાન છે, અધરની લાલિમા અરુણવૃંદને સ્થાને છે અને તારી આ લાવણ્યવતી દેહલતા શ્રીરંગ દેવનું ક્ષેત્ર છે. વળી, હે સુન્દરી! સઘળા નિર્જરો (ઘડપણ વિનાના ૧ યુવાનો અને ૨ દેવો) સદૈવ તારી આરાધના કરે છે. તારા પુનિત ચરિત્રનું આથી વિશેષ શું વર્ણન કરું?" સર્વ તીર્થમય તને છોડીને તે હું હવે કયાં જાઉં?" કવિના આવા પ્રેમભીના ઉત્તરથી વણિકકન્યા તેને વશ થઈ અને બન્નેએ મધુરજની માણી.

ત્રીજે પહોરે કવિ સોનીની કન્યાના આવાસે આવ્યો. અહીં પણ અબોલા અને રુસણું છોડાવવાને કવિને ખૂબખૂબ મનામણી પટામણી કરવી પડી. છેવટે તેણે કવિને જપ, તપ, સમાધિ સાધ્યા પછી પ્રેમામૃતનું પાન કરાવવાનો વાયદો આપ્યો. પણ આપણો કવિ એમ ગાંજ્યો જાય તેમ ન હતો. તેણે દલીલ કરી: "વિશ્વામિત્ર અને પરાશર જેવા કેવળ પાંદડાં, વાયુ કે જળનો આહાર કરીને વર્ષોનાં વર્ષો પર્યંત કઠોર તપશ્ચર્યા કરનાર મુનિવરો પણ સ્ત્રીના મુખકમળના દર્શન માત્રથી મોહાંધ બન્યા અને તેમનું તપોબળ એળે ગયું તો પછી અમારા જેવા ઉત્તમ ઘઉં, ચોખા, ઘી, દૂધ, દહીં વગેરેની ઉત્તેજક વાનીઓ જમનાર તે ઇન્દ્રિયનિગ્રહ કયાંથી સાધી શકે? વળી,

उडुराजमुखी मृगराजकटिर्गजराजविराजितमन्दगतिः।
यदि सा वनिता हृदये निहिता क्व जपः क्व तपः क्व समाधिरतिः॥

જેનું મુખ ચન્દ્ર જેવું છે, કમર સિંહ સમાન છે અને ગતિ ગજરાજના જેવી મંદ છે એવી સુન્દરી જેના હૃદયમાં વિરાજે છે (જેનું ચિત્ત એવી ચન્દ્રમુખીના ચિન્તનમાં ચકચૂર થઇ ચૂકયું છે) તેને વળી જપની શી જરૂર છે, તપની શી તમા છે અને સમાધિની ઉપાધિ ઉભી કરવાનું પણ શું કામ છે? તેનાં તો જપ, તપ અને સમાધિસુખ એ સઘળું સુન્દરીના સ્નેહસંપાદનમાં જ છે."

કવિનાં આવાં મીઠાં વચનોથી આ ત્રીજી કન્યાનું હૈયું પણ પલળી ગયું અને તેમણે પ્રેમ સમાધિ સાધી.

છેલ્લા પહોરે જ્યારે કવિ ક્ષત્રિયાણીના મંદિરે ગયો ત્યારે તેનાં રોષ અને રીસ ઉતરાવતાં કવિની રસિકતા અને પ્રણયપટુતાની આકરી કસોટી થઈ. એક તો સ્વાભાવિક ક્ષાત્રતેજ અને તેમાં યે તેને છેલ્લું સ્થાન મળ્યું એટલે તેનું સ્વમાન ઘવાયું હતું. અનેક લાડભર્યાં મીઠાં સંબોધનો અને સ્નેહવચનો કહેવા છતાં જ્યારે માનિનીનું મન ન માન્યું ત્યારે કવિએ શૃંગાર રસથી નીતરતાં અનેક કામોદ્દીપક કાવ્યો અને વચનો કહ્યાં. સ્ત્રીઓની પ્રશંસા કરતાં તેણે કહ્યું. "ભગવાન પુષ્પધન્વાની સર્વ મનોરથ સફળ કરનાર સ્ત્રીરૂપી મુદ્રાનો ત્યાગ કરીને જે મૂર્ખાઓ મિથ્યા સુખોની શોધમાં નીકળે છે તેમને એ મિથ્યા સુખની આશા ક્રૂર રીતે રિબાવે છે. કોઈકને નાગા કરી રખડાવે છે તો કોઈનાં માથાં મૂંડા છે તો કોઈક ભગવાં વસ્ત્રો પ્હેરીને કે જટા વધારીને હાથમાં ખપ્પર લઈને ભટકતા ફરે છે. હું એવી મુર્ખાઈ શોદ કરૂં ?"

છતાં કવિની પ્રણયરસિકતાની પરાકાષ્ટા જોવાને કે પછી (તેની કામુકતા પ્રત્યેના તિરસ્કાર રૂપે) પ્રેમના એક પ્રકાર તરીકે આ ક્ષત્રિયાણીએ કવિની છાતીમાં હળવેથી એક લાત મારી. ચતુર કવિને પ્રેમના પદાર્થપાઠ શીખવા જવું પડે તેમ ન હતું. તેણે આ ગર્વઘેલડીની આંખોમાં આંખો પરોવીને અનન્ય મૃદુતા અને મમતાથી કહ્યું: "હે સુમુખિ ! દાસનો દોષ થતાં સ્વામી તેને સજા કરે એ યોગ્ય જ છે. હું છેક છેલ્લા પહોરે તારી પાસે આવ્યો છું એટલે તારી અવગણના કર્યા બદ્દલ તું મને જે કંઇ શિક્ષા કરે તે મને મંજુર છે. પણ તારા ચરણસ્પર્શથી મારાં રોમાંચ ખડાં થતાં મારી છાતીના અણીયાળા વાળ તારા સુકોમળ ચરણમાં વાગ્યા હશે તેથી મને સંતાપ થાય છે."

આ પ્રણયવચનના શીતળ જળથી તેનો કોપાગ્નિ શાન્ત થયો અને બંનેએ આનંદરાત્રિ ઉજવી.

## ત્રણ ફૂટ પ્રશ્નો

કાવ્યચર્ચાનો રસિયો રાજા ભોજ નિત્ય નવી નવી સમસ્યાઓ અને પાદપૂર્તિઓ રજુ કરી બ્રહ્મસભાના પંડિતોની કલ્પના અને બુદ્ધિની કસોટી કરતો અને રસાસ્વાદ માણતો હતો. એક વાર તેણે નીચેનું એક ચરણ આપી પાદપૂર્તિ કરવા કહ્યું:

" गौरीमुखं चुम्बति वासुदेवः ।
ગૌરીના મ્હોંને વાસુદેવ ચુમે છે."

પંડિતોએ વિચાર્યું કે આ બહારથી દેખાતો વિપરિત અર્થ તો શકય નથી. આથી જેના ઉત્તરમાં આ ચાર શબ્દો આવે એવી અંતર્લાપિકા રચીને તેમણે સમસ્યા પૂરી કરી.

પ્હેલો વરરૂચિ બોલ્યો:

"का शैलपुत्री ? किमुनेत्ररम्यं ?
शुकार्भकः किं कुरुते फलानि ?
मोक्षस्य दाता स्मरणेन को वा ?
गौरी, मुखं, चुम्बति, वासुदेवः ।

શૈલરાજ હિમાલયની પુત્રી કોણ? ગૌરી.
નેત્રોથી શું રમણીય લાગે છે? મુખ.
પોપટનું બચ્ચું ફળને શું કરે છે? ચુમે છે.
સ્મરણ કરવાથી કોણ મોક્ષ આપે છે? વાસુદેવ."

આ શ્લોકથી અર્થ તો બેઠો પણ તેમાં કશો ચમત્કાર ન જણાયો; તેથી શંકર કવિ બોલ્યો:

" का शम्भुकान्ता ? किमु चन्द्रकान्तम् ?
कान्तामुखे किं कुरुते भुजङ्गः ?
कः श्रीपतिः ? का विषमा समस्या
गौरी, मुखं, चुम्बति, वासुदेवः ।
**શંભુનાં પત્ની કોણ? ગૌરી.**
ચન્દ્રસમાન કાન્તિમાન શું હોય? મુખ.
ભુજપાશમાં લઈને પ્રેમી પ્રિયાને શું કરે છે? ચુમે છે.
લક્ષ્મીના પતિ કોણ? **વાસુદેવ.**"

આ બીજા શ્લોકમાં અર્થ અને ચમત્કાર બંને હતાં, છતાં વધુ પ્રાસાદિક ઉત્તર સાંભળવાની ઇચ્છાથી રાજાએ કાલિદાસ તરફ સૂચક નજરે જોયું; એટલે કાલિદાસે નીચેનો શ્લોક ઉચ્ચાર્યો.

" का लोकमाता ? किमु देहमुख्यम् ?
रतेः किमादौ कुरुते मनुष्यः ?
को दैत्यहन्ता ? वद वै क्रमेण
गौरी, मुखं, चुम्बति, वासुदेवः ॥
જગજ્જનની કોણ? **ગૌરી.**
શરીરમાં મુખ્ય શું? મુખ.
રતિક્રીડામાં મનુષ્ય પ્રથમ શું કરે છે? ચુમે છે.
દૈત્યોને હણનાર કોણ? **વાસુદેવ.**

આ ચાર ઉત્તરો અનુક્રમે બોલવાથી આ સમસ્યા સંપૂર્ણ થાય છે." રાજા આ છેલ્લો ઉત્તર સાંભળી સંતુષ્ટ થયો.

( ૨ )

' कुन्तीसुतौ रावणकुम्भकर्णौ ।

' રાવણ અને કુંભકર્ણ એ બે કુન્તીના પુત્રો છે ' એવી ઉપરથી વિષમ અર્થવાળી એક પંક્તિ આપીને ભોજરાજાએ એક દિવસ સભાને પાદપૂર્તિ કરવા કહ્યું. જ્યારે કોઈ તૈયાર ન થયું ત્યારે કાલિદાસે નીચેની અંતર્લાપિકા સંભળાવી :

"का पाण्डुकान्ता ? गृहभूषणं किम् ?
को रामशत्रुः ? किमगस्त्यजन्म ?
कः सूर्यपूत्रो ? विपरीत पृच्छा
कुन्ती, सुतौ, रावण कुम्भ कर्णौ ॥

પાણ્ડુ રાજાની પત્ની કોણ ? કુન્તી.
ઘરનું આભૂષણ શું ? બે પુત્રોની જુગલ જોડી.
રામનો શત્રુ કોણ ? રાવણ.
અગસ્ત્ય મુનિનું જન્મસ્થાન શું ? કુંભ.*
સૂર્યનો પુત્ર કોણ ? કર્ણ.

આપના વિપરીત ચરણમાં ઉપલા પ્રશ્નોના ઉત્તર રહેલા છે."

( ૩ )

'रामश्चुम्बति रावणस्य वदनं सीतावियोगातुरः સીતાના વિરહથી ઝૂરતા રામ રાવણનું મુખ ચુમે છે' એવા ઉલટા અર્થવાળી એક પંક્તિ આપીને રાજાએ એક વાર સમસ્યા પૂરી કરવા કહ્યું:

કાલિદાસે ઉત્તર આપ્યો;

कः कान्तारमगात्पितुर्वचनतः ? संश्लिष्य कण्ठस्थलीम्
कामी किं कुरुते ? च गृध्रहठतश्छिन्नं प्ररुढं च किम् ?
का रक्षःकुलकालरात्रिरभवत् ? चन्द्रातपं द्वेष्टि को ?
राम श्चुम्बति रावणस्य वदनं सीता वियोगातुरः ॥

બાપનો બોલ પાળવાને વનની વાટ લેનાર કોણ ? રામ.
કામિનીના કંઠે વળગીને કામી શું કરે છે? ચુમે છે.
ગીધોના રાજા જટાયુ સાથે બાથ ભીડવાથી શું છેદાયું ?
રાવણનું મુખ.
રાક્ષસકુળની કાળરાત્રિ કોણ નીવડ્યું ? સીતા.
ચન્દ્રના કિરણોનો દ્વેષ કોણ કરે છે ? વિયોગાતુર.
આ અંતર્લાપિકાનો ઉત્તર છેલ્લા ચરણમાં મળી રહે છે.

---

* અગસ્ત્ય ઘડામાંથી જન્મ્યા હતા એવી પુરાણોમાં કથા છે.

## બે સમસ્યાઓ

એકવાર ભોજે એક કૂટ સમસ્યા પૂરી કરવા કહ્યું : 'मानपूजापहार: માન અને પૂજાનો નાશ.'

આખી સભા વિચારમાં પડી પણ કોઇ ઉકેલ કરી ન શક્યુ. આખરે કાલિદાસ બોલ્યો :

'રાજન્ ! આ સાત અક્ષરો પૈકી मा થી हा સુધીના દરેક અક્ષરની સાથે છેલ્લો र લેવાથી જે છ શબ્દો બને તે અને સાતમો એ આખો શબ્દસમૂહ જે પ્રશ્નોના ઉત્તર રૂપે નીકળે એવા સાત પ્રશ્નોવાળી આ એક અંતર્લાપિકા છે :

को निर्दग्ध:त्रिपुरारिपुणा ? कश्च कर्णस्य हन्ता ?
नद्या: कूलं विघटयति क: ? क: परस्त्रीरतश्च ?
क: सन्नद्धो भवति समरे ? भूषणं किं कुचानाम् ?
किं दु:संगाद्भवति महतां ? मानपूजापहार: ॥

ત્રિપુરારિ શંકરથી કોણ બળી ગયું ? मार: કામદેવ
કર્ણને હણનાર કોણ ? नर:=અર્જુન.
નદીના તટને કોણ તોડે છે ? पूर :=પૂર.
પારકી સ્ત્રીમાં આસક્ત કોણ હોય ? जार :=જાર.
સમરાંગણમાં સજ્જ કોણ થાય ? पर :=મર્દ.
સ્તનોનો શણગાર શું ? हार :=ફુલની માળા.
દુર્જનની સંગતથી મહાપુરુષોને શું થાય ?
मानपूजापहार:=લોકો તરફથી મળતાં માન અને પૂજાનો નાશ.

આવો સયુક્તિક ઉત્તર સાંભળી સૌ સાનંદાશ્ચર્ય પામ્યા.

( ૨ )

બીજી એવી કૂટ સમસ્યા 'माधवदाघयानम् વૈશાખના તડકામાં પ્રવાસ' એ શબ્દો આપી રાજાએ પૂરી કરવા કહ્યું.

જ્યારે કોઈ તૈયાર ન થયું ત્યારે કાલિદાસે વિચાર કરીને હસતે મોઢે નીચેનો ઉત્તર આપ્યો:

"सन्तश्च लुब्धाश्च महर्षिसंघा विप्राः कृषिष्ठाः खलु माननीयाः ।
किं किं समिच्छन्ति तथैव सर्वे नेच्छन्ति किं माधवदाघयानम् ॥

माधवदाघयानम् માંના मा થી માંડી या સુધીના ૭ અક્ષરોને અંતે છેવટનાં नम् ઉમેરવાથી બનતા ૭ શબ્દો તથા સાતમો આ આખો શબ્દસમૂહ એ સાતે શબ્દો જેના ઉત્તરમાં જડી આવે તેવા પ્રશ્નો આ અંતર્લાપિકામાં સમાયલા છે.

(૧) સન્તો, (૨) લોભીઓ, (૩) મહર્ષિસંઘો (૪) વિપ્રો (૫) કૃષિકારો અને (૬) માનવંતાઓ શું ઇચ્છે છે?

(૧) मानम्, (२) धनम्, (३) वनम्, (४) दानम्, (५) घनम्= વરસાદ (૬) यानम्=વાહન.

અને (૭) એ સૌ શું નથી ઇચ્છતા? વૈશાખના તડકામાં પ્રવાસે જવાનું.

સારીયે સભા આ ચમત્કારિક જવાબ સાંભળી એકી અવાજે કવિને ધન્યવાદ દેવા લાગી.

# વેદપાઠી વિપ્રોની વહારે

ભુવનેશ્વરી માતાના મંદિરમાં કેટલાક શ્રુતિસ્મૃતિ કંઠાગ્રે કરનાર વેદપાઠી વિપ્રો ઉતર્યા હતા. તેમની ઇચ્છા એક નવીન શ્લોક રચી સંભળાવી ભોજ રાજા પાસેથી લાખ સોનામહોરો મેળવવાની હતી જેથી જીંદગી-ભરની ભૂખ ભાંગે. આખરે તો એમની વિદ્યા ગોખણપટ્ટીની હતી એટલે નવો શ્લોક રચવાની બુદ્ધિ કે કલ્પના ક્યાંથી લાવે? ખૂબ ભેજાનું દહીં કર્યું ત્યારે તેમનામાંના બે જણે મળીને નીચેનું ચરણ ગોઠવ્યું:

'(१) भोजनं देहि राजेन्द्र (२) घृतसूपसमन्वितम्

(૧) હે રાજેન્દ્ર અમને ભોજન આપ (૨) જે ઘી અને દાળ સહિત હોય.'

પરંતુ માથું ખંજવાળીને મરી ગયા છતાં આગળ કંઈ ન સૂઝ્યું. એટલામાં દૈવયોગે કાલિદાસ ત્યાં પૂજા કરવા આવી ચઢ્યો અને પેલા બ્રાહ્મણોએ તેને ઓળખ્યો. કવિ તેમની મુશ્કેલી તરત સમજી ગયો અને તેમની માગણી મુજબ બીજું ચરણ રચી આપ્યું:

'माहिषं च शरच्चन्द्रचान्द्रिकाधवलं दधि ।

ભેંસના દૂધનું, શરદ્ચન્દ્રની ચાંદની જેવું ધોળું દહીં પણ આપો.

બીજે દિવસે બ્રાહ્મસભામાં જેમ તેમ કરી દાખલ થઇ ને પેલા બ્રાહ્મણોએ રાજાને આશીર્વાદ આપી ઉપલો શ્લોક બોલી બતાવ્યો.

કાવ્યરસિક રાજા તરત જ સમજી ગયો. ક્યાં પ્હેલા ચરણની શુષ્ક શબ્દરચના અને ક્યાં બીજા ચરણમાંની ઉપમા અને પદલાલિત્ય? રાજાએ કહ્યું: 'ભૂદેવો! आकृतिः गुणान्कथयति' એ ન્યાયે તમારી સીકલ જ કહી આપે છે કે પહેલું ચરણ તમારું હશે; પણ બીજું ચરણ બીજાનું રચેલું છે. છતાં એ બીજા ચરણની તમને લાખ સોના મહોર આપું છું.'

બ્રાહ્મણોને તો સોના મહોરોનું જ કામ હતું એટલે તે ઇનામ લઈને કાલિદાસને અનેક આશિષો દેતા પોતાને ઘેર ગયા.

રાજાએ કવિ સામે સૂચક દૃષ્ટિ નાખી અને હસતા મુખે કવિએ બીજું ચરણ પોતે રચી આપ્યાનો એકરાર કર્યો.

# તને નિત્ય ત્રણ પીડા હજો!

'રોગ અને ચિંતા રૂપી અધ્યાત્મિક પીડા, ચોર કે હિંસક પ્રાણીના ભય જેવી આધિભૌતિક પીડા અને કુદરતના કોપ જેવી આગ, રેલ વગેરેની આધિદૈવિક પીડા—આપની એ ત્રણે પીડાઓ નાશ પામો. त्रिपीडा निरसनमस्तु । એવો ભોજરાજાને ચમત્કારિક આશીર્વાદ આપીને આખી સભાને આશ્ચર્યચકિત કરી મૂકીશ' એવો વિચાર કરતો કરતો ગુજરાતનો પ્રખ્યાત પંડિત દુર્ગાનાથ ભોજની બ્રહ્મસભામાં આવી ઉભો.

આવી મોટી સભામાં પ્રખર પંડિતો અને ભોજ જેવા રાજા સમક્ષ બોલવાનો પ્રસંગ તેને કદી આવ્યો ન હતો તેથી સભાક્ષોભ અને સંકોચથી તેના પગ ધ્રૂજવા લાગ્યા અને માથું ફરવા લાગ્યું. પરિણામે ગભરાટના માર્યા તેણે ભળતો જ આશીર્વાદ આપ્યો કે 'त्रिपीडास्तु दिने दिने ! તને રોજ ત્રણ પીડા હજો!'

આ સાંભળી રાજા રોષે ભરાયો અને દરવાન પાસે ધક્કા મરાવી તેને બહાર કાઢવા હુકમ કર્યો. પણ જેવો દરવાન આવી તેને બોચીમાંથી પકડવા જાય છે કે તરત જ "ખબરદાર! એને અડકયા છો તો!" કહી કાલિદાસે તેને રોકયો અને આખી સભાનું ધ્યાન કવિ ભણી ખેંચાયું. તેણે કહ્યું: "રાજન્! આ દુર્ભાગી દુર્ગાનાથે આપને આશીર્વાદ તો અત્યુત્તમ આપ્યો છે પણ સભાક્ષોભથી બિચારો સમજાવી શકતો નથી. મને વિસ્મય તો એ વાતનો થાય છે કે આ ધુરંધર વિદ્વાનો પણ તેનો મર્મ સમજી શકયા નથી. તેણે તો—

आसने विप्रपीडास्तु शिशुपीडास्तु भोजने ।
शय्यायां दारपीडास्तु त्रिपीडास्तु दिने दिने ॥

એમ કહી (૧) આપની દાનકીર્તિ સાંભળી દૂરદૂરના બ્રાહ્મણો આપને બારણે આવો અને તેમને આસન વગેરે આપી સત્કાર કરતાં આપ થાકો; (૨) જમતી વેળા બાલબચ્ચાંના કિલકિલાટથી કંટાળો અને (૩) રાત્રે રમણીઓના રતિવિલાસથી મીઠી મૂઝવણ અનુભવો એમ વ્યંજનાપૂર્ણ આશીર્વાદ આપ્યો છે."

કવિએ કરેલા આ ભાષ્યથી ભોજ એટલો તો પ્રસન્ન થયો કે દુર્ગાનાથને જીવતાં સુધી ફરી કોઇની યાચના કરવી ન પડે તેટલું ધન આપી સબહુમાન ગુજરાત વિદાય કર્યો.

## મારું દારિદ્ર્ય બાળ

"લાવ, બીજું કંઈ ન બને તો ચાર કટકા શેરડીના તો લઈ જઉં. એમ તો અહીંની શેરડી સારી વખણાય છે. રાજા પાસે ખાલી હાથે ન જવાય. કહ્યું છે કે :

> रिक्तपाणिर्न पश्येत राजानं, देवतां, गुरुम् ।
> दैवज्ञं, भिषजं, मित्रं: फलेन फलमादिशेत् ॥

રાજા, દેવ, ગુરુ, જોષી, વૈદ અને મિત્ર પાસે ખાલી હાથે ન જવું પણ કંઈક ફળ આપી સામું ફળ માગવું." સુદામાની બીજી જોડી જેવો રંક બ્રાહ્મણ વિવેકશર્મા આવો વિચાર કરી ધોતીયાને છેડે શેરડીના કટકા બાંધી ભોજને ભેટ આપવા ધારાનગર જવા નીકળ્યો.

બ્રહ્મસભા ભરાવાને વાર હતી અને બ્રાહ્મણને પ્રવાસનો થાક લાગ્યો હતો તેથી પાસે બેઠેલા માણસોને 'વખત થાય ત્યારે મને ઉઠાડજો' કહી તે ઘસઘસાટ ઊંઘી ગયો. પેલા માણસોએ ગમ્મત કરવાને તેના માથા નીચેની પોટલીમાંથી શેરડીના કટકા કાઢી લઈ બાવળના કટકા બાંધી પોટલી હતી તેમને તેમ ગોઠવી દીધી. સભા શરુ થઈ એટલે તેમણે તેને જગાડયો અને ઊઠતાં વેંત આંખો ચોળતો પેલી પોટલી જોયા વિના જ બગલામાં મારી તે સફાળો સભામાં દાખલ થયો. યોગ્ય મોકો મળતાં તેણે પોટલી છોડી શેરડી જ છે એમ માનીને પેલા લાકડાના કટકા રાજાના પગ આગળ મૂકયા.

બળતણના કટકા જોઈ, રાજા તો રાતોપીળો થઈ ગયો: સભાના આશ્ચર્યનો પાર ન રહ્યો અને જ્યારે બ્રાહ્મણનું ધ્યાન ગયું ત્યારે તે તો ભય અને ભોંઠપને લીધે થરથર ધ્રૂજવા લાગ્યો. તરત જ કાલિદાસે કુનેહથી મામલો સમાલી લીધો. તેણે કહ્યું: "રાજન્ આ ભેટ આપવામાં ગૂઢ સંકેત સમાયલો છે. આ બળતણ બતાવી આ બ્રાહ્મણ સૂચવે છે કે, **અર્જુને ખાંડવવન** બાળી તેમાંનાં કલ્પવૃક્ષોનો નાહક નાશ કર્યો, **હનુમાને** સોનાની **લંકા** પ્રજાળી અને **શંકરે** સૌને સુખદાયી એવા **કામદેવને** ભસ્મ કર્યો; પણ એથી કોનું કલ્યાણ થયું? એ ત્રણેમાંથી કોઈએ ય દુનિયા આખીને દુઃખદાયક દરિદ્રતાને કેમ ન બાળી? માટે મહારાજ! આ કાષ્ટ વડે આપ મારું દારિદ્ર બાળો."

રાજા આવો સમસ્યાપૂર્ણ સંકેત સાંભળી પ્રસન્ન થયો અને પેલા બ્રાહ્મણને દશ હજાર સોના મહોરોનું દાન આપ્યું. દાન લઈ બ્રાહ્મણ ભયત્રસ્ત આંખે ચોપાસ જોવા લાગ્યો. આથી રાજાએ આશ્ચય પામી તેના ગભરાટનું કારણ પૂછ્યું. બ્રાહ્મણે ખુલાસો કર્યો: "મહારાજ! આપે મને ધન તો આપ્યું પણ હું જોઉં છું કે જમાનાથી મારી પૂંઠળ લાગેલી દરિદ્રતા રૂપી ડાકણ ગઈ છે કે હજી વળગી રહી છે?"

બ્રાહ્મણનું આવું ભોળપણ જોઈ **ભોજ** અને **બ્રહ્મસભા** હસી પડ્યાં અને પેલો બ્રાહ્મણ તો **કાલિદાસને** અનેક મૂગી આશીષો આપી ચાલતો થયો.

# ચોથા ચરણમાં સુધારો

'આ વૃદ્ધાવસ્થાનાં વસમાં વર્ષો વસુ વિના કેમ વીતશે ? ભોજ-રાજા પાસે એક નવો શ્લોક રચીને જાઉં તો મારી ભવની ભાવઠ ભાંગે' નાશીકના એક બુઢ્ઢા બ્રાહ્મણ રામભટ્ટે આવો વિચાર કર્યો અને શ્લોકનો વિષય શોધવા લાગ્યો.

એટલામાં પોતાના કોઇ મૃત સ્વજનનાં અવશેષ અસ્થિ ( ફૂલ-હાડકાં ) પુણ્યસલીલા ગોદાવરીમાં પધરાવવા જતો એક માણસ તેને સામો મળ્યો. અને તેની પાછળ દહીં વેચનારી મહીઆરી મળી. આગળ જતાં તેણે ચોખાનો લોટ લઇને જતી એક સ્ત્રી અને કોઢથી સફેદ થઇ ગયેલો એક પુરુષ જોયાં. ભોજનો ઉજ્જ્વલ યશ આ દૃશ્યો સાથે સરખાવી તેણે ત્રણ ચરણ ગોઠવ્યાં :

'अस्थिवत् दधिवच्चैव पिष्टवत् कुष्टवत्तथा ।
राजन्तव यशो भाति......

રાજન્ ! તારો યશ હાડકાં જેવો, દહીં જેવો, ચોખાના લોટ જેવો અને કોઢ જેવો ઉજળો છે.' પણ ચોથા ચરણમાં કંઇ ન સૂઝયું ત્યારે પોતાના ઘડપણનો ઉલ્લેખ કરવાના ઉદ્દેશથી તેણે 'वृद्ध-ब्राह्मणशश्पवत् બુઢ્ઢા બ્રાહ્મણના અધઃ કેશ જેવો' એટલું ઉમેરી શ્લોક પૂરો કર્યો અને ધારાનગર જઇ પ્હોંચ્યો.

કાલિદાસ નગરમાં આવતા નવા બ્રાહ્મણોની ખબર રાખતો હતો તેથી તેને રામભટ્ટનો મેળાપ થયો. ભોળા બ્રાહ્મણે પોતાના આગમનનો હેતુ બતાવી ઉપલો શ્લોક કહી સંભાળાવ્યો. કવિએ તેને

સારી સલાહ આપી કે “ શ્લોકનાં ત્રણ ચરણ તો જાણે ઠીક છે પણ ચોથા ચરણમાંની હીનોપમા અને અશ્લીલતાથી રાજા રીઝવાને બદલે ખીજશે માટે તેને બદલે ‘ शरच्चन्द्रमरीचिवत् શરદ્‌ચન્દ્રનાં કિરણો જેવો ’ એટલો ફેરફાર કરશો તો તમારો હેતુ સિદ્ધ થશે. ”

રામભટ્ટે સાભાર અને સહર્ષ તેનો સ્વીકાર કર્યો અને બીજે દિવસે બ્રહ્મસભામાં હાજર થઈ રાજાને આશીર્વાદ આપી કવિના કહ્યા પ્રમાણે સુધારેલો શ્લોક બોલી બતાવ્યો. કાવ્યના પારખુ રાજાએ ચોથા ચરણનું વિશિષ્ટ શબ્દસૌષ્ઠવ તરત જ પકડી પાડયું અને પૂછ્યું ‘ વિપ્ર, આ ચોથું ચરણ આગલાં ત્રણથી જુદું કેમ પડી આવે છે ? ’ એટલે બિચારા ભટજીએ તો ભોળા ભાવે કાલિદાસ ભણી આંગળી ચીંધી એ ચરણ તેમણે સૂચવ્યાનો એકરાર કરી પોતે રચેલું પેલું મૂળ ચરણ કહી દેખાડયું. રાજા અને સભા તેનો આ નિખાલસ ઉત્તર સાંભળી ખડખડાટ હસી પડ્યાં. “ હા, હવે શ્લોક બરાબર મળ્યો. “ કાલિદાસે ત્યારે તમને ફસાવ્યા ખરૂં ? ” રાજાએ વિનોદમાં કહ્યું. પણ મનમાં તે સમજી ગયો કે આ ગરીબ અને ઘરડા બ્રાહ્મણને કંઈક દ્રવ્ય મળે એ હેતુથી દયાભાવે કવિએ તેનો શ્લોક સુધારી આપ્યો છે તેથી તેણે રામભટ્ટને તેના છેલ્લા દિવસો સુખમાં જાય તેટલું ધન આપી રાજી કર્યો.

## નક્ષત્રોનો નવો અર્થ

એકવાર 'अश्विनी, पुनर्वसु, रेवती, कृतिका' એટલું જ બોલી સભાના ઠાઠથી અંજાયલો અક્ષરશત્રુ કેશવશર્મા રાજાના પગ પાસે શ્રીફળ મૂકીને ઉભો રહ્યો.

ખેટકપુર ( ખેડા )નો આ બ્રાહ્મણ જ્યોતિષ શીખવા કાશી ગયે હતો પણ બુદ્ધિની જડતાને લીધે બ્રહ્માક્ષરે ય ભણી ન શક્યો. ત્યાંથી પાછા વળતાં ધારાનગરમાં આવી 'કૃપા કરી ભોજ પાસેથી મને થોડુંક દ્રવ્ય અપાવો' એવી તેણે કાલિદાસને કરગરીને વિનંતિ કરી. કવિએ તેને મહામુશીબતે સત્તાવીશ નક્ષત્રોનાં નામ મોઢે કરાવ્યાં અને 'રાજાને આશીર્વાદ આપી નક્ષત્રોનાં નામો બોલી જવાં' એવી સૂચના આપી તેને બ્રહ્મસભામાં તેડી ગયો. પણ ઉપર મુજબ ચાર જ નામો બોલી તે બાઘા માફક ઉભો રહ્યો. આથી રાજાએ કવિને કહ્યું : 'આ તો કોઈ ઠોઠ જણાય છે.'

સમયસૂચક કાલિદાસે કહ્યું: 'નહિ રે ! તેણે તો આપને અર્થ-ગંભીર આશિષ આપી છે કે :

> अश्विनी वसतु ते नृपमंदिरे
> मंदिरे वसतु ते पुनर्वसु ।
> रेवतीपतिकनिष्ठसेवया
> कृतिकातनयविक्रमो भव ॥

રાજન્ અશ્વિની ( ઘોડીઓ ) અને ઘોડાથી તારી હયશાળા ઉભરાજો, તારા મંદિરમાં પુનર્વસુ ( લક્ષ્મી ) નો વાસ હજો અને રેવતીપતિ બળરામના કનિષ્ઠ ન્હાના ભાઈ શ્રીકૃષ્ણની સેવાના પ્રભાવથી કૃતિકા-પુત્ર કાર્તિકેય જેવું તારું અતુલ પરાક્રમ હજો."

કાલિદાસનું આ વિવરણ સાંભળી કેશવના જીવમાં જીવ આવ્યો અને કવિના માન ખાતર રાજાએ તેને પાંચ હજાર મહોર આપી ખુશ કર્યો.

## અંજબ આશીર્વાદ

'કવિરાજ ! તમે મારા જેવા કંઈક મંદગતિ માગણોને રાજા પાસેથી દ્રવ્ય અપાવ્યું છે તો મને પણ ન અપાવો ?' **સોમશર્મા**ના આવા કાલાવાલા સાંભળી **કાલિદાસે** તેને 'હું સભામાં તેડાવું ત્યારે રાજાના ચરણમાં શ્રીફળ મૂકી आशीर्वादोऽस्तु એટલું બોલી ઉભા રહેવું' એવી સૂચના આપી.

સભામાં રાજાને ખૂશમિજાજ બેઠેલો જોઈ કવિએ કહ્યું : 'એક વિદ્વાન વિપ્ર મારે ત્યાં આવ્યો છે; આપની અનુમતિ હોય તો તેને અહીં બોલાવું.' રાજાએ દંડધર સાથે પાલખી મોકલી **સોમશર્મા**ને તેડાવ્યો. આખે રસ્તે તે મનમાં ને મનમાં आशीर्वादोऽस्तु એમ રટયાં કરતો હતો. પણ એટલામાં સામેથી ઊંટોનું ટોળું આવ્યું. **સોમશર્મા**એ દંડધરને પૂછ્યું કે, 'અહીં આ પ્રાણીને શું કહો છો?' પેલાએ કહ્યું : 'ઉષ્ટ્ર' પણ આપણા **સોમશર્મા**ના ઉચ્ચારો અશુદ્ધ હોવાથી તેણે 'ઉશરટ' એવો ઉચ્ચાર કર્યો અને આમ બીજા વિચારે ચઢી જવાથી રાજા પાસે જઈને વગર વિચાર્યે 'उशरटस्तु' એમ ભરડી માર્યું.

રાજા અને પંડિતો તો આ અર્થહીન ઉચ્ચારથી આશ્ચર્ય પામ્યા. પણ **કાલિદાસે** તરત જ ખુલાસો કર્યો કે, 'આ અક્ષરોથી એક અન્તર્લાપિકા દ્વારા તેણે આપને આશિષ આપી છે કે :

> उमया सहितो रुद्रः शङ्करः शूलपाणिना ।
> रक्षतु त्वांहि राजेन्द्र टङ्कारबलगर्वितः ॥

રાજેન્દ્ર ! ધનુષ્યના ટંકારથી ગર્વ પામેલા ત્રિશૂળધારી શંકર–રુદ્ર–ઉમા સહિત આપનું રક્ષણ કરો !''

રાજા આ હાજર જવાબથી ખૂશ થયો અને **સોમશર્મા**ને યથાયોગ્ય દ્રવ્ય આપી સંતુષ્ટ કર્યો.

## રાવણનું ખરું નામ રાભણ?

ભૂવનેશ્વરીના મંદિરમાં ચાર ચેલાઓ સાથે ભવ્ય દેખાવના એક સાધુએ આસન જમાવ્યું હતું. સાધુ બાવા તો મૌન પાળતા હતા પણ તેના શિષ્યો દ્વારા ગામમાં સમાચાર ફેલાયા કે તે તો કાલિદાસના ગુરુ છે.

'કવિ! તારા ગુરુદેવ અહીં આવેલા છે અને તું તો મને કંઇ કહેતો જ નથી!' રાજાને કાને ઉપલી વાત આવતાં તેણે પૂછ્યું: 'તું તેમનાં દર્શને તો જાય છે ને?'

'કેમ નહિ? હું તો હંમેશાં જઉં છું. માત્ર આપને વાત કરવી વિસરી ગયો.' કાલિદાસે ઠંડે પેટે જવાબ આપ્યો.

રાત્રે કવિ પેલા વેષધારી ગુરુ પાસે ગયો અને 'મારે એકાંતમાં કંઇ વાત કરવી છે' કહી પેલા ચેલાઓને તેણે બહાર કાઢયા. સાધુ સમજી ગયો કે આ જ કવિ કાલિદાસ છે. તેથી પોતાની પોલ ખૂલી જતાં હવે નાહક ફજેત અને હેરાન થઈશ એવા ડરથી તેણે હાથ જોડીને કવિને કહ્યું: "મને માફ કરો, હું તો ભોજ રાજા પાસેથી કંઇક દ્રવ્ય અપાવશે એવી આશાથી તમારા પ્રતિપક્ષી પેલા વિષ્ણુશર્મા પાસે ગયો હતો. મને તેણે આ વેષ કાઢવા શીખવ્યું હતું. હું તો એક ગરીબ અને અશિક્ષિત બ્રાહ્મણ છું. હવે મારી લાજ તમારે હાથ છે."

"હશે, તારે તો પૈસાનું જ કામ છે ને? ફીકર નહિ. કાલે રાજા તને બ્રહ્મસભામાં બોલાવે અને કંઈ પૂછે તો મારા તરફ આંગળી કરવી." બ્રાહ્મણ ઉપર દયા આવવાથી કવિએ તેને યુક્તિ બતાવી.

બીજે દિવસે રાજાએ કાલિદાસના ગુરુને માનપૂર્વક તેડાવી એક સિંહાસન ઉપર પોતાની સન્મુખ બેસાડ્યા. પછી તેમને પ્રણામ કરી રાજાએ કવિને કહ્યું : 'મારી ઇચ્છા તેમની સાથે કંઇક વાર્તાલાપ કરવાની છે.'

'બેશક. ખુશીની વાત છે. તેઓ સર્વ વાતે સમર્થ છે. એટલું જ કે તેમના જવાબો હંમેશ ટુંકા–સૂત્રાત્મક–અને મોઘમ હોય છે' કવિએ ઉત્તર આપ્યો.

હવે રાજાએ ગુરુને પૂછ્યું: "લંકાપતિ દશાનનને કેટલાક '**રાવણ**' કહે છે અને કોઈ '**રાવન**' કહે છે; તો એમાંથી ખરું શું ?"

ગુરુજી ગુંચાયા. બાપ જન્મારે આવી સભા તેમણે જોઈ ન હતી તેથી તે તો ડઘાઈજ ગયા હતા. કવિ સામે આંગળી ચીંધવાને બદલે તેણે 'રા...રાભણ' એમ બાફી માર્યું.

'કાલિદાસના ગુરુ આવા !' એમ વિચારી સૌ વિસ્મય પામ્યા. રાજાએ ફરી પૂછ્યું: "રાભણ શા ઉપરથી કહો છો ?" આનો ઉત્તર ન સૂઝવાથી તેણે કાલિદાસ ભણી આંગળી કરી અને તરત જ કવિએ ખુલાસો કર્યો :

"भकारः कुम्भकर्णे च भकारश्च बिभीषणे ।
तयोर्ज्येष्ठे कुलश्रेष्ठे भकारः किं न विद्यते ॥

"કુંભકર્ણ અને વિભીષણના નામમાં ભકાર છે તો તેમના મોટા ભાઈના નામમાં ભકાર કેમ ન હોવો જોઈએ ?"

કવિના આ ચમત્કારિક અને સયુક્તિક જવાબથી ખૂશ થઈને રાજાએ તેના ગુરુને લાખ સોના મહોરો આપી.

# સરસ્વતીના ત્રાજવામાં

કાલિદાસના વિરોધી પંડિતોના નિસ્તેજ ચહેરા આજે ચમકી ઊઠ્યા હતા અને કાલિદાસનું નૂર ઉતારનાર કોઇ આવ્યો ખરો એવી આશાભેર સૌ બ્રહ્મસભામાં નવા આવેલા કાશીના પ્રખ્યાત પંડિત શ્રીકંઠ ભવભૂતિ ભણી ઝીણી નજરે જોઇ રહ્યા હતા.

ભવભૂતિનો ટટ્ટાર અને તેજસ્વી સીનો જ તેના ગર્વ અને ગૌરવની ઘોષણા કરતો હતો. પોતાના વાણી ઉપરના પ્રભુત્વ માટે તેને અનહદ અભિમાન હતું એ તો સૌ વિદ્વાનો તેનાં નાટકો: ઉત્તરરામચરિત અને માલતીમાધવ ઉપરથી જાણતા હતા. તેણે તો છાતી ઠોકીને છડે ચોક જાહેર કર્યું હતું કે,

'यं ब्रह्माणमियं देवी वाग्वश्येवानुवर्तते । જે બ્રાહ્મણને (પોતાને) વાગીશ્વરી (વાણીની દેવી) રાખેલી-વશ કરેલી-સ્ત્રી હોય તેમ અનુસરે છે.'

'ये केचिदिह जगति प्रथयन्त्यवज्ञां
जानन्तु ते किमपि तान्प्रति नैष यत्नः ।

જે કોઇ આ જગતમાં બીજાની અવજ્ઞા-નિંદા કરે છે તેઓ જાણી લે કે આ ગ્રન્થ તેમના જોવા માટે લખ્યો નથી.

વળી कालो ह्ययं निरवधिः विपुला च पृथ्वी । કાળ અનંત છે અને પૃથ્વી વિશાલ છે માટે આજે અહીં ભલે મારી કદર કોઇ ન કરે પણ એક વખત એવો જરૂર આવશે કે જ્યારે આ પૃથ્વીપટે મારા સાહિત્ય સર્જનનાં સાચાં મૂલ મૂલવનાર માનવી નીકળી આવશે.' આવી તો

તેને પોતાની કાવ્યપ્રતિભાની પાકી પ્રતીતિ, અખૂટ શ્રદ્ધા અને તજ્જન્ય સ્વાભાવિક ખુમારી હતી.

**ભોજરાજાને** આશીર્વાદ આપી તેણે પોતાની પ્રગલ્ભતાનો પરિચય કરાવતાં વચનો ઉચ્ચાર્યાં :

"પારિજાત પોતાનાં પ્રફુલ્લ પુષ્પોમાંનો પરાગ ચાખવાને ભમરાઓને નોતરવા નથી જતું, તેમ જ ચન્દ્ર પણ પોતાની ચાંદનીની મઝા માણવાને ચકોર પક્ષીઓને પગે પડી પ્રાર્થતો નથી; પરંતુ તેઓ જાતે જ સામાં શોધતાં આવે છે.* રાજન્ ! એવી જ રીતે અમે પણ અમારી વાણીના માધુર્યનો રસાસ્વાદ ચાખવાને કોઇને આમંત્રણ આપતા નથી પણ આપમેળે જ વિદ્વાનો તેના આસ્વાદથી આકર્ષાઇ આવે છે. અને એકવાર જે તેનો સ્વાદ ચાખે છે તેમનાં મન મુગ્ધ બની જાય છે એટલે તેઓ તો અહોરાત્ર તેના આસ્વાદન માટે ઉત્સુક જ રહેવાના. પછી અમારી વાણીનો રસ ચાખવાને અપાત્રોને વ્યર્થ પ્રાર્થના કરવાનું અમારે શું પ્રયોજન ?"

" મહારાજ, અમારી પાસે હાથી, ઘોડા કે પાલખી નથી, હીરચીર કે હેમનાં આભૂષણો નથી, આતિથ્યની કીમતી સાધનસામગ્રી નથી કે નોકર ચાકર પણ નથી. પરંતુ આખાયે આલમના વિદ્વાનો અને વિદ્યા-રસિકોના દિલ અને દિમાગને રસથી રીઝવી સર કરે એવી નિર્દોષ વિદ્યા છે, જેના પ્રભાવથી તેઓ સામે ચાલીને અમને આદર આપે છે. "

**ભવભૂતિની** આ ગર્વભરી ઘોષણા કવિ **બાણના** પૂત્ર **ભૂષણથી** સહન ન થઈ. તેને આથી પોતાના પિતા **કાદંબરીકારની** અવજ્ઞા થયેલી લાગી એટલે તેણે તરત જ આવેશમાં આવી પ્રતિવાદ કર્યો:

" ભૂંડા **ભવભૂતિ** ! આ તારી **કાશીની** સભા નથી; આ તો **ધારાના** ધણીની **બ્રહ્મસભા** છે. માટે વૃથા ગર્વ ન કર. શું તું નથી જાણતો કે હૃદયના મર્મને સોંસરા વીંધનાર **બાણ** ( ૧ તીર, ૨ તેનો પિતા ) ની હાજરીમાં સામાના હૈયામાંથી એક નિશ્વાસ પણ નીકળી શકતો નથી તો

* સરખાવોઃ न रत्नमन्विष्यति, मृग्यते हि तत्-રત્ન કોઈ ને શોધવા જતું નથી, પણ લોકો જ તેને ઢૂંઢે છે.—**કાલિદાસ**

પછી અલંકારોના આડંબરવાળી વ્યવસ્થિત વાણી તો ક્યાંથી જ નીકળી શકે ?"

આ સાંભળી ભવભૂતિનો રોષ ભભૂકી ઊઠ્યો અને શબ્દોની સાટ-મારી જામી.

"અરેરે ! મહામુશીબતે જ્યાંથી ત્યાંથી તાણી આણેલાં થોડાંક પદોનો ગોઠવનાર બાણ, જેને વાણી વશ્ય છે એવા મારી સાથે હોડ બાંધવાના કોડ સેવતો હોય તો તો આ અઘોર કળિકાળમાં ઘડાના ઘડનાર કુંભાર અને સારીયે સૃષ્ટિના ઘડનાર બ્રહ્મા વચ્ચે પ્રજાપતિપદ માટે હોંસાતુંસી થયા વિના ન રહે. પોતાને પણ પાંખો છે અને આકાશમાં ઉડી શકે છે એવો દાવો કરી ગરુડ પાસે માગ મૂકાવવા નીકળેલા આ મચ્છરનો મત્સર તો જુઓ!

"અરે! બાણની વાણી તો શું પણ તમારા પ્રખ્યાત કવિ કાલિદાસની વાણી કદાચ મારી વાણી સાથે અર્થરહસ્યમાં સમાન થવાની હરીફાઈમાં ઉતરે તો પણ, રખેને પાછી પડીશ એવા ભયથી ધ્રૂજતે પગલે બહુ તો મારી હરોળમાં ઊભી રહે; પણ મારી વાણીથી ચઢી તો ન જ શકે."

ભવભૂતિની આ ગર્વોન્મત્ત ગર્જના સાંભળી નમ્રતાની મૂર્તિ જેવો કાલિદાસ હસતે મુખે બોલ્યો: "સખા ભવભૂતિ! નિઃસંશય તું મહાકવિ છે. પણ આપણા બે વચ્ચેનો તફાવત તો શંકર સમાન એક આ ભોજ રાજા જ જાણી શકે તેમ છે."

સભામાં સૌની આંખો કાલિદાસ અને ભવભૂતિ ઉપર મંડાઇ. ભોજે બંનેને એક નવયૌવનાની રતિક્રીડાની પરાકાષ્ટાનું વર્ણન કરવા કહ્યું. બંનેએ અકેકેક શ્લોક રચી રજુ કર્યો. રાજાએ ચૂકાદો આપ્યો: "બંનેની રચનાને સરખી કહેવી એ વાણીની વિડંબના કરવા જેવું છે. સાચું કહું તો કાલિદાસની કવિતા ઉત્કૃષ્ટ છે. ખરેખર ! કાલિદાસ કોઈ દૈવી પુરુષ છે."

"મહારાજ ! આપણો મુખ્ય મુદ્દો તો એ છે કે કોની કવિતા વધુ સરસ છે. દૈવી, અદૈવીની અહીં વાત જ ક્યાં છે !" ભવભૂતિનાં ભવાં

સંકોચાયાં.

"**ભ**વભૂતિ ! મને વધુ શા માટે બોલાવે છે ? 'કેવડાની કળીની અણીના સૌન્દર્ય જેવું એ યૌવનાનું મન્દહાસ્ય જણાતું હતું.' **કા**લિદાસનું એ વચન જ તારા કાવ્યને ટપી જાય છે." ભોજે ખુલાસો કર્યો. પણ તેથી **ભ**વભૂતિ કયાં માને તેમ હતો. તેણે તો કહી દીધું કે રાજાએ **કા**લિદાસનો પક્ષપાત કર્યો છે.

પોતાની ખાતર રાજાની આમ અપકીર્તિ થાય તે **કા**લિદાસને ન ગમ્યું. તેણે તોડ કાઢયો. "બધી ભાંજગડ મૂકી, ચાલો, આપણે દેવી **ભુ**વનેશ્વરીના મંદિરે જઈએ. ત્યાં અમારા બંનેના શ્લોક અકેકેક પલ્લામાં મૂકી **ભ**વભૂતિ જ પોતાને હાથે તોલી જુએ."

સૌએ આ સૂચના સ્વીકારી લીધી અને બધા **ભુ**વનેશ્વરીના મંદિરે ગયા. તોલ કરતાં **ભ**વભૂતિનું પલ્લું જરાક ઊંચે ગયું. પરંતુ જગતમાં **ભ**વભૂતિની કાવ્યપ્રતિભા ઝાંખી પડે એ દેવીને યોગ્ય ન લાગવાથી તેમણે પોતાના કાને ભરાવેલા પુષ્પની પરાગરજ તેમાં નાખી અને બંને પલ્લાં સરખાં થયાં. **કા**લિદાસે તરત જ ભેદ ખોલ્યો. તે બોલ્યોઃ

"મારા સૌભાગ્યની સીમા નથી. જુઓ, **ભ**વભૂતિવાળું પલ્લું હલકું જણાતાં દેવી **સ**રસ્વતી પોતાના કર્ણફૂલની રજ તેમાં નાખીને બંનેને સરખાં કરે છે!"

આમ જે પ્રસંગ માત્ર દેવી, **ભ**વભૂતિ અને પોતે એ ત્રણ જ જણ સમજ્યા હતા તે જાહેર કરી કવિએ દેવીને સાષ્ટાંગ પ્રણામ કર્યાં. **ભ**વભૂતિ પણ દેવીને ચરણે નમ્યો અને તેણે **ભો**જ રાજાની કાવ્યપરીક્ષા અને કદરદાનીનો મુક્તકંઠે સ્વીકાર કર્યો. રાજાએ બંનેને સો સો મદ ઝરતા હાથીઓ ભેટ આપ્યા.

## ડાબા હાથનો અધિકાર

(બાણની ખો ભૂલાવી)

સૂર્યાસ્તનો સમય હતો. **ભોજરાજા** ઉદ્યાનમાં લટાર મારવા નીકળ્યો હતો. કાલિદાસ અને કાદંબરીકાર **બાણભટ્ટ** તેની સાથે હતા. જમણા હાથ તરફ કાલિદાસ અને ડાબા હાથ તરફ **બાણ** હતા.

**બાણે** કાલિદાસને ઉતારી પાડવાના ઉદ્દેશથી ડાબા હાથનાં વખાણ કરતાં નીચેનાં ત્રણ ચરણ રચ્યાં :

" गृह्णात्येष रिपोः शिरः प्रजविनं कर्षत्यसौ वाजिनम्
धृत्वा चर्मधनुः प्रयाति सततं संग्रामभूमावपि ।
द्यूतं चौर्यरतिक्रिये च शपथं कुर्यान्न वामः करः

આ ડાબો હાથજ શત્રુનું શિર પકડે છે; પાણીપંથા ઘોડાને લગામ ખેંચી તેજ રોકે છે અને સમરભૂમિમાં ધનુષ્યની પણછ પણ સદા તેજ ખેંચી રાખે છે. વળી જુગાર રમવાનું, ચોરી કરવાનું, પરસ્ત્રીનો સ્પર્શ કરવાનું કે તાળી વડે સોગંદ આપવાનું હલકું કામ તે કરતો નથી. (એ બધું જમણા હાથને સોંપ્યું!)

પણ ચતુર કાલિદાસ કંઈ કમ ન હતો. **બાણ** ચોથું ચરણ પૂરૂં કરે તે પ્હેલાંજ તેણે નીચેનું ચરણ રચી શ્લોક પૂરો કર્યો:

' दानानुद्यमतां विलोक्य विधिना शौचाधिकारीकृतः ॥

પણ દાન દેવાનું ડાબો હાથ શીખ્યો ન હોવાથી વિધાતાએ તેને જ ગુદાપ્રક્ષાલનનું ગંદુ કામ સોપ્યું છે."

કમાલ કરી. કાલિદાસના એક જ ચરણથી **બાણ** ભટ્ટની બાજી ઊંધી વળી અને ઉલટો ભોંઠો પડયો. ત્યારથી તે કાલિદાસની સ્પર્ધા કરવાની ખો ભૂલી ગયો.

# ખાડો ખોદે તે પડે

'જા, આ એક શ્લોક બ્રહ્મસભામાં જઈ ભોજ રાજાને આપજે' કહી કાલિદાસના વિરોધી ધનંજય કવિએ પોતાના શિષ્યને નીચેનો શ્લોક લખી આપ્યો.

' अपशब्दशतं माघे भारवौ च शतत्रयं ।
कालिदासे न गण्यन्ते नैक एव धनंजये ॥

માઘ પંડિતનાં કાવ્યોમાં વ્યાકરણના દોષવાળા અપશબ્દો સો છે, ભારવીની કૃતિઓમાં ત્રણસો છે અને કાલિદાસનાં કાવ્યોમાં તો ગણી યે ન શકાય એટલા બધા છે. પરંતુ એક માત્ર ધનંજયની કવિતામાં એવો એક પણ અપશબ્દ નથી.'

દૈવયોગે રસ્તે જતાં કાલિદાસે પેલા શિષ્યને કુતુહલવશ ઉપલો શ્લોક વાંચતાં જોયો. બિચારો શિષ્ય કાલિદાસને દીઠે ઓળખતો ન હતો. કવિએ સહાનુભુતિભર્યા સ્વરે તેને પૂછ્યું: "કેમ, કયાં જાઓ છો ?" એટલે તેણે પેલો શ્લોક કવિના હાથમાં આપી કહ્યું: 'હું મારા ગુરુ ધનંજયની આજ્ઞાથી ભોજ રાજા પાસેથી આ નવો શ્લોક બતાવી લાખ મહોરો લેવા જાઉં છું.'

કાલિદાસ ધનંજયનો દુષ્ટ હેતુ તરતજ કળી ગયો. તેણે વિચાર્યું કે હવે તો હું ધનંજયને જ મૂર્ખ ઠરાવું ત્યારે ખરો. તેણે પેલા શિષ્યને કહ્યું: "વાહ ગુરુગમથી શ્લોક તો સારો રચ્યો છે, પણ શ્લોકના પહેલા શબ્દમાં अप ને બદલે એક જ કાનો વધારી आप કરશો તો રાજા ખૂબ જ રાજી થશે નહિતર તારા ગુરુની અપકીર્તિ થશે. શિષ્યે ભોળા ભાવે એક કાનો ઉમેર્યો. તેને બિચારાને અર્થની કશી ગતાગમ થોડી જ હતી.

સભામાં જઇ શિષ્યે પેલો શ્લોક વાંચી સંભળાવ્યો. अपशब्द ને બદલે आपशब्द મૂકવાથી આખો અર્થ જ ફરી ગયો. आप નો અર્થ પાણી થાય છે. તે પ્રમાણે 'માઘના કાવ્યમાં જેનો અર્થ પાણી થાય એવા સો શબ્દો છે, ભારવીમાં ત્રણસો છે અને કાલિદાસમાં અગણિત છે પણ ધનંજયને એક માત્ર आप સિવાય પાણીનો પર્યાયવાચક બીજો એકકે શબ્દો આવડતો નથી'–એવો અર્થ થયો. અર્થાત્ ધનંજયનું શબ્દજ્ઞાન અત્યંત અલ્પ છે.

આખી સભા અને રાજા આવો શ્લોક સાંભળી આશ્ચર્ય પામ્યા અને સર્વત્ર ધનંજયની હાંસી થવા લાગી. પેલો શિષ્ય બિચારો નીચું મોં ઘાલી તેના ગુરુ પાસે ગયો અને બધી વાત કહી. ધનંજય સમજી ગયો કે રસ્તામાં મળેલો માણસ કાલિદાસ સિવાય બીજો કોઇ ન હતો. શરમના માર્યા તે ધારાનગર છોડીને કનોજ ચાલ્યો ગયો, 'ખાડો ખોદે તે જ પડે' તે આનું નામ.*

---

* के वा न स्युः परिभवपदं निष्फलारम्भयत्नाः।
કો હાંસીનો વિષય ન બને આદરી યત્ન મિથ્યા?
(કાલિદાસ મેઘદૂત)

## જીતવા જતાં જીતાઈ ગયો

ધનંજય હજી કાલિદાસ ઉપરનું વેર વિસર્યો ન હતો. હજીય તે વાદવિવાદ કરી કાલિદાસને હરાવવાની હોંસ રાખતો હતો. આથી એક દિવસ તે એકલો જ કનોજથી ધારાનગર જવા નીકળ્યો. ધારાનગર એકાદ ગાઉ દૂર હતું એટલામાં તેને એક છોકરી સામી મળી.

ધનંજયે પૂછ્યું: 'બેટા, તું કોની કન્યા છું?'

છોકરીએ સમસ્યાપૂર્ણ ઉત્તર આપ્યો:

" हर हर स्मरते नित्यं बहुजीवप्रतिपालकः ।
अरण्ये वसति नित्यं तस्याहं कुलबालिका ॥

જે હંમેશાં (ઘેટાં અને બકરાંને હાંકવા) 'હર હર' બોલ્યાં કરે છે, બહુ પ્રાણીઓ (ઘેટાં, બકરાં) પાળે છે અને સદા વનમાં જ રહે છે તેવા (ભરવાડ) ની હું પુત્રી છું." આવો ચમત્કારિક જવાબ સાંભળી ધનંજય વિસ્મય પામ્યો.

નગરની ભાગોળે તેણે કેટલીક પનિહારીઓ જોઈ અને એક જણીને પૂછ્યું: 'બહેન, તું કોણ છે?' પેલી સ્ત્રીએ જવાબ આપ્યો:

" चतुर्मुखो न च ब्रह्मा वृषारूढो न शङ्करः ।
अकाले वर्षते मेघस्तस्याहं कुलबालिका ॥

જેને ચાર મુખ છે છતાં બ્રહ્મા નથી, બળદની સ્વારી કરે છે છતાં શંકર નથી અને ચોમાસું ન હોય તો પણ (રસ્તાઓ ઉપર પાણી છાંટા) વરસાદ વરસાવે છે અને છતાં જે મેઘ નથી—એવી પખાલના માલીક પખાલી (ભીસ્તી) ની હું પુત્રી છું."

આવો આશ્ચર્યજનક ઉત્તર સાંભળી ધનંજયે બીજી સ્ત્રીને તેની જાતિ વિષે પ્રશ્ન કર્યો એટલે તે બોલી :

" पंचप्रिया न पांचाली, द्विजिह्वा न च सर्पिणी ।
वानरी न च कृष्णास्या तस्याहं कुलबालिका ॥

જે પાંચ પતિની પત્ની છે (પાંચ આંગળીઓ પકડે છે) છતાં પાંચાલી (દ્રૌપદી) નથી, જેને બે જીભ છે છતાં સાપણ નથી અને જેનું મોં કાળું છે છતાં વાંદરી નથી એવી કલમ વડે કમાનાર મહેતાજીની–વ્યાપારીના મુનીમની–હું કન્યા છું."

આ સાંભળી, કુતુહલ વધવાથી તેણે ત્રીજી સ્ત્રીને ઉપર મુજબ પૂછ્યું. પેલી સ્ત્રીએ જવાબ આપ્યો.

" नित्यं जुहोति द्रव्याणि चौर्यकारी दिने दिने ।
शत्रुमित्रौ न जानाति तस्याहं कुलबालिका ॥

જે રોજ અગ્નિમાં દ્રવ્ય (સોનું, રૂપું) હોમે છે; રોજ ચોરી કરે છે અને (ચોરવામાં) શત્રુ કે મિત્રનો ભેદ રાખતો નથી (અર્થાત સૌનું સોનું ચોરે છે) એવા (સોની)ની હું પુત્રી છું."

આગળ જતાં એક બીજી સ્ત્રી મળી. ધનંજયે પૂછપરછ કરતાં તેણે પોતાની ઓળખાણ આપી કે:

" बाहू द्वे तु शिरो नास्ति नास्ति अंगुलिका दश ।
तस्योत्पत्तिकरो यस्तु तस्याहं कुलबालिका ॥

જેને બે બાહુ (બાંયો) છે પણ માથું કે દશ આંગળીઓ નથી એવા (પહેરણ)ના બનાવનાર (દરજી)ની હું દીકરી છું."

જે નગરની હલકા વર્ણની સ્ત્રીઓ પણ આટલી ચતુર છે ત્યારે તેના નાગરિકોની ચતુરાઈની તો વાત જ શી કરવી? અને એવા ચતુર જનોનાં ચિત્તને વશ કરનાર કાલિદાસના ચાતુર્યનું તો પછી પૂછવું જ શું! આવો વિચાર કરી ધનંજય દિંગ થઈ ગયો. છતાં લોકચાતુર્યની વધુ પરીક્ષા કરવાના હેતુથી તેણે જે મળે તેને પૂછવાનું ચાલુ રાખ્યું. થોડુંક

ચાલતાં તેને ત્રણ સ્ત્રીઓ મળી. ધનંજયના પ્રશ્નના ઉત્તરમાં તેમાંની એક બોલી :

" निर्जीवा जीविता वापि श्वासोच्छ्वासाद्विशेषतः ।
कुटुम्बकलहो नास्ति तस्याहं कुलबालिका ॥

જે નિર્જીવ છે છતાં જીવતી જણાય છે કારણ કે તેના શ્વાસોચ્છ્વાસ ચાલે છે, અને આ શ્વાસ જોરથી ચાલે છે પણ તેનું કારણ કુટુંબકલેશ નથી એવી (ધમણ) વડે જે ધંધો કરે છે તેવા લુહારની હું પુત્રી છું."

અને બીજી સ્ત્રીએ પોતાનો પરિચય આપ્યો કે,

" द्विराजी नगरी चैका नित्यं युद्धं च जायते ।
तदुत्पत्तिकरो यस्तु तस्याहं कुलबालिका ॥

એક નગરીમાં બે રાજા છે અને તેમના વચ્ચે રોજ યુદ્ધ ચાલે છે. પરંતુ તેના પરિણામે સુંદર ચીજો બને છે એવા ખરાદી–સંઘાડીયા–ની હું પુત્રી છું."

ત્રીજીએ પણ સમસ્યામાંજ ઉત્તર આપ્યો કે,

"एकं चक्रं न सूर्यरथः भूमौ तिष्ठति सारथी ।
अगस्तितातनिर्माणं तस्याहं कुलबालिका ॥

જેને એક જ પૈડું છે પણ તે સૂર્યનો રથ નથી, વળી જેનો ચલાવનાર જમીન ઉપર બેસે છે અને જેના ચાલવાથી અગસ્ત્ય મુનિના જનક (ઘડા) નું નિર્માણ થાય છે એવા ચાક ચલાવનાર કુંભારની હું કન્યા છું."

ચાલતાં ચાલતાં ધનંજય કવિ ધારાનગરમાં દાખલ થઇ ચૂક્યો. દરવાજામાં જ તેને એક માળી મળ્યો. તેની પછેડીમાં કેરીઓ બાંધેલી હતી. કવિએ તેને પૂછ્યું: 'ભાઈ, તારી પાસે આ શું છે?'

માળીએ કહ્યું :

"वृक्षाग्रवासी न च पक्षीजातिः
पुंसश्चनामा न च राजपुत्रः ।
सुवर्णकायः न च हेमधातु–
स्तृणं च शय्या न च राजयोगी ॥

જે ઝાડની ટોચ ઉપર રહે છે છતાં પક્ષી નથી, જે નામે નર (આમ્ર : આંબો ) છે પણ રાજપુત્ર નથી, જેની સોના જેવી કાન્તિ છે પણ સુવર્ણ નથી અને જે ઘાસમાં સૂવે છે પણ રાજયોગી નથી એવું એ આમ્રફલ છે."

એટલામાં બીજો માણસ કોઈ બીજી જાતનાં ફળ લઈને જતો મળ્યો. પૂછપરછના ઉત્તરમાં તેણે જવાબ આપ્યો :

" वृक्षस्याग्रे फलं दृष्टं फलाग्रे वृक्ष एव च ।
अकारादि सकारान्तं यो जानाति स पण्डितः ॥

ઝાડ ઉપર જે ફળ જેવું લાગે છે પણ નીચે ઉતાર્યાં પછી બીજાં ફળોને મુકાબલે વૃક્ષ જેવું દીસે છે; જેનો પહેલો અક્ષર **અ** અને છેલ્લો અક્ષર **સ** છે, એવા આ ફળને જે ઓળખે તે ખરો પંડિત કહેવાય. જો ન સમજી શકો તો કહું છું કે આ અનેનાસ છે."

ધનંજયે આસપાસ જોઈ વિચાર્યું કે હું આ ફળને ન ઓળખી શક્યો એ કોઈ બીજું જાણતું નથી તે સારું થયું; નહિતર મારી પંડિતાઈ ઉપર પાણી ફરી વળત. આગળ ચાલતાં કપડા વડે ઢાંકીને કંઈક ફળ ભરેલી ટોપલી લઈને જતી એક સ્ત્રી તેણે દીઠી. ધનંજયના પ્રશ્નના જવાબમાં તે સ્ત્રી બોલી :

" वृक्षाग्रवासी न च पक्षीराजः
त्वग्वस्त्रधारी न च सिद्धयोगी ।
जलं च बिभ्रन्न घटो न मेघ–
स्त्रिनेत्रधारी न च शूलपाणिः ॥

ઝાડની ટોચે રહે છે છતાં તે ગરુડ નથી; વલ્કલનાં ચીર પહેરે છે પણ સિદ્ધયોગી નથી; જળથી ભરપૂર છે છતાં નથી ઘડો કે નથી મેઘ; તેમ જ ત્રણ નેત્ર હોવા છતાં શંકર નથી; એવું આ ફળ છે."

પણ ધનંજય આ સમસ્યાનો મર્મ સમજી ન શક્યો. તેણે મનમાં વિમાસ્યું કે જો આ સ્ત્રીનો સામાન્ય કોયડો હું કળી શકતો નથી તો પછી કાલિદાસને તે હું શું જીતવાનો? ધનંજયની મૂઝવણ સમજી જઈ તે સ્ત્રીએ હસીને ખુલાસો કર્યો કે, "પંડિતજી, આ તો નારિયેળ છે."

એ જ અરસામાં ત્યાં થઇને એક કાસદ કોઈકનું ઘર પૂછતો પૂછતો નીકળ્યો. ધનંજયે તેને પૂછ્યું: “ ભાઇ, એવું તે તારે શું આપવાનું છે કે આમ ઘેર ઘેર પૂછતો ફરે છે?” પેલાએ ઉત્તર આપ્યોઃ

“ अपदो दूरगामी च साक्षरो न च पंडितः ।
अमुखः स्फुटवक्ता च यो जानाति स पण्डितः ॥

જેને પગ નથી છતાં દૂર દેશાવર જાય છે અને જે સાક્ષર-અક્ષરવાન-છે છતાં પંડિત નથી; જેને મોઢું નથી છતાં સ્પષ્ટ સંદેશો પ્હોંચાડે છે; જે આ સમજે તે જ ચતુર છે. સમજ્યા? આ તો ટપાલના કાગળો છે.”

માર્ગમાં એક ગાંધી દુકાનને ઓટલે બેસીને કશી વસ્તુ સાફ કરી રહ્યો હતો. કવિ એ ચીજ ઓળખી ન શકયો ત્યારે ગાંધીએ કહ્યું:

“अर्धं वसति कैलासे अर्धं गायकमन्दिरे ।
संपूर्णं वणिजागारे यो जानाति स पण्डितः ॥

આ ચીજના નામનો અર્ધો ભાગ (હર) કૈલાસમાં વસે છે અને બીજો અર્ધ ભાગ (તાલ) ગવૈયા પાસે રહે છે; જ્યારે એ બે અર્ધા શબ્દો મળી જે આખું નામ બને છે તે ચીજ (હરતાલ) વેપારીની દુકાને મળે છે.”

છેવટે તેણે એક નાવિકને દીઠો. તેણે વિચાર્યું કે આ અનઘડ આદમીમાં તે ચતુરાઈ કયાંથી હશે? છતાં લાવ પૂછું. એમ ધારી તેણે કહ્યું: “ ભાઇ, તારા ગુજરાનનું સાધન શું છે?” અને પેલા એ ખુલાસો કર્યો:

“वने जाता वने त्यक्ता वने तिष्ठति नित्यशः ।
पण्यस्त्री न तु सा वेश्या यो जानाति स पण्डितः॥

જે વનમાં (ઝાડના લાકડામાંથી) જન્મી છે; જેને હું વન (જલ) માં છોડીને આવ્યો છું અને હંમેશાં જે વન (જલ) માં જ રહે છે, જે પૈસા લઈને સેવા કરે છે પણ વેશ્યા નથી તે મારા આજીવિકાના સાધનને જે જાણે છે તે જ વિદ્વાન છે.”

પણ ધનંજયની વિદ્વત્તા તો આ અકકેકથી ચઢે તેવી સમસ્યાઓ

સાંભળીને ક્યારની વિસ્મયના વમળમાં પડી ગઈ હતી. તેથી તેને મૂઝાયલો જોઈ નાવિકે કહ્યું કે, ' મારૂં ગુજરાનનું સાધન હોડી છે. "

ધનંજય તો માથું ખંજવાળવા અને આંગળાં કરડવા લાગ્યો. કાલિદાસને જીતવાના તેના કોડ કરમાઈ ગયા. તેનું તમામ ગુમાન ગળી ગયું. તે કાલિદાસને ઘેર જઈ તેને પગે પડ્યો અને કહ્યું કે, "આપની કીર્તિ સાંભળી આપનાં દર્શન કરવા આવ્યો છું." કાલિદાસે તેને તરત જ ઓળખી કાઢ્યો અને પેલો અપશબ્દવાળા શ્લોકનો પ્રસંગ તેને યાદ આવ્યો. છતાં, કંઈ પણ અંટસ મનમાં ન રાખતાં તેણે તેનો ભાવભેર સત્કાર કર્યો. બીજે દિવસે તેને ભોજરાજા પાસે લઇ ગયો અને રાજા પાસેથી પુષ્કળ દ્રવ્ય અપાવી તેને સંતુષ્ટ કર્યો. આમ અપકારનો બદલો તેણે ઉપકારથી વાળ્યો અને ધનંજય મુક્તકંઠે કાલિદાસની પ્રશંસા કરતો કનોજ વિદાય થઈ ગયો.

# ગુણનિધિનું ગર્વખંડન

વિદ્યાના ધામ કાશીનું સ્થાન હાલ ધારાનગરે લીધું હતું. વિદ્વાનોની સભામાં વાદવિવાદ કરી સૌને જીતનાર પંડિત દિગ્વિજયી ગણાતો. વિદ્વત્તાની વિજયકલગી વરવાને પરાપૂર્વથી પંડિતો વારાણસીમાં પરિષદો ભરતા. પરંતુ હાલ એ સ્થાન ભોજની બ્રહ્મસભાએ લીધેલું હોઈ દેશ વિદેશના વિદ્વાનો પોતાના પાંડિત્યનું પરાક્રમ દાખવવા ત્યાં આવતા. કાલિદાસ આ સભાનો સર્વશ્રેષ્ઠ અને અજેય અગ્રણી હતો.

કાલિદાસને હરાવી દિગ્વિજયીનું બિરૂદ મેળવવાના મનોરથથી કાસ્મીરનો પ્રખ્યાત પંડિત ગુણનિધિ હાલ ધારાનગરમાં આવ્યો હતો અને નગરજનો ઉપર પોતાનો પ્રભાવ પાડવાને ભાડાની પાલખીમાં બેસી શહેરમાં દરરોજ ફરવા નીકળતો હતો. તેના સાથીદારો અને શિષ્યો તેની ધુરંધર વિદ્વત્તાની વિવિધ વાતો વસ્તીમાં વહેતી મૂકતા હતા.

નગરમાં આ નવા પ્રતિસ્પર્ધીનાં પગલાં થયાનું જાણીને પાણી પહેલાં પાળ બાંધવાના હેતુથી અગમબુદ્ધિવાળા કાલિદાસે તેનું પાણી માપી જોવાની પેરવી કરી. ભુવનેશ્વરીની ધર્મશાળામાં ઉતરેલા ગુણનિધિના નગરમાં નીકળવાના વખતે કાલિદાસ ભોઇનો વેષ બદલીને ત્યાં હાજર થયો અને બીજા ત્રણ ભોઇઓને બોલાવી લાવી ગુણનિધિની પાલખી ઊંચકી તેની ઇચ્છા મુજબ મુખ્ય રાજમાર્ગો ઉપર તેને ફેરવીને તેણે પાછો આણ્યો. પાલખીમાંથી ઉતરીને ગુણનિધિએ ભોઇઓની કુશળતાનાં વખાણ કર્યાં અને તેમના આગેવાન કાલિદાસને સહાનુભૂતિ દાખવવા પૂછ્યું :

"अयेऽयं दोलिकादण्डः स्कन्धे किं तव बाधति ?

આ પાલખીના દાંડાથી તારો ખભો દુઃખે છે ?"

સંસ્કૃત ભાષાના વ્યાકરણ પ્રમાણે બાધ્ ધાતુ આત્મનેપદી હોવાથી

ખરી રીતે बाधते કહેવું જોઇએ પણ પંડિતાઈના ફાંકાની ફીશીયારીમાં ગુણુનિધિથી ગફલતમાં बाधति બોલાઈ ગયું. કાલિદાસને તો એટલું જ જોઈતું હતું. તેણે તરત જ સલુકાઇથી જવાબ આપ્યો:

" न बाधते तथा मां हि यथा ' बाधति ' बाधते ।

પંડિતજી, અવિવેક માફ કરજો, પણ તમે જે बाधति બોલ્યા તે મને જેટલું ખૂંચે છે તેટલો આ દાંડો ખૂંચતો નથી."

ગુણુનિધિએ આશ્ચર્યચકિત થઈ પેલા વેષધારી ભોઇને પૂછ્યું કે, 'વ્યાકરણની આ ઝીણવટ તું ક્યાંથી શીખી લાવ્યો?'

'ભાઇસાબ, અમને મજુર લોકોને ગુરુને ઘેર રહી અભ્યાસ કરવાનું ક્યાંથી પરવડે? આ તો તમારા જેવા કોઈ પંડિતના પરિચયનું પરિણામ છે. આ નગરમાં કાલિદાસ નામના એક મોટા પંડિત રહે છે. કામ પ્રસંગે હું ઘણીવાર તેમને ઘેર જાઉં છું અને ત્યાં ચાલતા વાદવિવાદ સાંભળી આવું થોડું ઘણું સમજી શકું છું. આ બધા એ પંડિતજીના પુણ્યપ્રતાપ છે." ભોઇએ ખુલાસો કર્યો.

'જેમ મંડનમિશ્રનો પોપટ પણ પંડિત હતો તેમ જો કાલિદાસનો ભોઈ પણ આટલો સુશિક્ષિત છે તો પછી કોણ જાણે કાલિદાસ તો કેવો ય મહા સમર્થ વિદ્વાન હશે! એવાને હું કેવી રીતે જીતી શકીશ? પણ જ્યારે પૈસાનું પાણી કરી આટલો પ્રવાસ ખેડીને આવ્યો છું તો તેને મળું તો ખરો. પહેલાં તેને ઘેર જ જઉં. ત્યાં જો વાર્તાલાપમાં તેની વિદ્વત્તા પરખાશે તો સભામાં વાદવિવાદ કરવાનું માંડી વાળી ચૂપચાપ વતનનો રસ્તો પકડીશ.' આવો વિચાર કરી ગુણુનિધિ કાલિદાસને ઘેર જવા નીકળ્યો. તેના આગમનની ખબર સાંભળી ઝપાટાબંધ દાસીનો પોષાક પ્હેરી કાલિદાસ આંગણું સાફ કરવા બેઠો. ગુણુનિધિએ તેને પૂછ્યું: 'પંડિતજી ક્યાં છે?' પેલી વેષધારી દાસીએ ઉત્તર આપ્યો:

" न खलीं न खलीं नयामृशं नमयन्नुन्नमयन्नवं हयं ।
निरगादुरगारिरंहसा पुरगारुत्मतगोपुराद्बहिः ॥

કવિરાજ તો નવીન અશ્વ ઉપર આરુઢ થઇ લગામ ખેંચી તેને

થનગન નચાવતા સર્પના શત્રુ ગરૂડ જેવી વેગીલી છટાથી આ નગરના રત્નમણિથી શણગારેલા રાજમંદિરના દરવાજા આગળ થઈને હમણાં જ નગર બહાર સિધાવ્યા છે.”

દાસીના મોઢેથી આવો પ્રાસાદિક અને અલંકારિક ઉત્તર સાંભળીને ગુણનિધિની તાજુબીનો પાર ન રહ્યો. છતાં તેની પરીક્ષા કરવાના ઉદ્દેશથી ગુણનિધિએ તેને પૂછ્યું કે, ‘તું આવડા મોટા ઘરની દાસી છે છતાં તારે અંગે કંઈ આભૂષણો કેમ નથી ?”

દાસીએ દલીલ કરી :

“हस्तस्य भूषणं दानं, सत्यं कण्ठस्य भूषणम् ।
श्रोत्रस्य भूषणं शास्त्रं: भूषणैः किं प्रयोजनम् ॥
દાનથી હાથની શોભા; સત્યથી કંઠ શોભતો,
કાનો શાસ્ત્રો સુણી શોભે; ઘરેણાંની જરૂર શી ?”

ગુણનિધિએ એક બીજો પ્રશ્ન પૂછયો : ‘દાસી ! તું કયા દેવની પૂજા કરે છે ?” અને તેને ઉત્તર મળ્યો :

“ विहंगो वाहनं येषां त्रिकंचा यत्र भूषणम् ।
सालपा वामभागे च ते देवाः शरणं मम ॥

**વિ** એટલે ગરુડ, **હું** એટલે હંસ અને **ગો** કહેતાં પોઠીયો જેમનાં વાહન છે; **ત્રિ** એટલે ત્રિશૂળ, **કં** એટલે કમંડલું (કંબુ=શંખ) અને **ચા** કહેતાં ચાપ અથવા ચક્ર જેમના હાથમાં શોભે છે અને **સા** = **સા**વિત્રી, **લ** = **લ**ક્ષ્મી તથા **પા** = **પા**ર્વતી જેમની ડાબી બાજુએ છે એવા **બ્ર**હ્મા, **વિ**ષ્ણુ અને **મ**હેશ્વરની ત્રિમૂર્તિને હું શરણે છું.”

આવો અર્થગંભીર અને ચમત્કારી ઉત્તર સાંભળીને ગુણનિધિનો ગર્વ ગળી ગયો. તેણે વિચાર્યું: ‘આ સ્ત્રી છે તો દાસી, છતાં આટલા બધા ગુણોનો ભંડાર છે; જ્યારે મારું નામ તો ગુણનિધિ એટલે ગુણોનો ભંડાર છે પણ તે સાર્થ નથી. જો કાલિદાસની દાસીને હું ન જીતી શકયો તો પછી કાલિદાસ આગળ તો મારૂં શું ગજું ?” આવો વિચાર કરી ગુણનિધિ ગુપચૂપ ધારાનગર છોડી ચાલતો થયો.

# માધવ પંડિતનું પાણી મપાઇ ગયું

'લાકડાં લેવાં છે લાકડાં?'ની બૂમ સાંભળી **માધવ** પંડિત ધર્મ-શાળાની બહાર આવ્યો અને તેણે મહાર જેવા કઠીયારાને બોલાવી લાકડાંની કીંમત પૂછી.

'મહારાજ! તમારા જેવા પાસેથી પૈસા તો હું નહિ જ લઉં, પણ તમારા જમ્યા પછી જે કંઈ વધે તે મને આપજો એટલે હું ઘેર જઈને ખાઈશ. માત્ર એઠું જુઠું ન આપશો.' કઠીયારાએ ભારી ઉતારતાં કહ્યું.

'પણ અલ્યા, કંઈ ન વધ્યું તો?' પંડિતે શંકા કરી.

'તો શું? તો મારૂં નશીબ! છેવટે ઘરનો સુકો રોટલો ને મીઠું તો છે જ.' હિન્દીઓના બલ્કે પૂર્વની પ્રજાઓના હાડમાં રહેલા પ્રારબ્ધ-વાદનો કઠીયારાએ આશરો લીધો. સોદો પટી ગયો. લાકડાં રસોડામાં ગયાં અને પેલો કઠીયારો એક ખૂણે ગોઠવાઈ ગુપચૂપ ઝીણી નજરે અને સરવા કાને ત્યાંની પરિસ્થિતિનું પૃથક્કરણ કરવા લાગ્યો.

આ કઠીયારો તે બીજું કોઈ નહિ પણ આપણો કવિ **કાલિદાસ** હતો અને દેશવિદેશની સભાઓમાં વાદવિવાદ કરી વિજયપત્રો મેળવી છેવટે **કાલિદાસ**નો મુકાબલો કરવા આવેલા **દાહલ** દેશના પંડિત **માધવ** શર્માના મુકામ આગળ તે અગમચેતીથી ઉપર જણાવ્યા મુજબ આવીને બેઠો હતો. આટલા નિરીક્ષણ ઉપરથી તેને લાગ્યું કે **માધવ** પંડિત અને તેનો શિષ્ય સમુદાય વિદ્વત્તાને વરેલા છે.

જમી પરવારીને સૌ વાર્તાવિનોદ કરતા બહાર આવીને બેઠા. શરૂઆત **માધવ** પંડિતે કરી. ' परिपतति पयोनिधौ पतङ्गः સૂર્ય સમુદ્રમાં પડે છે ' એવા ભાવવાળું એક ચરણ આપી અર્થ અને પ્રાસમાં તેને મળતાં આવે તેવાં બીજાં ત્રણ ચરણો રચી લાવવાની તેણે પોતાના શિષ્યોને સૂચના કરી.

એકે કહ્યું: ' सरसिरुहामुदरेषु मत्तभृङ्गः મદઘેલા ભમરાઓ કમળમાં ભરાઇ બેસે છે. ' ' શાબ્બાસ ! બરાબર છે. ' પંડિતે પ્રોત્સાહન આપ્યું.

થોડી વારે બીજો બોલ્યો:

' उपवनतरुकोटरे विहङ्गः પક્ષીઓ બાગમાંનાં ઝાડોની બખોલોમાં સંતાઇ જાય છે. '

' વાહ ! હવે છેલ્લું ચરણ જ બાકી રહ્યું. ' કહી **માધવે** ચોમેર નજર ફેરવી.

પણ ઘણીવાર આખો દરિયો તરીને છેક કીનારે આવીને વહાણ ડૂબે તેમ ઘણુંય મથવા છતાં કોઇ ચોથું ચરણ રચી ન શક્યું. **માધવ** પંડિતે પણ મહેનત કરવામાં બાકી ન રાખી. પણ કેમે કર્યું ચોથું ચરણ ન સૂઝ્યું તે ન સૂઝ્યું. સૌ ભેજાનું દહીં કરી રહ્યા હતા તેવામાં પેલો વેષધારી કઠીયારો બેઠો બેઠો તમાશો જોતો હતો તે આગળ આવી હાથ જોડી બોલ્યો: " માબાપ, માફ કરજો. આ તો સાવ સહેલું છે. મને રજા આપો તો હું હમણાં એક લીટી મને સૂઝી છે તે સંભળાવું. "

" અલ્યા, આ તો ભલભલા ભણેલા પણ ગોથાં ખાય એવું કામ છે. છતાં, તારી હોંસ હોય તો બોલી નાખ. " પંડિતે હસતાં હસતાં પરવાનગી આપી. અને કઠીયારો બોલ્યો: ' तरुणीजनेषु शनैः शनैरनङ्गः ' જોબનવંતી સ્ત્રીઓના અંગમાં ધીમે ધીમે કામનો સંચાર થાય છે. '

આમ સાયંકાળના વર્ણનનો શ્લોક આબાદ પૂરો થયેલો સાંભળી **માધવ** પંડિત ફાટે ડોળે કઠીયારા તરફ તાકીને બોલ્યા: ' અલ્યા, તું આ ચરણ ક્યાંથી શીખી લાવ્યો ?'

" બાપજી ! ચરણ બરણમાં હું કંઈ સમજતો નથી. જો કંઈ રસોઈ વધેલી હોય તો મને આપો, નહિતર હું મારે રસ્તે પડું. ઘેર

છોકરાં ખોટી થતાં હશે. ” કઠીયારે ફેરવી તોલ્યું.

“ ભલા આદમી ! એમ ઉતાવળ કેમ કરે છે ? તને ખાવાનું તો જરૂર આપી શું. તને ખાલી હાથે તો ન જ કઢાય. પણ હેં અલ્યા ! પહેલાં પેલા ચરણની તો વાત કર. ” પંડિતે ઉલટાવીને પૂછ્યું.

“ મહારાજ ! મારું બોલેલું મને પાછું આપો. તમને મોટા માણસને મારૂં ગરીબનું બોલેલું કયાંથી ગમે ? પણ હું જ એવો અભાગિયો કે બોલ્યા વિના ન રહ્યો ! ” કઠીયારાએ ભાવ ખાવા માંડ્યો.

“ ના, ના; એવું નથી. ઉલટું તારા એક ચરણ આગળ મારો આખો શ્લોક કોડીનો થઇ ગયો. તારું બોલેલું બરાબર બંધ બેસતું અને ફક્કડ છે. માત્ર તને એ કયાંથી આવડ્યું એટલું અમારે જાણવું છે. માટે બેસીને ખરી વાત હોય તે કહે. ” **મા**ધવે ઉત્સુકતા દર્શાવી.

કઠીયારો હેઠો બેઠો અને બોલ્યો: “આ નગરમાં પેલા રાજાના માનીતા મોટા કાલિદાસ પંડિત રહે છે ને, તેમને ત્યાંથી હું આમ લાકડાની ભારી આપી વધેલી રસોઇ ઘણીવાર લાવું છું. આ તે વખતે ઘડી બે ઘડી તેમના બારણે બેસું ત્યારે તેમના ચેલાઓની વાતોના બે અક્ષર કાનમાં પડે અને તેમાંથી આવું કંઇક યાદ રહી જાય. બાકી અમને અનાડી લોકોને તે આવું કયાંથી આવડે?”

“તે શું કાલિદાસ એવડો મોટો પંડિત છે?” **મા**ધવની જીજ્ઞાસા જાગી.

“અરે! તમને શું કહું? એના ઘરનાં દાસદાસી તો શું પણ પાંજરામાંનાં મેના પોપટ પણ આવા જાતજાતના શ્લોક બોલે છે. પછી પંડિતજીનું તો વળી પૂછવું જ શું? લો, રામરામ ત્યારે. મારે ખૂબ જ મોડું થઈ ગયું” કહી કઠીયારો ઊઠયો. **મા**ધવના શિષ્યોએ તેને ખાવાનું આપ્યું તે ખોળામાં લઈ નીચો નમીને ચાલતો થયો. પરંતુ સાથે સાથે **મા**ધવના મનની મૂઝવણ પણ માપતો ગયો.

“સારૂં થયું કે ભગવાને આ કઠીયારાને મોકલી આપીને આજ મારી લાજ રાખી. જેના શિષ્યોનો સંવાદ સાંભળીને આવો શુદ્ર પણ કાવ્ય રચતાં શીખ્યો ત્યારે એ કાલિદાસ તો કેવો ય ધુરંધર વિદ્વાન

હશે! એવાની સાથે વાદ કરવા જઇએ તો ક્યાંક મેળવેલી બધી કીર્તિ ઉપર પાણી ફરી વળે. તે કરતાં એવાની મૈત્રી કરવાથી કોક દિવસ લાભ થયા વિના ન રહે. છેવટે આપણી બાંધી મૂઠીની લાજ તો જળવાય. આવો વિચાર કરી **માધવ** પંડિત **ભોજની બ્રહ્મસભામાં** જઈ ચડ્યો. રાજાએ તેની કીર્તિ સાંભળી હતી તેથી તેને સારો આવકાર આપ્યો અને સભાનું મનરંજન કરવા કંઇક પ્રસંગોચિત બોલવા કહ્યું.

**કાલિદાસના** વિરોધીઓ એકી ટસે **માધવના** મુખમાંથી નીકળતાં વચનોની રાહ જોવા લાગ્યા. તેમને આશા હતી કે તે **કાલિદાસનું** પાણી ઉતારશે. પણ સૌની અજાયબી વચ્ચે તેણે નમ્રતાથી કહ્યું:

"મહારાજ! અહીં કાલિદાસ જેવા કવિરત્નની આગળ હું તે વળી શા હિસાબમાં છું? તેમની સાથે તો શું પણ તેમના શિષ્યો સાથે પણ વાદવિવાદ કરવાનું મારું ગજું નથી. હું તો અહીં **સરસ્વતીનું** ધામ સમજી આપનાં, કવિવરનાં, સભાજનોનાં અને **ધારાનગરનાં** દર્શન કરી પાવન થવા આવ્યો છું. મારી ઘણા વખતની અભિલાષા આજે પૂરી થઈ છે."

**માધવશર્માએ** કરેલી **કાલિદાસની** પ્રશંસાથી રાજા રાજી થયો અને તેણે પંડિત તથા તેના શિષ્યોનાં સુંદર આદર-આતિથ્ય કર્યાં. **કાલિદાસે** પણ તેમને પોતાને ત્યાં આમંત્રી આદરસત્કાર કર્યો. પછી થોડા દિવસ **ધારાનગરની** મહેમાની માણી **માધવ** પંડિત **કાલિદાસ** પ્રત્યે કૃતજ્ઞતા અને પૂજ્યભાવ દર્શાવી પ્રસન્ન ચિત્તે વિદાય થયો.

## સાંકેતિક શાસ્ત્રાર્થ

" **મા**લવપતિ, હું વિવિધ મુદ્રાઓ અને નિશાનીઓ દ્વારા સાંકેતિક ભાષામાં વાતચીત કરવામાં પારંગત છું, અને આ ભાષામાં વાતચીત કરી મને હરાવે એવા કોઈ પ્રતિસ્પર્ધીને શોધી રહ્યો છું. દેશ વિદેશની રાજસભાઓમાં મેં મારો આ મનોરથ જાહેર કર્યો છે. પણ હજી લગી હું શોધું છું તેવો હરીફ મને મળ્યો નથી." પરદેશથી આવેલા પંડિતે પોતાનો પરિચય આપ્યો અને ભરી સભાને પડકાર આપતાં કહ્યું: " રાજન્! આપની અને આ બ્રહ્મસભાની કીર્તિ મેં ઠેર ઠેર સાંભળી છે એટલે હું અહીં આવ્યો છું. જ્યાં જ્યાં હું ગયો છું ત્યાં ત્યાંથી મારા વિજયના પ્રતીક તરીકે આ બધાં સુવર્ણનાં પુતળાં હું લેતો આવ્યો છું. મને જે જીતશે તેને ચરણે હું એ બધાં સમર્પણ કરીશ. જો અહિયાં પણ હું અજીત પુરવાર થાઉં તો આપની પાસેથી એક વધુ પુતળાની મને પ્રાપ્તિ થશે. "

**ભોજ** રાજાએ સભા ઉપર સૂચક દૃષ્ટિ ફેરવી. પણ રાજાની સાથે આંખથી આંખ મીલાવવાને બદલે સૌ એક બીજાનાં મ્હોં જોવા લાગ્યા. અહીં કોઈ જાતનો શાસ્ત્રાર્થ કે વાદવિવાદ કરવાનો ન હતો, પાદપૂર્તિ કરવાની કે સમસ્યા ઉકેલવાની પણ ન હતી. સભાની લાજ જવાનો વખત આવ્યો. આખરે કાલિદાસે આ બીડું ઝડપ્યું. તેણે કહ્યું: " મારા ગુરુજી આવતી કાલે આવનાર છે. પંડિતજી તેમની સાથે સાંકેતિક ભાષામાં ભલે પ્રશ્નોત્તર કરી જુએ."

**કાલિદાસે** ઘેર જઈ એક ભરવાડને બોલાવી મંગાવ્યો અને તેને પોતાના ગુરુ તરીકેનો પાઠ ભજવવાનું સમજાવ્યું. બીજે દિવસે કવિ

તેના ગુરુ સાથે સભામાં હાજર થયો. પેલા પંડિતજી તો તૈયાર જ હતા. તેમણે ભરવાડ સામે એક આંગળી ઊંચી કરી, એટલે ભરવાડે સામી બે આંગળી દેખાડી. બીજી વાર પંડિતે પાંચે આંગળીઓ બતાવી; ત્યારે ભરવાડે પોતાની મૂઠ્ઠી દેખાડી.

સૌના આશ્ચર્ય વચ્ચે પંડિતે પોતાનો પરાજય સ્વીકાર્યો. રાજાએ આ વાદવિવાદનો અર્થ સમજાવવા તેને આગ્રહ કર્યો; એટલે તેણે કહ્યું: "ખરેખર કવિરાજના ગુરુદેવ ધુરંધર વિદ્વાન છે. મેં એક આંગળી વડે સૂચવ્યું કે ઈશ્વર એક જ છે; ત્યાં તો તેમણે બે આંગળી બતાવી મને સમજાવ્યું કે સૃષ્ટિના આદિકારણ તરીકે તો પ્રકૃતિ અને પુરુષનું જોડકું જ છે. પછી મેં પાંચ આંગળી વડે પંચમહાભૂતની યાદ આપી એટલે તેમણે મૂઠ્ઠી વાળીને બતાવ્યું કે એ પાંચે તત્ત્વો એક બીજા સાથે ઓતપ્રોત થઈ ગયેલાં છે." આટલું કહી પંડિતજીએ પોતે આણેલાં સોનાનાં પૂતળાંનો ભરવાડ આગળ ઢગલો કર્યો અને પ્રણામ કરી વિદાય લીધી.

રાજાએ પ્રસન્ન દૃષ્ટિએ કાલિદાસ સામે જોયું એટલે તેણે બધો ભેદ ખોલ્યો અને પેલા ભરવાડને પંડિત સાથેના વાર્તાલાપનો ખુલાસો કરવા કહ્યું: ભરવાડે કહ્યું. "બાપજી, મને તો બ્રાહ્મણ ભારે લોભિયો લાગ્યો. તેણે પ્હેલાં એક ઘેટું માગ્યું. મેં કહ્યું કે એક શું બે લે પણ મારો છૂટકો કર. એટલે તો તેણે પાંચ ઘેટાં માગ્યાં. બંદાએ તો પછી મુક્કી જ બતાવી એટલે બિચારો પગે પડીને હાલતો થયો."

આ સાંભળી સૌ કોઈ ખડખડાટ હસી પડ્યા અને કાલિદાસની કરામત ઉપર આફ્રીન પોકારી ઊઠ્યા.

## કોણ મૂંડાયું ?

"આપણે તો ગમે તેમ કરી રાજાની પ્રીતિ સંપાદન કરી પૈસો અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કર્યાં છે; છતાં જ્યારથી કાલિદાસ આવ્યો છે ત્યારથી આપણે ઝાંખા પડી ગયા છીએ. આથી જ્યાં સુધી તેનો પગ નહિ ટળે ત્યાં સુધી આપણા પુત્રોનું પાંડિત્ય પ્રકાશી શકવાનું નથી અને તેમનું ભણતર સાર્થક થવાનું નથી." ભોજની બ્રહ્મસભાના પંદરસો પંડિત પૈકી જે સોળ પ્રથમ પંક્તિના પંડિતો હતા તેઓમાંનો એક બોલ્યો.

"બરાબર છે. એ કાલિદાસનો કાંટો કાઢવાની કંઈ કરામત કરવી જોઈએ." ત્રણ ચાર જણ સામટા બોલી ઊઠ્યા.

"મને એક ઉપાય સૂઝે છે. બેશક, બીજાને બાવા બનાવવા જતાં પહેલાં આપણે જ આપણા પગ ઉપર કુહાડો મારવો તો પડશે."

"અરે! તે જતો હશે તો જે કરવું પડશે તે બધું કરીશું. પણ તમારો ઉપાય તો કહો."

"જુઓ, જાણે આપણે તો હવે ખાઈપી ઉતર્યાં છીએ અને ઘરડા પણ થયા છીએ. આપણે જો સભામાંથી નિવૃત્તિ લઈએ તો નવી પેઢીને માટે ક્ષેત્ર ખુલ્લું થાય."

"પણ તેથી કાલિદાસ કંઈ નિવૃત્તિ થોડા જ લેશે?"

"અરે એમ અધીરા કાં થાઓ છો? મારી યોજના પૂરી સમજો તો ખરા! આપણે કાલિદાસને ઘેર જઈએ અને આડી અવળી વાતો કરી છેવટે આ અસાર સંસાર પ્રત્યે વિરક્તિ દાખવી કાયાનું કલ્યાણ

કરવાને કાશી જઈ સૌએ સાથે સંન્યસ્ત લેવાની દરખાસ્ત મૂકીએ. જો આપણે સૌ આપણી તત્પરતા દાખવી એકમતે આગ્રહ કરીશું તો તે એળે કે બેળે પણ કબૂલ થયા વિના નહિ રહે."

"વાહ! યુક્તિ તો આબાદ છે. શાસ્ત્રનો પણ ટેકો છે કે,

प्रथमे नार्जिता विद्या द्वितीये नार्जितं धनं ।
तृतीये नार्जितो धर्मश्चतुर्थे किं करिष्यति ॥

પ્રથમે ના ભણ્યો વિદ્યા; દ્વિતીયે ધન ના રળ્યો;
તૃતીયે ધર્મ ના સાધ્યો: ચોથે શું કરશે પછી?"

સૌ સંમત થયા અને કાલિદાસ પાસે જઈ પ્હોંચ્યા. વિચક્ષણ કાલિદાસ તેમનો 'નાક કટ્ટા તો કટ્ટા લેકીન ઘી તો ચટ્ટા' જેવો આશય તરત સમજી તો ગયો; છતાં તે પણ જાણે વૈરાગ્ય થયો હોય તેવી વાતો કરી સંન્યાસ લેવા સંમત થયો. તેણે મનમાં વિચાર્યું કે હું પણ ખરો કે તેમને બધાને બનાવીને પાછો આવું.

હવે વિલંબ કરવાનું કંઈજ કારણ ન રહ્યું; એટલે સોળે જણાએ ભોજ રાજાને પોતાની સન્યસ્ત સ્વીકારવાની આતુરતા દાખવી રજા માગી અને રાજાએ તેમને સબહુમાન રાજસેવકોના પૂરતા રક્ષણ સાથે કાશી જવા વિદાય કર્યા. વાર્તાવિનોદ કરતાં તેઓ વારાણસી પહોંચ્યા.

ત્યાં નૃસિંહભારતી નામે એક સમર્થ સંન્યાસીની પાસે જઈ તેમણે હાથજોડી પોતાની અભિલાષા વ્યક્ત કરી: "આપના જેવા સદ્ગુરૂના દર્શનથી અમારો પાપભાર પુષ્પ સમાન હળવો બન્યો છે, આપના સમાગમમાં જે કંઈ કષ્ટરુપ હશે તે પણ કલ્યાણપ્રદ બની જશે અને અમારી ચિત્તવૃત્તિઓ સમાધિસુખમાં શમી જશે, માટે અમારી ઈચ્છા આપના શિષ્ય બની સંન્યસ્ત અંગીકાર કરવાની છે."

"તમારા સંકલ્પથી તમારું બ્રાહ્મણત્વ સાર્થક થાય છે. હું તમને દીક્ષા તો આપીશ પણ તે પ્હેલાં મારે તમારામાંના પ્રત્યેકની પાત્રતાની પરીક્ષા કરવી પડશે. કારણ કે સારી મુમુક્ષુવૃત્તિ વિના સંન્યાસ લેનાર જાતે તો ન 'ઈધરકે ન ઉધરકે' જેવો ઉભયભ્રષ્ટ થાય છે પણ સાથે

સાથે તેના ગુરુને પણ પાપના ભાગી બનાવે છે. વળી દરેકને માટે શાસ્ત્રવિધિ અનુસાર દર વખતે અલગ અલગ ક્રિયા કરવી પડશે માટે દરરોજ એકેકેક જણ કાલથી મારી પાસે આવજો." ગુરુએ સમજ પાડી.

ઉતારે આવીને હવે સંન્યસ્ત લેવાની પહેલ કોણ કરે તેની ચર્ચા જામી. કોઈકે આસ્તેથી કાલિદાસને શરુઆત કરવાની સૂચના કરી; અને સૌએ તે સહર્ષ વધાવી લીધી. પણ એમ ઝટ લઈને જાળમાં આવે એવો કાલિદાસ કાચો ન હતો, તેણે કહ્યું: "તમારા સૌના જેટલો સંન્યસ્ત લેવાને આતુર હું નથી. આ તો તમે સૌએ સંન્યાસ લેવાની તમારી ઇચ્છા મને જણાવી ત્યારે તમારા જેવા સ્નેહીઓના સમાગમના લોભે તમારી પાછળ હું પણ તણાયો છું. માટે પહેલાં તમે સૌ દીક્ષા લો પછી છેલ્લો મારો વારો તો છે જ."

"પણ પછી તમે દીક્ષા ન લો તો?" કોઈકે શંકા ઉઠાવી.

"ત્યારે આ દીક્ષા તમે મારી ખાતર લો છો કે તમારી સ્વેચ્છાથી તમારા જીવનનું સાફલ્ય કરવા લો છો? જો તમારો સંકલ્પ શુદ્ધ અને દૃઢ નહિ હોય તો તમે अतोभ्रष्ट ततोभ्रष्ट થશો અને ભગવાં લજવશો. માટે જે કંઇ કરો તે ખૂબ વિચારીને કરજો." કાલિદાસે રોકડું પરખાવ્યું.

પેલા પંડિતોનાં મોં લેવાઈ ગયાં; છતાં રખેને કાલિદાસ છટકી જાય તેવા ડરથી તેને વધુ આગ્રહ ન કરતાં સૌએ દીક્ષા લેવા માટેની પોતપોતાની આતુરતાની ખાત્રી કરાવી. કાલિદાસે પણ તેમને સામી ખાત્રી આપી કે, "ગુરુ મને દીક્ષા આપે છતાં હું ન લઉં તો એક કલ્પ પર્યંત મારો નર્કમાં વાસ હજો."

કાલિદાસની આ પ્રતિજ્ઞા સાંભળી સૌના મનનું સમાધાન થયું.

બીજી સવારે એક પંડિત ગુરુ પાસે ગયો. 'તારી શી ઇચ્છા છે?' ગુરુએ તેને પૂછ્યું અને તે બોલ્યો:

"कदा वाराणस्याममरतटिनीरोधसि वसन्
वसानः कौपीनं शिरसि निदधानोऽञ्जलिपुटम् ।

अये गौरीनाथ त्रिपुरहर शम्भो त्रिनयन
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥

વસી કાશી ધામે પુનિત નીર ભાગીરથી તીરે,
શરીરે લંગોટી, ધરી કર તણી અંજલિ શિરે,
'રીઝો ભોળા શંભુ! ત્રિપુરહર! ત્રિનેત્ર મુજ શું'
પુકારીને ક્યારે પલક સમ આયુ પૂરું કરું ?"

ગુરુએ આ મુમુક્ષુ શિષ્યને દીક્ષા આપી શિવાનંદ ભારતી નામ આપ્યું.

પછીને દિવસે બીજા એક પંડિતે ગુરુ સમક્ષ જઈ નિવેદન કર્યું :

"कदा वृन्दारण्ये विमलयमुनातीरपुलिने
चरन्तं गोविन्दं हलधरसुदामादिसहितं ।
अये कृष्ण स्वामिन्मधुरमुरलीवादन विभो
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥

વસી કાલિન્દીને વિમલ તીર વૃન્દાવન વિષે
સુદામાદિ સાથે અહીં વિચરતા બંસીધરને
'કનૈયા! છેડી જા મધુર મુરલી' એમ કહીને
કરું ક્યારે આયુ પલક સમ પૂરું : ઉર ચહે."

આ કૃષ્ણના ભક્તને ગુરુદેવે કૃષ્ણાનંદ ભારતી નામ આપી દીક્ષા દીધી.

ત્રીજે દિવસે ત્રીજા પંડિતે પોતાનો મનોરથ જણાવ્યો :

"कदा वा साकेते विमलसरयूतीरपुलिने
चरन्तं श्रीरामं जनकतनयालक्ष्मणयुतम् ।
अये राम स्वामिन् जनकतनयावल्लभ विभो
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥

અયોધ્યામાં ક્યારે પુનિત સરયૂને તટ વસી,
વસે સંગાથે શ્રી રઘુપતિ સીતા લક્ષ્મણ જ્યહીં

'પ્રભો, પ્રાર્થું, રીઝો રઘુકુલપતિ રામ મુજ શું'
પુકારીને પ્રેમે પલક સમ આયુ પૂરું કરું ?"

ગુરુએ તેની ભાવના પ્રમાણે તેને રામાનંદ ભારતી નામ આપી દીક્ષા દીધી.

ચોથા પંડિતે ચોથે દિવસે પોતાની મુમુક્ષુતાનો પરિચય આપ્યો :

" कदा नीरातीरे नरहरिपुरे सिंहवदनम्
हरिं पश्यन्नुच्चैर्मुदितमनसा दीनदयिनम् ।
अये लक्ष्मीकान्त श्रितजनभयारे नरहरे
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान ॥

નદી નીરા તીરે નરહરિપુરે નેત્ર ભરીને
નિહાળી પ્રીતિથી દીન પ્રતિ દયાળુ નૃસિંહને
'રીઝો લક્ષ્મીકાન્ત! તુજ શરણ આવ્યો, ભય હરો!'
પૂરું આયુ ક્યારે પલક સમ એવું કહી કરું ?"

અને નરહરિ ભારતી નામ આપી ગુરુએ તેને સંન્યસ્ત દીક્ષા દીધી.

પાંચમે દિવસે પાંચમા પંડિતનો વારો આવ્યો. તેણે કહ્યું :

" कदा प्रेमोद्गारैः पुलकिततनुः साश्रुनयनः
स्मरन्नुच्चैः प्रीत्या शिथिलहृदयो गद्गदगिरा ।
अये श्रीमन्विष्णो रघुवर यदूत्तंस नृहरे
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥

પુકારી પ્રીતિથી છલકત ઉરે, ગદ્‌ગદ સ્વરે,
ભીની આંખે, અંગે પુલક સહ, ઉન્મત્ત બનીને
'વિભો વિષ્ણુ વ્હાલા યદુકુલમણિ રુક્મિણીપતિ'
કરું આયુ ક્યારે પલક સમ પૂરું પ્રભુ ભજી ?"

વિષ્ણુ ભારતી નામ આપીને ગુરુએ તેને સંન્યાસી કીધો.

છઠ્ઠા પંડિતે પોતાનો મનોભાવ પ્રગટ કરતાં કહ્યું :

"कदा सीताशोकत्रिशिखजलदं चांजनीसुतम्
चिरंजीवं लोके भजकजनसंरक्षणकरम्
अये वायुसूनो रघुवरपदांभोजमधुप
प्रसीदेत्याक्रोशान्निमिषमिव नेष्यामि दिवसान् ॥

**સી**તાનો શોકાગ્નિ બની **ર**ઘુપતિ દૂત શમવ્યો,
બીડે ભક્તોની જે સ્મરણ કરતાં સ્હાય કરતા;
'રીઝો હે **મા**રૂતી અણુ અણુ ભર્યા **રા**મ હૃદયે'
પુકારીને આયુ પલક સમ ક્યારે પૂરું કરું ?"

સંન્યસ્ત દીક્ષા દઈ ગુરુએ તેને **હ**નુમાન ભારતી નામ આપ્યું.

પછી તો સૌની ઉત્કટ ઉત્કંઠાની ખાત્રી થવાથી ગુરુજીએ ત્રણ ત્રણ જણને સામટી દીક્ષા દેવા માંડી. સાતમા, આઠમા અને નવમા પંડિતને તેમણે અનુક્રમે કૃષ્ણાનંદ, કેશવાનંદ અને ગોવિન્દાનન્દ ભારતી નામ આપ્યાં. કારણ કે ત્રણે જણે એક સરખી ઇચ્છા દર્શાવી કે :

"कदा वृन्दारण्ये नवघननिभं नन्दतनयम्
परीतं गोपीभिः क्षणरुचिमनोज्ञाभिरभितः ।
गमिष्यामस्तोषं नयनविषयीकृत्य कृतिनः
वयं प्रेमोद्रेकस्खलितगतयो वेपथुभृतः ॥

રૂપાળા રાજન્તા નવઘન સમા **ન**ન્દસુતને,
વીંટાયેલા ગોપીજનજૂથથી **વૃ**ંદાવન વિષે
નિહાળીને ક્યારે નયનભર પ્રેમાર્દ્ર હૃદયે
દિનો વીતાવીશું પ્રણય રસમાં મસ્ત થઇને ?"

આમ એક પછી એક કરી બધા પંડિતોએ સંન્યાસ લીધો. આખરે **કા**લિદાસનો વારો આવ્યો. ગુરુ **નૃ**સિંહ ભારતીએ જ્યારે તેને પૂછ્યું કે તારી થી ઇચ્છા છે ત્યારે તેણે ઠાવકે મોઢે નમ્રતાથી કહ્યું :

"कदा कान्तागारे परिमलमिलत्पुष्पशयने
शयानः श्यामायाः कुचयुगमहं वक्षसि वहन् ।

अयं स्निग्धे मुग्धे चपलनयने चन्द्रवदने
प्रसीदेत्याक्रोशन्निमिषमिव नेष्यामि दिवसान् ॥
પ્રિયા કેરી પાસે ફુલતણી સુવાસે પમરતા,
પલંગે પોઢીને દૃઢ ભીડી ભુજે છાતી સરસી;
'રીઝો રાણી મોંઘાં ચપલ ચતુરા ચન્દ્રવદની'
કરૂં આયુ પૂરું પલક સમ ક્યારે ઉચરતાં ?"

કાલિદાસની આવી અભિલાષા જાણી ગુરુજી છેડાઈ પડ્યા. તેમનો આથી પોતાની હાંસી થતી લાગી. પણ કાલિદાસનો ભક્તિ અને વિનય ભર્યો ચહેરો જોઈ તેમણે કહ્યું : "ભાઈ, હું તને દીક્ષા નહિ આપું. હજી તારા દિલમાં સાચો વૈરાગ્ય કે મુમુક્ષા જાગ્યાં નથી માટે પાછો તારે ઘેર જા."

"પણ મેં તો આ પંડિતો સમક્ષ પ્રતિજ્ઞા લીધે છે કે મારે આપની પાસેથી સંન્યસ્ત ગ્રહણ કરવું. મારી પ્રતિજ્ઞા તૂટશે તેનું શું?" કાલિદાસે પોતાનું ધર્મસંકટ જણાવ્યું.

"જા, તારી પ્રતિજ્ઞામાંથી હું તને મુક્ત કરું છુ, કારણ કે તું તો દીક્ષા લેવા આવ્યો છું પણ તેને માટે તારો અધિકાર નથી તેથી હું જ દીક્ષા આપવાની ના પાડું છું." ગુરુદેવે નિવેડો આણ્યો.

જાણે સાવ લાચાર બની ગયો હોય તેમ કાલિદાસે કપાળે હાથ મૂકી પેલા પંદર નવા સંન્યાસીઓને કહ્યું: "પૂજ્ય યતિવરો ! તમે કેમ કંઇ બોલતા નથી ? આટલી આતુરતાપૂર્વક આજીજી કરવા છતાં ગુરુદેવ મને દીક્ષા દેવા ના પડે છે. હવે હું શું કરું ? હું તો તમારો સહવાસ પણ ખોઇ બેઠો. અરે નસીબ ! મારી આવી નિરુપાય સ્થિતિ ! અહીં રહીને પણ શું કરું ? ઠીક ત્યારે નમો નારાયણ ! હવે રજા લઈશ. આપના પૂર્વાશ્રમના પુત્રપરિવારને કંઇ સંદેશો કહાવવો છે ?"

પણ પેલા પંદર જણા તો પત્થરનાં પૂતળા પેઠે પરસ્પરનાં મોઢાં જોતા ચૂપચાપ બેસી રહ્યા. કાલિદાસે ધારાનગર પાછા ફરી ભોજરાજાને અને પેલા પંદર પંડિતોના પુત્રોને આખી ઘટના સાંગોપાંગ કહી સંભળાવી. રાજા કાલિદાસને પાછો ફરેલો જોઈ રાજી થયો પણ પેલા પંડિતોના પુત્રોનાં ડાચાં દિવેલ પીધા જેવાં થઈ ગયાં.

# કાદમ્બરીકાર બાણ

દુર્વાસના શાપથી પૃથ્વી ઉપર આવી પડેલી **સરસ્વતી** **ચ્યવન** ઋષિના પુત્ર દધિચિને પરણી હતી. પણ તેને પેટે **સારસ્વત** નામના પુત્રને જન્મ થતાં વેંત તે શાપમુક્ત બની સ્વર્ગે સંચરી. **સારસ્વતને** તેની કાકી **અક્ષમાલિકાએ** ઉછેર્યો. **સરસ્વતીનો** જ તે પુત્ર હતો પછી તેની વિદ્યાનું તો પૂછવું જ શું? તેણે **અક્ષમાલિકાના** પુત્ર **વત્સને** સમગ્ર વિદ્યા શીખવી અને વનમાં જઇ તપશ્ચર્યા આદરી. આ **વત્સના** પુત્ર **વાત્સાયને** **નર્મદાના** મૂળ પાસેની **અમરકંટકની** ગિરિમાળામાંથી નીકળતી **શોણ** નદીને તીરે **પ્રીતિકૂટ** ગામમાં **સરસ્વતીને** સ્થાપી. આ **સરસ્વતીના** વંશમાં કેટલીક પેઢીએ **કુબેર** થયો. તેના ચોથા પુત્ર **પાશુપતનો** પુત્ર **અશ્વપતિ** થયો. આ **અશ્વપતિનો** પુત્ર **ચિત્રભાનુ** **રાજદેવીને** પરણ્યો. આ માતપિતાને ત્યાં કાદંબરીકાર **બાણ** ભટ્ટનો જન્મ થયો. **બાણના** બચપણમાં જ તેની મા મરી જવાથી **ચિત્રભાનુએ** તેને બાપ અને માતાના બેવડા વાત્સલ્યથી ઉછેર્યો. આ જ પિતૃપ્રેમનું ભાવભીનું ચિત્ર **કાદંબરીમાં** **બાણભટ્ટે** **વૈશંપાયન** (શુક) ના પિતાના પાત્રમાં અચ્છું આલેખ્યું છે.

**કાલિદાસ** વિષે કશોય ઐતિહાસિક ઉલ્લેખ આપણને મળતો નથી. પણ **હર્ષચરિતમાં** **બાણે** પોતાની ટુંકી તવારિખ ઉપર મુજબ આપી છે એ આપણું સદ્‌ભાગ્ય છે. લોકકથાઓ **બાણને** **ભોજની** **બ્રહ્મસભાના** પંડિત તરીકે ઓળખાવે છે; પણ વસ્તુતઃ તો તે ઇસુની સાતમી સદીના પૂર્વાર્ધમાં **કાન્યકુબ્જ** (**કનોજ**) ના રાજા શ્રી **હર્ષદેવની** રાજસભાનો પંડિત હતો એમ પુરાતત્વવિદો પ્રમાણો આપી પુરવાર કરે છે.

**બાણના** **ચૌદમા** વર્ષે તેનો પિતા **ચિત્રભાનુ** ગુજરી ગયો અને

એકલવાયો બાણ વિવિધ દેશો જોવા કુતુહલવશ પ્રવાસે નીકળ્યો. માર્ગમાં જ તેને હર્ષવર્ધનનું નિમંત્રણ મળ્યું. શ્રીહર્ષ જાતે સમર્થ વિદ્વાન હતો અને વિદ્વાનોની કદર કરનાર હતો. બાણ પ્રત્યે તેને ખૂબ માન અને મમતા હતાં. બાણ પોતેજ કહેછે કે,

'શ્રી હર્ષદેવે સેંકડો ભાર (૧ ભાર: ૮૦૦૦ તોલા) સુવર્ણથી લાદેલા મોટા દન્તુશળથી શોભતા સંખ્યાબંધ મદ ઝરતા હાથીઓમાં વૃન્દ બાણ કવિને અર્પણ કર્યાં હતાં પણ તેના બદલામાં કવિએ રાજની કીર્તિ કલ્પના કલ્પ અને છેક પ્રલય પર્યંત ટકે તેમ સુન્દર શબ્દાવલિ વડે પ્રસારી હતી.'

બાણે હર્ષચરિત નામનો ઐતિહસિક ગ્રંથ (ઈ. સ. ૬૨૦ માં) અને શાર્દૂલવિક્રીડિતના ૧૨૦ શ્લોકોનું ચંડીશતક રચ્યાં હોવાનું મનાય છે. પણ તેના કીર્તિકલશ રૂપે તો કાદંબરીની જ ગણના થાય છે. આ ગ્રંથ તે પોતે પૂરો કરે તે પ્હેલાં તેનું અવસાન થયું તેથી તેના વિદ્વાન પુત્ર ભૂષણે (કે પુલીન્ધ્રે?) રચના કે શૈલીમાં કયાંય ફરક ન જણાય તેમ સફાઇબંધ તે પૂરો કર્યો અને પિતાની પ્રસિદ્ધિમાં જ પોતાની પ્રતિષ્ઠા અંતર્હિત કરી એક સુપુત્રને છાજે તેવું પિતૃતર્પણ કર્યું. પિતાનાં આદર્યાં અધૂરાં રહ્યાં હોય ત્યાંથી પૂરાં કરે તેનું નામ તે પુત્ર.

જેમ કાલિદાસને 'દીપશિખા,' ભારતીને 'છત્રભારતી,' માઘને 'ઘંટામાઘ' અને ભવભૂતિને 'શ્રીકંઠ' ના બિરુદથી ઓળખાવાય છે તેમ હર્ષચરિતના ત્રીજા ઉચ્છ્વાસમાં કરેલા અશ્વના ઉત્કૃષ્ટ વર્ણનથી બાણને 'તુરંગબાણ' કહેવાય છે.

બાણની શૈલી, શબ્દસમૃદ્ધિ અને કાવ્યપ્રતિભાની અનેક કવિઓએ મુક્તકંઠે પ્રશંસા કરી છે. ધર્મદાસ 'વિદગ્ધ મુખમંડન'માં કહે છે:

रुचिरस्वरवर्णपदा रसभाववती जगन्मनो हरति ।
तत्किं तरुणी? नहि नहि वाणी बाणस्य मधुरशीलस्य ॥

સુંદર સ્વર અને વર્ણવાળી રસ અને ભાવથી ભરપૂર એ

જગન્મોહિની કોણ છે? શું એ કોઇ નવયૌવના છે? ના, ના. એ તો નૈસર્ગિક માધુર્યવંતી **બાણ**ની મોહક વાણી છે.'

અને રસિક કવિ **જયદેવ** તેની લાક્ષણિક ઢબે કહે છે:

'यस्याश्चौरश्चिकुरनिकरः कर्णपूरो मयूरः
भासो हासः कविकुलगुरुः कालिदासोविलासः।
हर्षो हर्षः हृदयवसति : पञ्चबाणस्तु बाणः
केषां नैषा कथय कविताकामिनी कौतुकाय ॥

જેની વેણી રૂપે **ચૌર** કવિ છે; કાનના અલંકાર રૂપે **મયૂર** કવિ છે, મંદ હાસ્યને સ્થાને **ભાસ** કવિ છે, કવિશિરોમણિ **કાલિદાસ** જેના વિલાસ રૂપ છે, **હર્ષ** કવિ જેના હર્ષ રૂપે છે પણ **બાણ** કવિ તો પંચબાણ–**કામદેવ**–ના રૂપે જેના હૃદયમાં રહેલો છે એવી કવિતા સુન્દરીના કામણથી કહો જોઇએ, કોને આકર્ષણ અને આનંદ ન જાગે?'

## સાક્ષરોની સ્પર્ધા

**બાણ**ભટ્ટનો બીજા પંડિતો સાથે સ્પર્ધા કરવાનો સ્વભાવ હતો. ડાબા હાથની સ્તુતિ કરીને **કાલિદાસ**ને ઉતારી પાડવાને તેણે કરેલો પ્રયત્ન આપણે આગળ જોઈ ગયા છીએ.

"રાત લગભગ પૂરી થવા આવી છે અને ચન્દ્ર જાણે ઝૂરતો હોય તેમ ઝાંખો પડતો જાય છે. આ બૂઝાતો દીપક જાણે ઉંઘનાં ઝોકાં ખાતો હોય તેમ કંપી રહ્યો છે. પ્રણયકલહમાં પતિ પગે પડે એટલે માનિની એ મનાઈ જવું ઘટે છે પણ તું તો હું પ્રણામ કરૂં છું તેથી ઉલટી કોપે છે. ખરેખર કઠણ સ્તનોના નિકટના સહવાસથી, હે સુંદર ભવાંવાળી સ્ત્રી, તારૂં હૃદય પણ કઠણ બની ગયું હોય તેમ લાગે છે." કવિ **બાણ** પાછલી રાતે તેની રીસાયલી પત્નીને મનાવવા મથી રહ્યો હતો.

"સુન્દર ભવાંવાળી ન જોઈ હોય તો? ભલા આદમી આ તો ચંડી છે ચંડી!" બહાર બારણે ઉભેલા **મયૂર** કવિએ પોતાની બ્હેનને વધારે મોંઘી થતી જોઇને પ્રસંગના ઔચિત્ય અને સુરૂચિનો વિચાર ન

કરતાં પુરુષસહજ પક્ષપાતથી વચમાં ટંકાર કરી.

**મયૂર**નો પરિચિત સ્વર સાંભળી **બાણ** અને તેની પત્ની બંને ચમકયાં. પરંતુ ભાઈ થઇને પોતાની છાની વાત છુપાઇને સાંભળી તો સાંભળી પણ ઉપરથી મર્યાદા તોડીને પોતાને ચંડી કહી તેથી છંછેડાયલી નાગણ માફક **બાણ**ની પત્નીએ પોતાની બધી રીસ તેના ભાઈ **મયૂર** ઉપર ઢોળી. તેણે બારીએ આવી નીચે ઉભેલા **મયૂર** ઉપર પાન ખાધેલા મોઢેથી થૂંકની પિચકારી મારી અને શાપ દીધો કે, “મારા આ થૂંકના સ્પર્શથી તને કોઢ નીકળજો.”

પતિવ્રતા બહેનનો બોલ સાચો પડ્યો. પસ્તાવો અને કોઢ લઇને **મયૂર** ઘેર પ્હોંચ્યો. કેટલાક **બાણ** અને **મયૂર**ને જમાઈ અને સસરા તરીકે ઓળખાવે છે. ગમે તેમ હોય, પણ બંને કવિઓ વચ્ચે વારંવાર સ્પર્ધા જામતી અને છતાં બંનેને એકબીજા વિના ચાલતું નહિ. આમ હોવાથી અર્ધી રાત્રે **મયૂર**ને કંઇક કાવ્ય કે કલ્પના સ્ફૂરતાં કવિસહજ ધૂનમાં ને ધૂનમાં તે **બાણ**ને બારણે કવખતે જઇ ચઢ્યો અને પરિણામે ઉપલો પ્રસંગ બન્યો.

કોઢના ડાઘ છુપાવવાને ખૂબીથી ખેસ ઓઢીને **મયૂર** **ભોજ**ની બ્રહ્મસભામાં ગયો. પણ તેને ભોંઠો પાડવાને **બાણે** મર્મમાં દ્વિઅર્થી આવકાર આપતાં ચાલાકીથી ચીપી ચીપીને કહ્યુંઃ ‘આવઉ વર કોઢી.’ અર્થાત્ (૧) આવઉ વરક ઉઢીઃ ઉપરણું ઓઢીને આવ્યા? અને (૨) આવઉ વર કોઢીઃ કોઢવાળા આવ્યા?

**મયૂર**ને **બાણ**નાં વચન બાણ જેવાં વાગ્યાં. તેને લાગ્યું કે **બાણે** આમ કટાક્ષ કરીને રાજાને રાત્રિનો પ્રસંગ સંકેતમાં સમજાવી દીધો. આથી તે એક પણ અક્ષર ન ઉચ્ચારતાં જેવો આવ્યો તેવો જ પાછો ઘેર ગયો અને ત્યાંથી ઘટતી તૈયારી કરી નગર બહાર **સૂર્ય**ના મંદિરે ગયો.

અહીં તેણે એક અગ્નિકુંડ રચાવ્યો અને તેને પડખે એક ઊંચો થાંભલો રોપાવી તેને સો શીકાં લટકાવ્યાં. હવે સ્થંભની ટોચે ચઢી પહેલા શીકામાં બે પગ મૂકી ઉભો રહીને તેણે **સૂર્યશતક**ની શરૂઆત કરી. એક શ્લોક પૂરો થતાં છરી વડે તે શાકાની દોરી કાપી

નાખી તેણે બીજા શીકાનો આધાર લીધો. તેણે આમ એકકેક શીકે એકકેક શ્લોક રચી સો શ્લોક વડે **સૂર્ય**ને સ્તુતિ દ્વારા પ્રસન્ન કરવાનો વિચાર કર્યો હતો. અને જો આ આરાધનાથી **સૂર્ય** તેનો કોઢ ન મટાડે તો છેવટે અગ્નિકુંડમાં પડી પોતાના પ્રાણની આહુતિ આપવાનો તેણે નિરધાર કર્યો હતો. પરંતુ છ શ્લોક પૂરા થતાં તેની અનન્ય ભક્તિ અને અડગ શ્રદ્ધાથી પ્રસન્ન થઇને **સૂર્ય**નારાયણે તેનો કોઢ મટાડી દીધો.[૧]

**મયૂરે** નીચે ઉતરી મંદિરમાં જઈ ભગવાન **ભાસ્કર**ના પ્રતિબિંબ સમક્ષ **સૂર્ય**શતક પૂરું કર્યું. અને યથાવિધિ પૂજન કરી તથા દાન આપી તેણે અનુષ્ઠાન સમાપ્ત કર્યું. સારાયે શહેરમાં તેના ભકિતભાવનાં ગુણગાન થઈ રહ્યાં.

**ભોજ** રાજાએ આ બધી વાત જાણી, બીજે દિવસે ભર સભામાં **મયૂર**ની ભક્તિની પ્રશંસા કરી. હવે **મયૂર**નો વારો આવ્યો. તેણે **બાણ** ભણી ઉન્નત શિરે સૂચક દૃષ્ટિ નાખી એટલે **બાણે** તેને તરત જ ટાણો માર્યો: "ઓહો એમાં તેં શી મોટી ધાડ મારી? એ તો **સૂર્ય**દેવનો પ્રતાપ છે. જો તારા સામર્થ્યનો ગર્વ કરતો હોય તો તે મિથ્યા છે."

"જો એમ દેવને પ્રસન્ન કરવાનું કામ બચ્ચાંના ખેલ જેવું હોય તો તું પણ એવો ચમત્કાર કરી દેખાડ જોઉં. એ તો દેવ નથી ફળતા પણ શ્રદ્ધા ફળે છે. માટે મહત્વ મારી શ્રદ્ધાનું છે." **મયૂરે**સામો પડકાર કર્યો.

અને **બાણે મયૂર**નું આહ્વાન ઉપાડી લીધું. **ભુવનેશ્વરી**ના મંદિરમાં જઇ પોતાના હાથ પગ કાપી નાખી તેણે **ચંડીશતક** રચવાનો આરંભ કર્યો. પણ દેવી તેને હાજરાહજુર હતાં તેથી પહેલા શ્લોકના છઠ્ઠા અક્ષરનો ઉચ્ચાર થતાં તો તેનાં કપાયલાં અંગો આપમેળે આખાં બની ગયાં. **બાણે ચંડીશતક** પૂરું કર્યું અને **ભોજે** તેની યાદગીરીમાં ત્યાં એક સુંદર **ચંડીમંદિર** બંધાવ્યું. **મયૂર** અને **બાણ**ની

---

૧ **જામનગર**ના સૂર્યગૃહ (સોલેરિયમ)ના સંચાલક ડૉ. **પ્રાણજીવન મહેતા** આ વાર્તા ઉપરથી સૂર્યનાં કિરણોમાં રહેલી રેડિયમ માફક દર્દો મટાડવાની શક્તિ પ્રત્યે આપણું ધ્યાન ખેંચે છે.

નિષ્ઠા અને શ્રદ્ધાથી રાજા અને પ્રજાના આશ્ચર્ય અને આનંદની સીમા ન રહી.

આ બે ચમત્કારો જોઇ પોતાનું પણ પરિબળ બતાવવાને જૈન આચાર્ય **માન**તુંગાચાર્યે પોતાના અવયવો લોખંડની બેંતાલીસ જંજીરોથી જકડી **ભ**કતામર સ્તોત્ર રચ્યું અને તેના અકેક શ્લોકે અકેક સાંકળ તોડી જીન દેવનો પરચો બતાવ્યો. **ભોજે** ત્રણેને હાથી ઉપર બેસાડી સ્વારી કાઢી અને ત્રણેનો ભારે શિરપાવ આપી આદર કર્યો.

**મયૂર**ને કોઢ નીકળવાનું કારણ કેટલાક જુદું બતાવે છે.

(૧) **મયૂર** અને **બાણ** સસરો જમાઈ હતા. પણ બન્ને સરખા વયના અને સમોવડીયા મિત્રો હતા. કવિસુલભ નિરંકુશ કલ્પનાવિહાર કરતાં એકવાર **મયૂરે** પોતાની પુત્રીની જ રતિક્રીડાનું કાવ્ય રચ્યું અને તેમાં **બાણ**ની પાકટ વયનો ઇશારો કર્યો જેથી સ્વાભાવિક રીતે પુત્રીએ દુભાઇને પિતાને શાપ આપ્યો.

(૨) ઘણાં વર્ષો બાદ વતનમાં પાછો આવેલો **મયૂર** પનઘટ ઉપર ન્હાવા આવેલી પોતાની પુત્રી-**બાણ**ની પત્નીને ઓળખી ન શક્યો. તેથી તેની બે હથેલીઓ વચ્ચે રાખેલી વેણીની શોભા જોઇ તેણે તેને કમળમાંથી નીકળતી ભમરાઓની હારની ઉપમા આપી તેના સ્નાન પછીના સૌન્દર્યનો શ્લોક રચ્યો. આમ કાવ્ય રચવાની ધૂનમાં તેણે સૌજન્યનો ભંગ કર્યો તેથી પિતાને પુત્રીએ શાપ આપ્યો.

( ૨ )

**બાણ** અને **મયૂર**ની સ્પર્ધાનો બીજો પણ એક સુંદર પ્રસંગ છે. એક વાર **ભોજ**રાજાએ બન્નેને પૃથ્વીનું વર્ણન કરવાની સૂચના કરી. પહેલાં **બાણ** બોલ્યો :

"आसीन्नाथ पितामही तव मही माता ततोनन्तरम्
सम्प्रत्येव हि साम्बुराशिरसना जाया जयोद्भूतये ।
पूर्णे वर्षशते भविष्यति पुन: सैषानवद्या स्नुषा
युक्तं नाम समस्तशास्त्रविदुषां लोकेश्वराणामिदम् ॥

રાજન્! આ પૃથ્વી પ્હેલાં તો આપની પિતામહી હતી, પછી માતા

બની. અત્યારે સમુદ્ર રૂપી કટીમેખલા ધારણ કરીને આપની પત્ની બની છે અને જય રૂપી પુત્રને જન્મ આપ્યો છે. સો વર્ષો બાદ આપનું આયુષ્ય પૂરૂં થયે તે ને તે જ આપની પુત્રવધૂ થશે. આપ જેવા સકલ શાસ્ત્રવિશારદ લોકેશ્વરો જે કંઈ કરો તે યોગ્ય જ હશે ને!" (અર્થાત્ આ પૃથ્વીના સ્વામી આપના દાદા હતા, પછી આપના પિતા માલીક બન્યા, અત્યારે આપ તેના ધણી છો અને આપની પછી આપના પુત્ર તેના પતિ થશે!)

**મયૂરે** શ્લેષયુકત (દ્વિઅર્થી શબ્દોવાળો) નીચેનો ચમત્કૃતિપૂર્ણ શ્લોક સંભળાવ્યો:

> "भूपालाः शशिभास्करान्वयभुवः के नाम नासादिता ।
> भर्तारं पुनरेकमेव हि भुवस्त्वां देव मन्यामहे ।
> येनाङ्गं परिमृश्य कुन्तलमथाकृष्य व्युदस्यायतम्
> चोलं प्राप्य च मध्यदेशमधुना काञ्च्यां करः पातितः ॥

મહારાજ! સૂર્ય અને ચંદ્રવંશી રાજાઓ તો અનેક થયા પણ તે સૌમાં સાચા પૃથ્વીપતિ તો એક આપ જ છો એમ અમે માનીએ છીએ. કારણ કે આપે તેના **અંગ** (અંગ દેશ)ને હાથમાં લઇ તેના **કુન્તલ** (૧ વાળ અને ૨ એ નામનો દેશ) ખેંચ્યા છે, તેનો **ચોલ** (ચોળી અને તે નામનો દેશ) છીનવી, મધ્યદેશ (કમર અને તે નામનો દેશ) સુધી પહોંચી તેની **કાંચી** (મેખલા અને તે નામનો દેશ) ઉપર હાથ નાખ્યો છે."

**મયૂરના** આવા અર્થસૂચક વર્ણનથી **ભોજ** અને **બ્રહ્મ**સભાએ પ્રસન્ન થઈ તેની પ્રતિભાની પ્રશંસા કરી. આથી **બાણ** છેડાઇ પડયો અને બંને વચ્ચે ટપાટપી જામી. આ શબ્દોની સાઠમારીને સીમા વટાવતી જોઈ રાજાએ બંનેને કાશ્મીર જઈ **ભા**રતી પાસે તેમનો ન્યાય તોળાવવાની સૂચના કરી. આ સાંભળી બંને કાશ્મીરને પંથે પડયા.

માર્ગમાં તેમણે પાંચસો બળદો ઉપર લાદેલાં પુસ્તકો જતાં જોયાં. તપાસ કરતાં જણાયું કે તે સૌ પ્રણવમંત્ર–ॐ–ઉપરની ટીકાના ગ્રંથો

હતા. આગળ જતાં વળી બીજા બસો બળદ ઉપર લાદેલાં બ્રહ્મની મીમાંસાનાં પુસ્તકો જતાં જોયાં. આ જોઇ બંનેનો શ્રેષ્ઠતા વિષેનો ગર્વ ગળી ગયો અને અક્ષરસામ્રાજ્ઞી **ભા**રતી પાસે ન્યાય કરાવવાનું માંડી વાળી પાછા **ધા**રાનગર જવાનું ઠરાવી બંને ધર્મશાળામાં જઈ સૂતા.

પરન્તુ **ભા**રતીને જ તેમની પરીક્ષા કરવાનું કુતૂહલ થયું અને તેથી મધરાતે આવીને તેમણે **મ**યૂરને જગાડ્યો અને ' शतचन्द्रं नभस्तलम् : એટલું પદ આવી પાદપૂર્તિ કરવા કહ્યું.

અર્ધી ઊંઘમાં જ **ભા**રતીને ચરણે નમી તરત જ **મ**યૂર બોલ્યો '

" दामोदरकराघातविह्वलीकृतचेतसा ।
दृष्टं चाणूरमल्लेन शतचन्द्रं नभस्तलम् ॥

લમણામાં કૃષ્ણની વજ્રમુષ્ટી વાગતાં માથું ભમી જવાથી **ચા**ણૂર મલ્લને આકાશમાં એકને બદલે સો ચન્દ્ર દેખાયા."

' આટલી શીઘ્રતા અને આવું કવિત્વ ! વાહ **મ**યૂર વાહ !' **ભા**રતીએ શાબાશી આપી.

હવે **બા**ણનો વારો આવ્યો. **ભા**રતીએ તેને પણ જગાડીને પેલી સમસ્યા પૂરી કરવા કહ્યું. પણ બરાબર જાગ્રત થઇ સ્હેજ મનમાં ગણગણીને પછી તે બોલ્યો :

" तस्यामुत्तुङ्गसौधाग्रविलोलवदनाम्बुजैः ।
विरराज विभावर्यां शतचन्द्रं नभस्तलम् ॥

ઉંચેરી અટારીએથી સુન્દરીવૃન્દ તેમનાં સોહામણાં વદન–કમળ નીચાં નમાવી કંઇક જોઈ રહ્યું'તું તેથી ઉંચે જોનારને ગગનપટમાં સામટા સો સો ચન્દ્ર રાત્રિને શોભાવતા હોય તેવો ભાસ થતો હતો."

**ભા**રતી પ્રસન્ન થયાં. તેમણે ન્યાય તોળ્યો : ' તમે બંન્ને સાચા કવિ છો; એટલું જ કે **મ**યૂર શીઘ્ર વધુ છે તો **બા**ણ રસિક વધુ છે.'

# શંકર–પાર્વતી સંવાદ

બાણના જીવન તેમજ કવન વિષે અને કાલિદાસના કેવળ કવન વિષે આજે જે માહીતી મળી શકે છે તેની સરખામણીમાં મયૂરના જીવન કે કવન વિષે લગભગ નહિ જેવી માહિતી જ માંડ મળી શકે છે. માત્ર મયૂર અને બાણ શ્રી હર્ષદેવની સભામાં સમવયસ્ક અને સમોવડિયા કવિઓ હતા અને બન્ને વચ્ચે સાળા–બનેવી કે સસરા જમાઇનો સંબંધ હતો. તેમ જ સરસાઇ માટે સ્પર્ધા ચાલતી હતી તેથી વિશેષ કંઈજ માહિતી મળતી નથી.

મયૂરની કૃતિઓમાં સૂર્યશતક મુખ્ય છે. તે શિવાય તેની કોઈ મોટી સળંગ કૃતિ જાણમાં નથી પણ તેની કેટલીક છૂટી છવાઇ પ્રાસાદિક પદ્યપંક્તિઓ પંડિતોમાં પ્રચલિત છે. આ છૂટક શ્લોકો મુખપરંપરાએ ચાલતા આવેલા હોવાથી તેના કર્તૃત્વ વિષે કોઈનું ધ્યાન ખેંચાતું નથી. અહીં આપણે તેની વાણીની એક વાનગી જોઇએ.

ઉમા-મહેશની અક્ષક્રીડા (પાસાની રમત) નો પ્રસંગ છે. પાર્વતી પડખે તેમની સખી વિજયા બેઠી છે. પ્રેક્ષક તરીકે સુરાસુર વર્ગ હાજર છે. દક્ષપુત્રી દેવી પાર્વતી મહેશની દક્ષતાથી વારંવાર મ્હાત થાય છે; તેથી મૂઝાઈને સખી વિજયાને કહે છે:

‘ विजये कुशलस्त्र्यक्षो न क्रीडितुमहमनेन सह शक्ता

અલી વિજયા, આ ત્ર્યક્ષ–ત્રિલોચન–રમતમાં ઘણા પાવરધા છે; તેમની સાથે રમવાનું મારૂં ગજું નથી.

ત્ર્યક્ષ=ત્રિ+અક્ષ (અક્ષ=૧ આંખ અને ૨ પાસા)નો ઉપલો સામાન્ય અર્થ ન લેતાં પાસાના અર્થમાં લઈ શંકરે જવાબ આપ્યો :

'विजये कुशलोऽस्मि, न तु त्र्यक्षः अक्षद्वयमिदं पाणौ

'હા, હું હોશિયાર તો છું પણ જો, વિજયા, મારા હાથમાં ત્રણ પાસા નથી પણ આ બેજ પાસા છે.'

શંકરના આ શબ્દછળને ન ગણકારી ગૌરી બોલ્યાં :

'किं मे दूरोदरेण ? મારે ને દુરોદર—પાસાના જુગારને શું લાગે વળગે?'

મહાદેવે દૂરોદરનો અર્થ દુર+ઉદર=દુંદાળા ગણેશ એવો કરી કહ્યું: 'प्रयातु यदि गणपतिर्न तेऽभिमतः । તને ન ગમે તો ગણપતિ ચાલ્યો જાય.'

આથી ગિરિજા ખીજાઈને બોલ્યાં: 'कः प्रद्वेष्टि विनायकम् ? વિનાયકનો દ્વેષ વળી કોણે કર્યો?'

અને વિનાયકનો અર્થ ગરુડ કરી કૈલાસપતિએ ચીડવવાનું ચાલુ રાખ્યું :' अहिलोकः किं न जानासि ? કેમ નથી જાણતી ? ગરુડનો દ્વેષ સર્પલોક કરે છે?'

આ વાચાળતાથી અકળાઈને પાર્વતીએ સ્ત્રીસહજ મેણું માર્યું :

'वसुरहितेन क्रीडा भवता सह कीदृशी; न जिह्रेषि ?'

'જાઓ, જાઓ, તમારા જેવા વસુ-ધન-વિનાના સાથે તે વળી જુગાર કેવો ? નિર્ધન થઈને રમવા બેસતાં શરમ નથી આવતી ? '

પણ શંભુએ તો આંખ આડા કાન કરી શબ્દરમત ચાલુ રાખી. ' વસુ ' શબ્દથી તે નામના દેવો ભણી આંગળી ચીંધી તે બોલ્યા:

' किं वसुभिर्नामातोऽभून् सुरासुरानेव पश्य पुरः ॥

' અરે વસુ નામના દેવો તો આ રહ્યા: સામે ઉભેલા સુરાસુરને જો તો ખરી ! '

એટલે પાર્વતીએ ચીડાઈને કહ્યું:

' चन्द्रग्रहणेन विना चास्मि रमे किं प्रवर्तयस्येवम् ।

તમેય ઉડાવો છોને ? લલાટે ચન્દ્રગ્રહણ ( ધારણ ) કરો તો તેના અજવાળે રમાય. તે વિના કેમ રમાય ? '

પણ **ચન્દ્રમૌલીએ** ગ્રહણ શબ્દને બીજા અર્થમાં લઈ ઉડાવ્યાં કર્યું :

'देव्यै यदि रुचितमिदं नन्दिन् आहूयतां राहुः ॥

અરે **નન્દી**, જા તો, ચન્દ્રગ્રહણ થાય તેવી દેવીની ઇચ્છા હોય તો **રાહુને** બોલાવી લાવ.'

**રાહુનું** નામ સાંભળી ચમકીને **પાર્વતી** બોલ્યાં :

'हा ! राहो सितदंष्ट्रे भयकृति निकटस्थिते रतिः कस्य ? ।

અરે ! એ ધોળી દાઢવાળો વિકરાળ **રાહુ** પાસે ઉભો હોય ત્યાં તે વળી કોને રમવું ગમે ?'

તરત જ हा राहो ( અરે રાહુ ) ને બદલે હાર अहो ( સર્પ રૂપી હાર ) કલ્પી **મહેશ** બોલી ઉઠયા :

'यदि नेच्छसि संत्यक्तः सम्प्रत्येवैष हाराहिः ॥

'ભલે, મારો સર્પ રૂપી હાર જો તને ન ગમતો હોય તો લે આ કાઢયો.'

**શંકરની** શબ્દજાળમાં **પાર્વતી** એવાં તો ગુંચવાઇ ગયાં કે જે શબ્દોનો દ્વિઅર્થ થાય તેવા જ શબ્દો તે ગફલતથી વચને વચને વાપરવા લાગ્યાં. આથી તેમણે કહ્યું :

'आरोपयसि मुधा किं नाहमभिज्ञा तवाङ्कस्य ।

શબ્દોમાં વ્યર્થ અર્થારોપ તે શીદ કરતા હશો ? તમારો અંક–આભરણ–તો મારા મનમાંયે ન હતું.'

અંકનો અર્થ ખોળો કરી **નટરાજે** પુરુષસહજ પ્રગલ્ભતાથી **પાર્વતીની** મીઠી મશ્કરી કરી : 'तप्तं व्यर्थं यदर्थं'

હાસ્તો, મારા ખોળાની તમને કયાંથી ખબર ? પતિ તરીકે મને મેળવવાને પેલી ઉગ્ર તપશ્ચર્યા કરી'તી તે તો અમસ્તી જ કરી હશે કેમ ?'

આખરે **પાર્વતી** થાકીને પસીનાથી રેબઝેબ થઈ ગયાં અને છેલ્લા કટાક્ષથી તેમના ગાલે શરમના શેરડા પડયા. સંવાદની સમાપ્તિ કરતાં

મયૂર પ્રાર્થે છે કે :

'आननमव्याद्भवान्याः ।

ભવાનીનું પ્રસ્વેદવાળું મુખ તમારી રક્ષા કરો.'

( ૨ )

શંકર–પાર્વતીના સંવાદનો કોઇ બીજા કવિએ રચેલો એક સુન્દર શ્લોક સાથે સાથે અહીં જોઈ લઇએ. પ્રસંગ એવો છે કે પાર્વતી બારણાં બંધ કરી ભવનમાં બેઠાં છે. બહારથી મહેશ આવે છે અને દ્વાર ખખડાવે છે. પાર્વતીએ પૂછ્યું 'कस्त्वं ? તમે કોણ છો ?'

'शूली હું ત્રિશૂળધારી છું' શંકરે ઓળખાણ આપી.

પરંતુ શૂલી શબ્દથી પેટમાં જેને ચૂંક આવતી હોય તે–એવો અર્થ લઈ પાર્વતીએ સલાહ આપી 'मृगय भिषजम् વૈદ પાસે જાઓ.'

આથી સદાશિવે બીજી એંધાણી આપી 'नीलकण्ठः प्रियेऽहम् પ્રિયા ! હું નીલકંઠ છું.'

મોર પણ નીલકંઠ કહેવાય છે તેથી ગૌરીએ ગમ્મત કરતાં કહ્યું: 'केकामेकां कुरु જો મોર હો તો કેકારવ 'ટેંહુક ટેંહુક' કરો.'

શંભુએ ત્રીજી નિશાની આપીઃ 'पशुपतिः હું પશુપતિ છું.'

પણ પોઠીયો યે પશુપતિ તો ગણાય છે એટલે ગિરિજાએ કહ્યું: 'नैव दृष्टे विषाणे પણ શિંગડાં તો દેખાતાં નથી.'

કંટાળીને કૈલાસનાથે કહ્યું: 'स्थाणुर्मुग्धे ઘેલી ! હું સ્થાણું છું.' સ્થાણુનો બીજો અર્થ ઝાડનું ઠુંઠું થાય છે તેથી પાર્વતીએ પજવણી ચાલુ રાખીઃ 'न वदति तरुः ઝાડ તે વળી બોલે ?'

છેવટે મહેશે પોતાનો પરિચય કરાવ્યો : 'जीवितेशः शिवायाः એ તો હું શિવા–પાર્વતી–નો પ્રાણનાથ છું.'

છતાંય પાર્વતીએ શિવાનો અર્થ શિયાળ કરી જાકારો દીધો: 'गच्छाटव्याम्–શિયાળવીના સ્વામી હો તો જંગલમાં જાઓ.'

કવિ સમાપ્તિ કરે છે ' इति हतवचः पातु वः चन्द्रचूडः ॥ આવી રીતે વિનોદવચન વડે હારેલા **સદાશિવ** તમારી રક્ષા કરો.'

कस्त्वं शूली मृगय भिषजं नीलकण्ठः प्रियेऽहम्
केकामेकां कुरु पशुपतिर्नैव दृष्टे विषाणे ।
स्थाणुर्मुग्धे न वदति तरुर्जीवितेशः शिवायाः
गच्छाटव्यामिति हतवचः पातु वश्चन्द्रचूडः ॥

આ બંને સંવાદોમાં ખરી ખૂબી શ્લેષ–દ્વિઅર્થી શબ્દો–ની છે. ફરક ફક્ત એટલોજ છે કે પહેલામાં **પાર્વતીને** શબ્દજાળ વડે **શંકર** હરાવે છે, જ્યારે બીજામાં વાક્પટુતાથી **વિશ્વનાથનો પાર્વતી** પરાભવ કરે છે.

**મયૂરના** વાણી સામર્થ્યની सूक्तिमुक्तावलि માં **રાજશેખર** સાક્ષી પૂરે છે કે:

' दर्पं कविभुजंगानां गता श्रवणगोचरम् ।
विषविद्येव मायूरी मायूरी वाङ्‌निकृन्तति ॥

'જેમ **માયૂરી**–વિષવિદ્યાના મંત્રો–કાને પડતાંજ સર્પનો દર્પ ગળી જાય છે તેમ **મયૂર** કવિની વાણી–**માયૂરી**–સાંભળતાં વેંત કવિ-ભુજંગોનો ગર્વ ગળી જાય છે.'

# ભીખથી ભૂંડુ કંઈ નથી

"વારંવાર માગ્યાં કરવાનું હોય તો મૂર્ખની જીભ પણ જડાઈ જાય તો પછી મારા જેવા વિદ્વાનની જીભ કેમ ઉપડે ? રાજાએ તો મને દાન દેવામાં કશી કચાશ રાખી નથી. અને હજીય માગું તો ના ન પાડે. પણ મારા હાથે જ પદ્મ છે એટલે ગમે તેટલું ધન મળે તો પણ લલાટે લખાયલી દરિદ્રતા ટળવાની નથી." બાણ તેની પત્નીને મધ્યરાત્રિએ સાંત્વન આપતો હતો. 'ન ચિંતની નિદ્રા અને સચિંતનું જાગરણ' તે આનું નામ. અંધાર પછેડો ઓઢી નગરચર્યા જોવા નીકળેલા ભોજને કાને બાણના આ શબ્દો પડયા અને તે થોભ્યો. રાત્રિની નિરવ શૂન્યતામાં ધીમેથી નીકળતા ઉદ્દગારો પણ રાજા બહાર સ્પષ્ટ સાંભળી શકતો હતો.

"સાંભળ, દુ:ખ અને દરિદ્રતા વચ્ચે ટકી રહેવાનો એક માત્ર ઉપાય ધીરજ છે. કહ્યું છે કે,

कुवस्त्रता शुभ्रतया विराजते । कुभोजनं चोष्णतया विराजते ।
कुरुपता शीलतया विराजते । दरिद्रता धीरतया विराजते ॥

ફાટેલાં કપડાં પણ સ્વચ્છ ધોયલાં હોય તો શોભા સચવાય છે; હલકું અન્ન પણ ગરમ હોય તો ખાવું ભાવે છે; રૂપ ન હોય પણ ચારિત્ર્ય શુદ્ધ હોય તો માણસ દીપી ઊઠે છે તેમ ધૈર્યથી દરિદ્રતા ઢંકાય છે. જો માણસ વિપત્તિમાં હીંમત ન રાખે તો પછી તેના દુ:ખનો આરો જ ન રહે. અને હીંમત હારે એટલે ન કરવાનું કરી બેસે. પછી તો પુનર્દરિદ્રી પુનરેવ પાપીના ચક્રમાં અટવાતાં અધોગતિની અવધિ આવી જાય. પણ ધૈર્યથી દુ:ખ સહન કરીએ તો પ્રભુકૃપાથી મોડી વહેલી દશા સુધરે. સુખ શું કે દુ:ખ શું કશુંય સદાકાળ ટકતું નથી," આટલું

કહી બાણ અટક્યો અને વિચારવમળમાં ડૂબી ગયો.

થોડી વારે તે બોલ્યોઃ "શિવ ! શિવ ! ઝેર પીવું અને માગવું એ બેમાં કયું સારું તે તો એક શંકર જ જાણે છે; કારણ કે તેઓ ભિક્ષાર્થી પણ છે અને હલાહલ પણ પી ગયા છે એટલે તેમની જીભને બંનેના સ્વાદની ખબર છે.

"નિર્ધનતા એ દરિદ્રનું લક્ષણ નથી પણ તેનું ખરું લક્ષણ તો ભીખ માગતા ફરવું તે– ભિખારીવેડા–છે. શિવજી પાસે સંપત્તિમાં ફક્ત લંગોટી સિવાય બીજું કંઈ નથી છતાં તે કશી યાચના કરતા નથી તેથી પરમેશ્વર કહેવાય છે અને અમારા જેવા પંડિતો દીનેશ્વર ભિખારી કહેવાય છે.

"યાચકના જેવું હલકું બીજું કોઇ નથી. આ સુભાષિત તેં સાંભળ્યું છે ?

तृणादपि लघुस्तूलस्तूलादपि हि याचकः ।
वायुना किं न नीतोऽसौ मामयं याचयिष्यति ॥

ઘાસ કરતાં રૂ હલકું છે પણ યાચક તો તેથીયે હલકો છે. છતાં વાયુ તેને ઉરાડી મૂકતો નથી કારણકે તેને ધાસ્તી છે કે રખેને તે મારી પાસે કંઈક માગી બેસશે !

"વળી કહ્યું છે કે,

सेवा सुखानां व्यसनं धनानाम्
याञ्चा गुरूणां कुनृपः प्रजानाम् ।
प्रणष्टशीलश्च सुतः कुलानाम्
मूलावघातः कठिनः कुठारः ॥

સેવા (નોકરી) કરવી એ સુખચેનના મૂળમાં કુહાડીનો ઘા મારવા જેવું છે. એ જ પ્રમાણે વ્યસન એ ધનના મૂળમાં, ભીખ માગવી એ ગૌરવના મૂળમાં, દુષ્ટ રાજા એ પ્રજાના મૂળમાં, અને દુરાચારી દિકરો એ કુટુંબના મૂળમાં કુહાડીના કઠોર ઘા સમાન છે.

"મેઘ જળ આપે છે તેથી સૌને વ્હાલો લાગે છે પરંતુ સૂર્ય

પોતાના કર (કિરણો રૂપી હાથ) જળનું શોષણ કરવા પ્રસારે છે તેથી સૌને સંતાપકારી લાગે છે.

"શું કરું? દારિદ્ર રૂપી અગ્નિને તો હું સંતોષ રૂપી જળ વડે શાન્ત કરું છું; પરંતુ આપણા જેવા ગૃહસ્થાશ્રમીને બારણેથી વૈશ્વદેવના વખતે અતિથિઓ ખાલી હાથે પાછા ફરે છે અને ગાયોને પણ પૂરતો ગોગ્રાસ મળતો નથી તેથી તેમને આશાભંગ થયેલાં જોઈ મારા હૈયામાં જે હોળી પ્રગટે છે તે શી રીતે શાન્ત થાય?" બ્રાહ્મણનાં આવાં વચનો સાંભળી તેની પત્ની શાન્ત થઈ.

ભોજરાજા પણ સવાર પડતાં જ [1] બ્રાહ્મણની આ ચિંતાનું નિવાર કરવાનો નિશ્ચય કરી આગળ ચાલ્યો અને તેણે વિચાર્યું:

"જે કાવ્યની રચનાથી તેના કવિનો આત્મા વ્યક્ત ન થાય તો તે શા અર્થનું? શત્રુને સમય આવ્યે હરાવી ન શકે તે સૈન્ય શા કામનું? અને ગરીબોની ભીડ ભાગવામાં કામ ન લાગે તે ધનનો પણ પછી શો ઉપયોગ?"[2]

---

१ मन्दायन्ते न खलु सुहृदाम्भ्युपेतार्थकृत्याः
માથે લે જે પ્રિયનું હિત તે ના ખરે ઢીલ ધારે

२ आपन्नार्तिप्रशमनफलाः संपदो ह्युत्तमानाम्।
દુખિયારાંનાં દુઃખ શમવવા સંપદો શ્રેષ્ઠની જ

# મહાકવિ માઘની મહત્તા

"સાંભળો, કેશવીજાતક પ્રમાણે બનાવેલી આ અષ્ટોત્તરી જન્મોત્તરી મુજબ તો આ બાળક સમર્થ વિદ્વાન અને તેવો જ દાનવીર થશે. આગલી વયમાં તો તે પૂર્ણ સુખસંપત્તિ ભોગવશે પણ પાછલી વયમાં ગ્રહો નબળા હોવાથી તેના દુઃખદારિદ્રનો પાર નહિ રહે અને પગના વ્યાધિથી તેનું મરણ થશે. છતાં છેવટ લગી તેના સ્વભાવની ઉદારતા અખંડિત રહેશે." જોશીએ **માઘનું** ભવિષ્ય ભાખ્યું.

પરંતુ **માઘના** પુરુષાર્થવાદી પિતાએ પાછલી વયમાં પુત્ર દુઃખી ન થાય તે માટે, જો કે જોષીએ તેનું આયુષ્ય ૬૦ વર્ષનું આંક્યું હતું છતાં, તેનું સો વર્ષનું આયુષ્ય ગણી તેના છત્રીસ હજાર દિવસની નિત્યની ખર્ચીના છત્રીસ હજાર હીરાના હાર અને બીજી અઢળક સંપત્તિ તેને મરતી વેળા વારસામાં આપી અને પોતાના મોભાની મર્યાદામાં રહીને ખર્ચ કરવાની શિખામણ આપી પ્રાણ છોડયો.

સદ્‌ભાગ્યે **માઘે** પોતાના પ્રથમ પંક્તિના મહાકાવ્ય **શિશુપાલવધમાં** પોતાનો પરિચય આપ્યો છે કે, તેના દાદા **સુભદ્રદેવ** શ્રી **વર્મલાત** રાજાના (ઇ.સ.૬૦૦થી૬૨૫) સેનાધિપતિ અને સર્વાધિકારી હતા. તેમનું વચન હમેશાં હિતકર અને સત્ય હોવાથી રાજા તે મુજબ વર્તતો. **સુભદ્રદેવને યુધિષ્ઠિર** જેવો ગુણગ્રાહી, ઉદાત્ત, ક્ષમાશીલ અને ધર્મપ્રાણ દત્તક નામે પુત્ર હતો તે **વર્મલાતના** પુત્ર **વ્યાઘ્રમુખનો** પ્રધાન થયો. (ઈ. સ, ૬૨૫ થી ૬૪૦) **દત્તક** લક્ષ્મી અને સરસ્વતીના વિરલ છતાં સુભગ સંગમ સ્વરૂપ હતો અને અનેકનો આશ્રયદાતા હતો. આવા પ્રતાપી પિતાને ત્યાં **માઘનો** જન્મ

થયો હતો. **વ્યાઘ્ર**મુખ રાજાએ પોતાના પ્રધાનના પંડિત પુત્રને સર્વપ્રકારે આશ્રય આપ્યો હતો.

સંસ્કૃત કવિઓમાં **માઘ**નું સ્થાન કેવું છે તે નીચેના એક જ શ્લોકથી સમજાશે:

उपमा कालिदासस्य भारवेरर्थगौरवम् ।
दण्डिनः पदलालित्यं माघे सन्ति त्रयो गुणाः ॥

ઉપમા તો **કા**લિદાસની જ, અર્થગૌરવ તો **ભા**રવીનું જ અને શબ્દલાલિત્ય તો કહે **દં**ડિનું; પણ **માઘ**માં તો એ ત્રણેય ગુણો છે.

**માઘ** પણ **ભોજ**ના જેવો જ વિદ્યાપ્રેમી અને વિદ્વાનોનો પોષક હતો. બંને વચ્ચે જાણે વિદ્યાપ્રેમ અને દાનધર્મની હરિફાઈ જામી હતી. **માઘ**નો આવો મહિમા સાંભળી તેનું આદર-આતિથ્ય કરવાની **ભોજ**ને ઉત્કંઠા જાગી. આથી તેણે વારંવાર રાજમંત્રીઓને મોકલીને **માઘ**ને અનેકવાર **ધા**રાનગર આવી જવાનાં આગ્રહભર્યાં આમંત્રણો પાઠવ્યાં. આખરે રાજાના નિમંત્રણને માન આપી ગુજરાત અને **માળ**-વાની સરહદ ઉપર આવેલા પોતાના વતન **શ્રી**માલ ( હાલના **ભિ**ન્ન-માલ ) થી **માઘ** **માળ**વે આવ્યો. **ભોજે** રાજવંશી ઠાઠથી તેનો ભાવભીનો સત્કાર કર્યો અને નિત્ય નૂતન સુખ સામગ્રી વડે તેની મનભર મહેમાનગીરી કરવામાં કોઈ વાતે કચાશ ન રહે તેવી કાળજી રાખવા લાગ્યો.

કોકીલકંઠી નર્તકીઓના નૃત્ય અને ગીતથી દિનચર્યાની શરુઆત થતી. સ્નાન સંધ્યાદિ નિત્યકર્મ આટોપી **માઘ** **બ્ર**હ્મસભાના પંડિતો સાથે કાવ્યરસાસ્વાદ માણતો. મધ્યાન્હે સ્વાદિષ્ટ અને રોચક વિવિધ પકવાનોની લિજ્જત માણતો. પાછલો પહોર રંગશાળામાં મલ્લોની કુસ્તી કે જંગલી જાનવરોની સાઠમારી જોવામાં અથવા રાજા સાથે મૃગયા કરવામાં કે ઉદ્યાનવિહારમાં ગાળતો અને વાળુથી પરવારી મોડી રાત સુધી નૃત્ય સંગીતની મહેફીલની મોજ ચાખતો.

પરંતુ આખરે આ બધા એશઆરામથી કંટાળી **માઘે** વિદાય માગી. રખેને તેને પોતાના અતિથ્યમાં કંઇ ઉણપ લાગી હોય એવી શંકાથી

**ભોજે** આમ ઉતાવળ કરવાનું કારણ પૂછ્યું અને રોકાઇ જવા આગ્રહ કર્યો. **માઘે** તેની પરોણાગતની પ્રશંસા કરી પણ **માળવાનો** શિયાળો પોતાનાથી સહન ન થવાથી તેણે સ્વગૃહે જવાની ઇચ્છા દર્શાવી અને પ્રસંગવશાત્ એક વાર ફરીથી પાછા આવવાનું વચન આપી વિદાય લીધી. રાજા નગરના દરવાજા સુધી તેને વળાવવા ગયો ત્યારે **માઘે** એકવાર પોતાને ત્યાં પધારવાનું તેની પાસેથી વચન માગી લીધું

**માઘનો** વૈભવ જોવાની ઇચ્છાથી બીજે શિયાળે **ભોજ** એક રાજાને છાજે તેવા રસાલા સાથે **શ્રી**માલપુર ગયો. **માઘે** રાજવંશી સત્કારને પણ ટક્કર મારે તેવા ભાવ અને ભપકાભેર **ભોજને** આવકાર આપ્યો. **માઘનું** મંદિર એટલું તો વિશાળ હતું કે **ભોજ** અને તેના રસાલાનો સમાવેશ તેના માત્ર એક ખૂણામાં જ પૂરી મોકળાશથી થઇ ગયો. આ ભવનની સઘળી ભૂમિ સવર્ણજડિત હતી અને ખંડોની દિવાલો મીના-કારીના અદ્ભુત નમૂના રૂપ હતી. **ભોજ** તો આ અનુપમ શોભા જોઇને છક્ક જ થઈ ગયો અને તેનો રાજવંશી વૈભવવિલાસનો ગર્વ જ ગળી ગયો.

સુગંધી અભ્યંગો સહિત સ્નાન કરી **ભોજ** પૂજામંડપમાં ગયો તો ત્યાંની ભૂમિ મૂલ્યવાન મણિ મરકતથી મઢેલી હોઈ જાણે શેવાળવાળું જળ ભર્યું હોય એવો તેને ભાસ થયો અને તેથી તેણે વસ્ત્રો ઊંચાં લીધાં; એટલે પરિચારકે ખરી પરિસ્થિતિ સમજાવી. પૂજાદિ પૂરાં કરી રાજા **માઘ** સાથે ચન્દ્રશાળામાં ગયો. ત્યાં અશ્રુતપૂર્વ ગ્રન્થો, તરેહ તરેહની પ્રાચીન શિલ્પકૃતિઓ અને બીજી હેરતભરી કલા કારીગીરીની ચીજો જોતાં વખત કેમ વીત્યો તેની તેને ખબરેય ન પડી. પાકશાળાની સજાવટ વળી ઓર હતી. ખાનપાનની, જોતાં વેંત મોંમાં પાણી છૂટે અને શું ખાઉં અને શું ન ખાઉં એવી રમ્ય મૂઝવણ થાય તેવી રૂપ, રંગ, સુગંધ અને સ્વાદથી આકર્ષતી અનેક અવનવી વાનીઓ, શિયાળામાં ન મળે તેવાં શાક અને ફળો અને વિવિધ વ્યંજનો જોઈ રાજા વિસ્મય પામ્યો. જમતી વેળા ટોળટપ્પા અને હાસ્યમજાક કરનાર વિદુષકો અને લહુઆઓની હાજરીથી રોજ કરતાં **ભોજે** વધુ ભોજન કર્યું.

વામકુક્ષી કરી **માઘ**ની વિદ્યાશાળામાં વિપ્રો, ગાયકો, કીસબીઓ અને ભાટચારણો વચ્ચે સાયંકાળ પર્યંત **ભોજે** આનંદ માણ્યો. રાત્રે નૃત્યસંગીતાદિથી મન પ્રફુલ્લ થતાં તે શયનાગારમાં ગયો. અહીંની રચના એવી તો અદ્દ્ભુત હતી કે શિયાળામાં ઉનાળાની ભ્રાન્તિ થતી હતી. આથી સફેદ બારીક વસ્ત્ર પહેરી શરીરે શીતલ ચંદનાદિ અંગ-રાગનું લેપન કરાવી પંખાના મંદ પવનથી રાજા એવો તો ઘસઘસાટ ઊંઘી ગયો કે છેક પ્રભાતે ભૈરવીના સૂર છેડાતાં શંખનાદ, શરણાઈ અને નોબતના નિનાદ વચ્ચે તે જાગી ઊઠયો. **માઘ** પણ પાસેના જ પર્યંકમાં સૂતો હતો અને આતિથ્યની દક્ષતામાં ખામી ન આવે તેનું ખાસ લક્ષ રાખતો હતો. **ભોજ**ને અહીંથી જવાનું મન જ ન થયું પણ નિરુપાયે રાજકાજને અંગે આભાર અને આશ્ચર્ય સહ તેને વિદાય લેવી પડી. રાજા **માઘ**ની આ મોંઘેરી મહેમાની મરણ પર્યંત ભૂલી ન શકયો.

* * *

कस्यैकान्तं सुखमुपगतं दुःखमकान्ततो वा
नीचैर्गच्छत्युपरिचदशा चक्रनेमिक्रमेण ॥

કોને લાધ્યાં અણગણ સુખો, દુઃખ વા એકલાં યે ?
નીચે ઊંચે ફરતી જ દશા ચક્રઆરાની જેમ.

सुखं हि दुःखान्यनुभूय शोभते ।
घनान्धकारेष्विव दीपदर्शनम् ।
सुखाच्च यो याति नरो दरिद्रतां
धृतःशरीरेण मृतः स जीवति ॥

**માઘ**ના ભાગ્યચક્રે પલટો ખાધો. જોષીએ ભાખેલું ભૂંડું ભવિષ્ય સાચું પડયું. પહેલું દુઃખ પછી સુખ આવે તો માનવી કૃતાર્થતા અનુ-ભવે છે; પણ લખલૂટ સંપત્તિમાં આળોટયા પછી આપત્તિના ઓળા ઉતરે છે ત્યારે તે સહેવા વસમા લાગે છે. પણ ભાવિને કોણ ટાળી શકયું છે ? ચંચળ લક્ષ્મી જોતજોતામાં ચાલી ગઈ. જ્યાં સુખ સાહ્યબી માણેલી ત્યાં અકિંચન અવસ્થામાં રહેવું **માઘ**ને ઝેર જેવું લાગ્યું. કહ્યું છે કે,

वरं वनं व्याघ्रगजेन्द्रसेवितम्
जलेन हीनं बहुकण्टकावृतम् ।
तृणानि शय्या परिधानवल्कलम्
न बन्धुमध्ये धनहीनजीवनम् ॥

નિર્ધન અવસ્થામાં સગાં સંબંધી વચ્ચે રહેવા કરતાં જ્યાં ઘાસની પથારી અને વલ્કલનાં વસ્ત્રો મળે એવા નિર્જળ અને કાંટાથી છવાયલા વાઘ અને હાથી આદિ જાનવરોની જમાતવાળા જંગલમાં જઇ રહેવું બહેતર છે.

આથી કોઈ ન જાણે તેમ **શ્રી**માલ છોડી **માઘ** તેની પતિવ્રતા સ્ત્રી સાથે **ધા**રાનગરમાં આવી વસ્યો. સાચા સ્નેહની કસોટી સંકટ સમયે જ થાય છે. તેની પત્ની તેને લગીરે ઓછું ન આવે તેમ અગાઉ કરતાં પણ અધિક સ્નેહથી તેની સાથે વર્તતી હતી અને તેથી **માઘ**ને સાન્ત્વન અને સંતોષ મળતાં હતાં.

ધારાનગરના આ ગુપ્તવાસ દરમ્યાન તેણે પોતાનાં મૂલ્યવાન પુસ્તકો ગીરે મૂકી પોતાના દોહ્યલા દિવસો વીતાવવા માંડયા. આવા કપરા કાળમાં પણ અનાયાસે આંગણે આવેલા યાચકને તે આશાભંગ ન કરતાં યથાશક્તિ આપી છૂટતો. પણ આખરે ગીરે મૂકવા જેવું કંઈ જ ન રહ્યું અને ઉલટું પગે સોજા આવવાથી તે ઘરમાંથી બહાર જતો બંધ થયો.

જ્યારે કંઈ જ ઉપાય ન રહ્યો ત્યારે પોતાનું પ્રાણથી પણ પ્યારૂં પુસ્તક **શિશુ**પાલવધ પોતાની પત્ની દ્વારા પાઠવી **ભોજ**ને તેના ઉપર ધન ધીરવાની વિનતિ કરી. **ભોજે** શલાકા મૂકતાં જે પાનું અનાયાસે ઉઘડયું તેમાં નીચેનો શ્લોક જોયો:

कुमुदवनमपश्री श्रीमदम्भोजषण्डम्
त्यजति मुदमुलूकः प्रीतिमांश्चक्रवाकः ।
उदयमहिमरश्मिर्याति शीतांशुरस्तम्
हतविधिनिहतानां ही विचित्रो विपाकः ॥

ચન્દ્ર આથમે છે ત્યારે સૂર્ય ઊગેછે અને તેથી કુમુદ ( પોયણી ) નું વન નિસ્તેજ થાય છે ત્યારે. કમળોની શોભા ખીલી ઊઠે છે. ઘુવડની

મજા મારી જાય છે ત્યારે ચકવાચકવી મિલનની મોજ માણે છે. અફ-સોસ! જેના ઉપર ભાગ્ય રૂઠે છે તેની ગતિ આમ વિચિત્ર અને વિપરીત બની જાયછે.

રાજાએ આ શ્લોકમાં **માઘ**ની વર્તમાન દુર્દશાનો ધ્વનિ સાંભળ્યો અને તે ખિન્ન થયો. તેણે વિચાર્યું; 'જેના એક શ્લોકમાં આટલો ચમત્કારિક અર્થ ઠાંસીને ભર્યો છે તે આખું પુસ્તક તો કેવુંયે હશે? તેના બદલામાં તો આખી પૃથ્વી આપીએ તોય ઓછી પડે. પણ હાલ તુરત તો છેલ્લા ચરણમાં હીં શબ્દ વડે જે અર્થઘનતા સાધી છે તે બદલ ત્રણ લાખ સોના મહોર ખાધાખર્ચ પૂરતી મોકલાવું અને કાલે સવારે હું જાતે જઈને મારા પંડિત મિત્રના સર્વે મનોરથ પૂરા કરીશ.'*

રાજાની આજ્ઞાથી રાજસેવકો પાસે સોના મહોરો ઉપડાવી **માઘ**પત્ની પાછી ફરી. પણ તેના પતિની ઉદારતાની આકરી કસોટી તો હજી હવે થવાની હતી. માર્ગમાં **માઘ**ની પત્નીને યાચકોનાં ટોળાં મળ્યાં. તેમણે **માઘ**ની દાનશીલતાનાં ગુણગાન કર્યાં. કવિપત્નીએ પોતાના સ્વભાવ મુજબ પોતાની પરિસ્થિતિનો ખ્યાલ ન કરતાં સઘળું ધન તેમને વહેંચી આપ્યું. અને ખાલી હાથે ઘેર જઈ **માઘ**ને બધી વાત કહી.

**માઘ**ના મુખ ઉપર સંતોષનું સ્મિત પથરાયું. પત્નીએ પોતાના દાનના વ્રત અને યશને અખંડ રાખ્યાં તેથી પરમ પ્રસન્નતા અનુભવતાં તે બોલ્યો: "ધન્ય છે! દેવી! તું મારી મૂર્તિમતી કીર્તિ છે. આપણી ચિંતા કરનારો વિશ્વંભર બેઠો છે. ભાગ્યમાં લખેલું ભોગવ્યા વિના તો છૂટકો નથી. બેશક, આપણે પુરુષાર્થ કરવો. પછી પરિણામે સુખ કે દુઃખ જે આવી પડે તે તટસ્થ ભાવે સહી લેવું એમાં જ ખરી માણસાઇ છે. ખરેખર! મારો આત્મા આ દાનથી લેશ પણ ન કચવાતાં ઉલટો ખૂશ થયો છે."

---

* न क्षुद्रोऽपि प्रथमसुकृतापेक्षया संश्रयाय
प्राप्ते मित्रे भवति विमुखः किं पुनर्यस्तथोच्चैः ?
સંભારીને પ્રથમ સુકૃતો મિત્ર આવ્યે નીચે કો
મહેમાનીથી વિમુખ ન બને; ઉચ્ચનું પૂછવું શું?

થોડી વાર શ્વાસ ખાવા થોભી તેણે આગળ ચલાવ્યું:

“ अर्था न सन्ति न च मुञ्चति मां दुराशा
त्यागे रतिं वहति दुर्ललितं मनो मे।
याञ्चा च लाघवकरी स्ववधे च पापम्
प्राणाः स्वयं व्रजत किं परिदेवनेन ॥

પાસે પૈસો નથી છતાં ખોટી આશા મને છોડતી નથી. દાન દેવાની ટેવ પડી છે તેથી મન માનતું નથી. માગવું અને મરવું બરાબર છે. અને આત્મહત્યા જેવું બીજું પાપ નથી. માટે હે પ્રાણો ! તમે જાતેજ ચાલ્યા જાઓને ! આમ વૃથા શોક કર્યે શું મળે તેમ છે ?”

એટલામાં બારણે એક યાચક આવ્યો અને પરિસ્થિતિ પામી જઈ તે બોલ્યો : “હે શરદના શુભ્ર મેઘ ! સૂર્યનાં કિરણોથી તપેલા પર્વતોને, દાવાનળથી બળતાં વનોને અને સુકાઈ ગયેલાં સેંકડો નદીનાળાંને તારા જળ વડે તૃપ્ત કરીને તું હવે ભલે ખાલી થઇ ગયો. એ જ તારી શોભા છે.”*

આ સાંભળી માઘે પોતાની વેદના ઠાલવી :

“ दारिद्र्यानलसंतापः शान्तः सन्तोषवारिणा ।
याचकाशाविघातान्तर्दाहः केनोपशाम्यति ॥

દરિદ્રતાનો દાવાનળ તો સંતોષ રૂપી જલથી શમાવ્યો પણ યાચકોની આશાના ભંગથી ઊઠતો અંતર્દાહ શાથી શાન્ત થાય ?

વળી, દુકાળમાં ભીખ પણ મળતી નથી તો આવી દુર્દશામાં કરજે ધીરે પણ કોણ ? પાછા જાતના બ્રાહ્મણ મૂઆ એટલે કોઇ દાસ તરીકે પણ ન રાખે. અન્નનો કોળીયો યે આપ્યા વિના સૂર્ય આથમે છે. હે ગૃહિણી ! કહે, હવે કયાં જઇએ અને શું કરીએ ? સાચે જ જીવનવિધિ ગહન છે.

મારા એક મિત્રે પોતાની સ્થિતિ વર્ણવતાં જે કહ્યું હતું : તે જ આજે મારા વિષે ખરું પડયું ? તેણે કહ્યું'તું કોઇ ભૂખ્યો વટેમાર્ગુ મારું ઘર પૂછતો કયાંકથી આવી ચઢયો. મેં પૂછ્યું ઘરમાં કંઇ ખાવાનું છે ? ગૃહિણીએ મોઢેથી તો છે કહ્યું; પણ આંખમાંથી ટપકતાં આંસુના અક્ષર વડે નથી એમ વગર બોલ્યે કહી દીધું.”

---

* याञ्चा मोघा वरमधिगुणे नाधमे लब्धकामा
યાચ્યું સારૂં અફળ ગુણીને હીનની લ્હાણથી યે

**માઘ**ની મનોવ્યથા વધતી ચાલી. તે કકળી ઊઠયો :

" व्रजत व्रजत प्राणा अर्थिनि व्यर्थतां गते ।
पश्चादपि हि गन्तव्यं क्व सार्थः पुनरीदृशः ॥

યાચક ખાલી હાથે પાછો ગયો માટે હે પ્રાણ હવે તો તમે પણ ચાલી નીકળો. પછી પણ જવું તો પડશે જ તો આવો સાથ ફરી કયાં મળશે?" અને આ ઉચ્ચારતાની સાથે મધરાતે **માઘ**નું પ્રાણ પંખેરૂ ઊડી ગયું.

**માઘ**ની પત્નીએ હૈયાફાટ વિલાપ કરતાં કહ્યું : "જે **માઘ** પંડિતને બારણે દાસની પેઠે મોટા મહીપતિઓ ખડા રહેતા હતા તેમના મૃત્યુ ટાણે તેમની સેવામાં એક માત્ર તેમની પત્ની જ પાસે રહી છે!"

સવારે **માઘ**ના મરણના સવિસ્તર સમાચાર સાંભળી **ભોજ** મૂર્છા પામ્યો અને પોતાના બાળસ્નેહીની ભાળ ન કાઢી શકયો તે બદલ પસ્તાવા લાગ્યો. પછી સૌ રાજપુરુષો અને નગરજનો સાથે ઉઘાડે પગે તે **માઘ**ને ઘેર ગયો. **માઘ**ની સ્ત્રીને આશ્વાસન આપતાં તેણે કહ્યું : "મિત્ર તરીકે કવિની સઘળી ઉત્તરક્રિયા હું કરાવીશ. તમારે તેની ચિન્તા કરવી નહિ. **માઘ**પત્નીએ સતી થવાનો આગ્રહ કર્યો. પરમ પાવની **નર્મદા**ના તીરે ચંદન કાષ્ટની ચિતા ખડકાવી **ભોજે** બ્રાહ્મણો પાસે યથાવિધિ બંનેને અગ્નિસંસ્કાર કરાવ્યો અને પુત્રવત્ તેના પિત્રાઇને હાથે સાંગોપાંગ ઉત્તરક્રિયા કરાવી અઢળક ધન દાનમાં દીધું.

**શ્રી**માલમાં વસતા માઘના જ્ઞાતિજનો તથા એકવારના તેના આશ્રિત બ્રાહ્મણો હોવા છતાં **માઘ**ની આવી માઠી દશા થઇ તેથી તેમની નિષ્ઠુરતાના સ્મારક તરીકે લોકોએ ત્યારથી તેનું નામ **ભિન્ન**માલ ( **ભિન્ન** માલવ ) પાડ્યું જે હજી પણ મોજુદ છે.

ધન્ય છે મરણ પર્યંત પણ પોતાની દાનવીરતા ન ત્યજનાર **માઘ** પંડિતને !

उदये सविता रक्तो रक्तश्चास्तमने तथा ।
संपत्तौ च विपत्तौ च महतामेकरुपता ॥

ઊગે કે આથમે ભાનુ લાલિમા સરખી ઝગે;
સંપત્તિ ને વિપત્તિમાં મહત્તા મર્દ ના ત્યજે.

# કવિ ધનપાલ

"મુનિવર, મારા ઘરમાં મારા પૂર્વજોએ ક્યાંક ધન દાટેલું છે. આપ તો સર્વજ્ઞ છો. મને એટલું ન બતાવી દો કે તે ક્યાં છે?" બ્રાહ્મણ સર્વદેવે ઉજ્જૈનમાં વિહાર કરવા આવેલા જૈન સાધુ વર્ધમાન સૂરીને એક દિવસ તક સાધી એકાંતમાં વિનંતિ કરી.

"ઓ હો! એમાં શી મોટી વાત છે! મારા યોગબળથી હું તને એ જગા તો બતાવી દઉં. પણ તેથી મને શો લાભ? મને તેમાંથી અર્ધો હિસ્સો આપીશ?" સાધુએ શરત મૂકી.

સર્વદેવે શરત સ્વીકારી લીધી અને યતિએ બતાવેલા સ્થાનેથી અઢળક ધન ખોદી કાઢ્યું. પોતાના વચન મુજબ બ્રાહ્મણે તેમાંથી અધું ધન સૂરીજીને આપ્યું. પણ તેમણે તે ન લીધું અને તેને બદલે તેના બે પુત્રોમાંથી એકની માગણી કરી.

તેના મોટા પુત્ર ધનપાલે મુનિનું શિષ્યત્વ સ્વીકારવા ના પાડી અને નાના પુત્ર શોભન ઉપર સર્વદેવને વધુ વ્હાલ હતું તેથી તેને સાધુને સોંપતાં તેનો જીવન ચાલ્યો. આમ પોતાનું વચન ન પાળી શકવાથી તેના પ્રાયશ્ચિત્ત રૂપે બ્રાહ્મણે તીર્થયાત્રા કરવા જવાનો વિચાર કર્યો. પણ નાના શોભનને પિતાનું વચન જાય તે ન ગમ્યું અને તેથી બાપના બોલ ખાતર તે સ્વેચ્છાએ સાધુને શરણે ગયો.

વયના વધવા સાથે ધનપાલે એક વિદ્વાન તરીકે ભોજની સભામાં સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી. પોતાના નાના ભાઈને જૈન સાધુનું શરણ લેવું પડ્યું હતું તેનો ડંખ તે ભૂલ્યો ન હતો. તેણે રાજાને સમજાવી બાર વર્ષો સુધી ધારાનગરમાં જૈનો સામે પ્રવેશબંધી કરાવી. પણ આખરે

તેનો ભાઇ **શોભન** દેવ જ જાતે ગુરુ પાસે ભણી ગણીને **ધારા**માં આવ્યો અને **ધનપાલ**ને વાદવિવાદમાં જીતી તેને જૈનમતનો અનુયાયી બનાવ્યો. પછી તો ધનપાલ પોતે રાજાને જીવહિંસા ન કરવાને પ્રસંગોપાત ટકોર કરવા લાગ્યો.

એક વાર રાજા **ભોજ** શિકાર કરવા ગયો ગયો હતો. સાથે **ધનપાલ** પણ હતો. રાજાએ તેને પૂછ્યું: "કહો, કવિ! મને આવતો જોઈને આ હરણો કેમ ઊંચુ જોઈને કૂદે છે અને સુવરો જમીન ખોદવા માંડે છે?"

"રાજન્! તમારા બાણોથી ડરીને તેઓ પોતપોતાના આદિપુરુષનું શરણું શોધે છે. ચંદ્રમાં મૃગનું ચિહ્ન છે તેથી હરણ તેની ઓથ યાચે છે અને પાતાળમાંથી પૃથ્વીને ઉપર લાવનાર આદિવરાહનો આશ્રય મેળવવાને સુવર ધરતી ખોદે છે." **ધનપાલે** ખુલાસો કર્યો.

એટલામાં રાજાએ એક હરણ ઉપર તીર ચલાવ્યું અને **ધનપાલ**ને તેનું વર્ણન કરવા કહ્યું. **ધનપાલ** જેવા જીવદયાના ઉપાસકથી આ જોયું ન ગયું.

"નિર્દોષને હણનાર જાલીમને ધિક્કાર છે! અફસોસ! નિર્બળોને આમ નિરંકુશપણે બળવાનો રંજાડતા ફરે તેના જેવી અરાજકતા અને અનીતિ બીજી કઇ હોઈ શકે? શત્રુ પણ જો મોઢામાં તરણું લે છે તો વીર પુરુષો તેને જીવતો જવા દે છે; તો પછી આ પશુઓ કે જે બિચારાં હંમેશાં તૃણ ખાઇને રહે છે તેમને તો કેમ જ મરાય?" કવિએ પોતાનો પુણ્યપ્રકોપ પ્રગટ કર્યો.

**ધનપાલ**નો આવો સૂચક ઉત્તર સાંભળી ત્યારથી રાજાએ મૃગયા કરવાનું મૂકી દીધું. પાછો વળતાં માર્ગમાં યજ્ઞમંડપના સ્તંભ સાથે બાંધેલી બેં બેં કરતી એક બકરી તેમની નજરે પડી. રાજાએ **ધનપાલ**ને આ બકરીની ચીસોનો અર્થ સમજાવવા કહ્યું. કવિને તો એટલું જ જોઇતું હતું. તેણે તરત જવાબ આપ્યો:

"नाहं स्वर्गफलोपभोगतृषितो नाभ्यर्थितस्त्वं मया ।
सन्तुष्टस्तृणभक्षणेन सततं साधो ! न युक्तं तव ॥

स्वर्गं यान्ति यदि त्वया विनिहिता यज्ञे ध्रुवं प्राणिनो ।
यज्ञं किं न करोषि मातृपितृभिः पुत्रैस्तथा बान्धवैः ॥

"નથી તો મને સ્વર્ગના સુખની ઇચ્છા, કે નથી તો મેં તે માટે તને વિનંતિ કરી. હું તો સદા ઘાસ ખાઇને ગુજારો કરવામાં સંતોષ માનું છું છતાં, હે ભલા આદમી! તું મારો વધ કરે છે એ તને ઘટતું નથી. જો યજ્ઞમાં તું જે પ્રાણીઓની હિંસા કરે છે તે ખરેખર સ્વર્ગમાં જ જતાં હોય તો તારાં માબાપ, સંતાનો અને સંબંધીઓને જ મારીને યજ્ઞ કેમ નથી કરતો?"

"यूपं कृत्वा पशून्हत्वा कृत्वा रुधिरकर्दमम् !
यद्येवं गम्यते स्वर्गे, नरकं केन गम्यते ? ॥

"ખીલો ખોડી, પશુઓને હણી, લોહીનો કીચડ કરીને જો સ્વર્ગે જવાતું હોય તો પછી શું કરવાથી નરકમાં જવાય?

"સાચું પૂછો તો—

"सत्यं यूपं तपो ह्यग्निः कर्माणि समिधो मम ।
अहिंसामाहुतिं दद्यादेवं यज्ञः सतां मत : ॥

"યજ્ઞમાં બલિ આપવાના પશુને બાંધવાનો ખરો ખીલો તો સત્ય છે; તપશ્ચર્યા એ જ અગ્નિ છે; આપણાં કર્મો એ જ હોમવાનાં સમિધ છે અને અહિંસાના પાલન રૂપી આહુતિ આપી જીવન ગાળવું એને જ સંતોએ સાચો યજ્ઞ કહ્યો છે."

ધનપાલની આ વાણી સાંભળી રાજા ત્યાંથી દયાર્દ્ર ચિત્તે મહેલે ગયો.

આ કવિએ પોતાની પુત્રીના નામ ઉપરથી 'તિલકમંજરી' નામે એક ગ્રન્થ રચ્યો છે. તેમાં આવેલાં જૈન પાત્રો અને તીર્થોને બદલે ભોજે પોતાનું નામ અને અવન્તી તથા મહાકાલ વગેરે સ્થાનોનાં નામ મૂકવાનું કવિને કહ્યું. પણ તેણે ના પાડી. આથી રોષે ભરાઇ રાજાએ તેનો ગ્રંથ બાળી નંખાવ્યો. વૃદ્ધવસ્થાને લીધે કવિ તે ફરી લખી શકે તેમ ન હતું પણ તેની પુત્રીએ પોતાની તીવ્ર યાદશકિતને આધારે તે ફરી લખાવ્યો. જો કે તે જૈન સિદ્ધાન્તોને માનતો હતો પણ આ ગ્રંથને અંતે પોતાનું નામ જોડતાં પોતાને 'વિપ્ર ધનપાલ' તરીકે ઓળખાવી તેણે પોતાનું બ્રાહ્મણત્વ પ્રગટ કર્યું છે.

# ત્રણ સરસ્વતીકુટુમ્બો

વિદ્વાનોને આશ્રય આપનાર તરીકે ભોજની ખ્યાતિ પ્રસરતી ગઈ તેમ તેમ દૂર દેશાવરથી પંડિતોની પ્રવાહધારા ધારાનગર ભણી એકધારી વહેવા લાગી. નગરમાં વધુ વસ્તીનો સમાવેશ કરવો મુશ્કેલ થતો જવાથી રાજાએ નવા આગંતુકોની તરેહવાર કસોટી કરવાનું ઠરાવ્યું. પણ વિદ્વત્તાની કદર વતન કરતાં વિદેશમાં વધુ સારી થવાથી સરસ્વતીના ઉપાસકોની સ્વારી અસ્ખલિત રીતે અહીં આવ્યાં કરતી હતી.

( ૧ )

ઉત્તર હિંદની કર્ણાવતી નગરીથી વૃદ્ધ પતિપત્ની અને તેમનાં પુત્ર તથા પુત્રવધૂ મળી ચાર જણનું એક સરસ્વતીકુટુમ્બ આશ્રયની આશાએ ધારાનગરના દરવાજે આવી ચઢ્યું હતું. તેમણે એક ગોવાળ દ્વારા રાજાને પોતાના આગમનનો હેતુ જણાવ્યો. રાજાએ તેમની પરીક્ષા કરવાને પાંચ શેર દૂધથી છલોછલ ભરેલો લોટો પોતાના પરિજન સાથે તેમના મુકામ ઉપર મોકલ્યો. પણ પેલું કુટુમ્બ તરત જ રાજાનો સંકેત સમજી ગયું કે 'મારું નગર વસ્તીથી ખીચોખીચ ભરાઈ ગયું છે તેથી તમારો સમાવેશ શી રીતે કરવો ?' આથી કુટુંબના વડીલે પેલા પરિજનના દેખતાં ચપટી ચપટી કરી દૂધમાં આશરે સવાશેર ખાંડ સમાવી લોટો રાજાને પાછો મોકલી આપ્યો. પરિજન પાસેથી બધી બાતમી મેળવી રાજા સમજી ગયો કે આ કુટુમ્બ મારી પ્રજા સાથે દૂધમાં સાકર ભળે તેમ હળીમળીને રહેવા રાજી છે.

આ પ્રસંગથી તેમના ચાતુર્યની ભોજને ખાત્રી તો થઈ છતાં જાત

માહિતી મેળવવા વેષ બદલી તે તેમના ઉતારે પ્હોંચ્યો. અહીં તેને ખબર મળી કે બાપ અને દિકરો પાસેના તળાવ ઉપર સંધ્યા કરવા ગયા છે. રાજા ત્યાં ગયો અને પેલો પુત્ર જુએ તેમ અંજલિ ભરીને આચમન કર્યું. પણ ભોજની રાજવંશી મુખમુદ્રા ઉપરથી તેને ઓળખી જઇ પેલા યુવાને તેણે કરેલા આચમનનો સંકેત સમજી લીધો અને જવાબમાં જમીન ઉપરથી એક ઝીણી કાંકરી લઇ પાણીમાં નાખી. અંજલિ વડે રાજાએ સૂચવ્યું હતું કે '**અગસ્ત્ય** મુનિ એક અંજલિમાં આખો સમુદ્ર પી ગયા હતા માટે જો તું તેનો ખરો વંશજ હોય તો આટલી તલાવડી તો પી જા.' જવાબમાં કાંકરી વડે યુવાને સૂચવ્યું કે '**રામ**-ચન્દ્રજીએ સમુદ્ર ઉપર પથ્થરનો તરતો પૂલ બનાવ્યો હતો માટે તેના વંશજ તરીકે તમે આટલી કાંકરી તો આ તળાવડીમાં તરતી મૂકો.' રાજા તેરી બી ચૂપ ઔર મેરી બી ચૂપ કરી ચાલ્યો ગયો.

રાત્રે તેમની પાકી પરીક્ષા કરવાના હેતુથી નગરનાં દ્વાર બંધ થયાં એટલે કઠીયારાનો વેષ લઈ રાજા તેમની પાસે આવ્યો અને ત્યાં રાતવાસો બાજુમાં પડી રહેવાની રજા માગી. વૃદ્ધ વડીલે વસ્તી વધશે માની તેને હા પાડી. રાતમાં પોતાનો સરસામાન કોઈ ચોરી ન જાય તે માટે ચારે જણે અકેક પહોર જાગતા રહી ચોકી કરવાનું ઠરાવ્યું.

પહેલો વારો વૃધ્ધે લીધો અને બાકીનાં ત્રણ ઊંઘી ગયાં. થોડી-વારે પેલા વેષધારી કઠીયારાએ વૃદ્ધને પૂછ્યું.

'असारे खलु संसारे सारमेतत् त्रयं स्मृतम् ।

આ અસાર સંસારમાં સાર રૂપ માત્ર ત્રણ વાનાં છે. કયાં કયાં કહેશો?'

'काश्यां वासः सतां सेवा मुरारेः स्मरणं तथा ॥

**કાશીમાં** નિવાસ, સંતોની સેવા અને **હરિનું** સ્મરણ' વૃધ્ધે ઉત્તર આપ્યો.

બીજે પહોરે વૃદ્ધ સૂતો અને તેની પત્ની ઊઠી એટલે થોડી વારે રાજાએ પ્રશ્ન કર્યો: 'असारे खलु संसारे सारमेतद् द्वयं स्मृतम् ।

આ અસાર સંસારમાં સાર જેવી બે જ વસ્તુઓ છે; કહો જોઈએ કઈ કઈ?'

'કેમ? कंसारः शर्करायुक्तः कंसारिचरणद्वयम् ॥

'સાકર ભેળવેલો કંસાર અને કંસનું કાસળ કાઢનાર **શ્રી**કૃષ્ણનાં ચરણકમળ.' વૃદ્ધાએ જવાબ આપ્યો.

ત્રીજે પહોરે માને સુવાડી પુત્ર ઊઠયો. તક સાધી રાજાએ તેને પૂછયું :

'असारे खलु संसारे सारं श्वसुरमन्दिरम् ।

'આ અસાર સંસારમાં શું સસરાને ત્યાં રહેવામાં જ સાર છે?'

હાસ્તો! हरो हिमालये शेते हरिः शेते पयोनिधौ ।

તેથી તો **શં**કર **હિ**માલય ઉપર કૈલાસમાં અને **વિ**ષ્ણુ **લ**ક્ષ્મીજીના પિતા સમુદ્ર ઉપર જ પડ્યા પાથર્યા રહે છે." યુવાને યૌવનસહજ ઉત્તર આપ્યો. છેલ્લો વારો પુત્રવધૂનો આવ્યો. રાજાએ લાગ જોઈ સવાલ પૂછયો :

'असारे खलु संसारे सारं सारंगलोचना ।

આ ફાની દુનિયામાં શું એક મૃગનયની માનુની જ સાર રૂપ છે?'

ચતુર યુવતી સમજી ગઈ કે નક્કી, આ પૂછનાર કઠીયારો નથી પણ ગુપ્ત વેશે આવેલો રસિયો રાજા **ભોજ** છે. અને તેણે તેને મોં માગે તેવો ઉત્તર આપ્યોઃ

'यस्याः कुक्षौ समुत्पन्नाः भोजराज! भवादृशाः ॥

'જરૂર! ત્યારે તો, હે **ભો**જરાજા! આપના જેવાં રત્નો તેની કૂખેથી પેદા થયાં છે.'

રાજા ચારે જણના યથોચિત ઉત્તરથી રાજી થયો અને સવારે શહેરના દરવાજા ખૂલતાં ધામધૂમથી મોટી સ્વારી કાઢી આ **સ**રસ્વતીકુટુમ્બનો સત્કાર કર્યો અને તેમને નગરમાં સ્થાન આપી ઘટતું વર્ષાસન બાંધી આપ્યું.

(૨)

એવો પણ સમય હતો કે જ્યારે **કાશ્મીર સરસ્વતી**નું ધામ લેખાતું અને તેથી તો **સરસ્વતી**ને **કાશ્મીરમુખમંડની** કહેતા. આવી ભૂમિમાંથી વખાનું માર્યું એક **સરસ્વતીકુટુમ્બ ધારાનગર**માં આવી ભાડે ઘર લઇ રહેતું હતું. **ભોજ** નવાં આવનારાંઓની ખબર કાઢતો હતો. આ **સરસ્વતી** કુટુંબનાં શીલ અને સંસ્કારની સુવાસ ધીરે ધીરે શહેરમાં પ્રસરતી જતી હતી. આથી દંડધરે રાજાને તેમના આગમનની ખબર આપી: 'મહારાજ! આ કુટુંબમાં મા અને બાપ તથા પુત્ર અને પુત્રવધૂ તો પંડિત છે પણ એક કાણી દાસી છે તે પણ બડી ચતુર છે. ઉપરાંત એક રૂપાળી કન્યા છે તેના વિષે કશી માહીતી મળી નથી.'

રાત્રિના પહેલા પહોરે રાજા વેષ પલટી આ કુટુમ્બના ચાતુર્યની પરીક્ષા કરવાને તેમને બારણે જઇ ઉભો અને બોલ્યો: "હું એક ઘણે દૂરથી આવેલો પ્રવાસી છું. અહીંનો અજાણ્યો છું ને રાત્રિ પડી ગઇ છે. તો મને રાતવાસો આશ્રય આપશો?"

"ભાઇ મુસાફર! અમે સૂતકી છીએ એટલે ઉતારો શી રીતે આપીએ!" દાસીએ બહાર આવી જવાબ આપ્યો.

"શું જન્મ્યું છે? પુત્ર કે પુત્રી?" પંથીએ પૂછપરછ કરી.

"તે તમારે બધું જાણીને શુ કરવું છે? અહીં તો દારિદ્ર રૂપી પુત્રનો પ્રસવ થયો છે." દાસીએ ચોખવટ કરી.

દાસીના આવા અલંકારિક ઉત્તરથી રાજાને કુટુમ્બનાં બીજાં માણેસોની ચતુરાઈ પારખવાની ઉત્કંઠા જાગી. ઘરના વૃદ્ધ વડીલે અતિથિની આર્જવતા ભરી માગણી સાંભળી તેને અંદર લાવવા દાસીને આજ્ઞા કરી. ઘરમાં પેસતાંજ ત્યાંની વ્યવસ્થા અને વ્યવહારની સુઘડતા જોઇ રાજા પ્રસન્ન થયો અને તેણે પોતાની ઓળખાણ આપી અત્યારે આવવાનો હેતુ પણ પ્રકટ કર્યો. પછી સૌ સ્વસ્થ બની ગોઠવાયાં એટલે રાજાએ 'असारात्सारमुद्धरेत् સાર લેવો અસારથી' એવું પદ આપી વૃધ્ધને સમસ્યા પૂર્તિ કરવા કહ્યું. વૃધ્ધે તરતજ ઉત્તર આપ્યો:

"दानं वित्तादृतं वाचः कीर्तिधर्मौ तथायुषः ।
परोपकरणं कायादसारात्सारमुद्धरेत् ॥

દાનથી દ્રવ્યનો સાર, વાણીનો સાર સત્યથી,
કીર્તિને ધર્મ સાધીને સાર આયુષ્યનો લઈ;
પરાર્થે દેહનો સાર એમ લેવો અસારથી."

પછી ભોજે 'हिमालयो नाम नगाधिराजः' અને 'चकार येना विरहातुराङ्गी' એમ બીજું અને ત્રીજું ચરણ આપી વૃદ્ધના પુત્રને આખો શ્લોક પૂરો કરવા સૂચવ્યું. જવાબમાં યુવાન બોલ્યો :

'तवप्रतापज्वलनाज्जगाल हिमालयो नाम नगाधिराजः ।
चकार मेना विरहातुराङ्गी प्रवालशय्याशरणं शरीरम् ॥

તારા પ્રતાપે પીગળંત પેખી સ્વામી નગાધિપતિ હિમવાનને
વિયોગભીતિથી પ્રવાલપર્ણે મેના વીંટે તાપ નિવારવાને."

આ સાંભળી રાજા આશ્ચર્ય પામ્યો અને હવે વૃદ્ધ માજીને તેણે પાદપૂર્તિ કરવા એક ચરણ આપ્યું : 'કોને પાઉં દૂધ?'

માતાએ તત્કાળ સમસ્યા પૂરી કરી :

રાવણ જ્યારે જનમિયો : એક દેહ દશ મુખ;
જનની મનમાં ચિંતવે : કોને પાઉં દૂધ?"

છેલ્લે રાજાએ 'લટકું કોને કંઠ?' એટલું ચરણ આપી પુત્ર-વધૂને પાદપૂર્તિ કરવા કહ્યું. એટલે તેણે ઉત્તર આપ્યો:

"ક્રોધ કરી કાઢી મૂકયો વિરહાતુર મેં કંથ;
સખિ હવે મૂઝાઉં છું: લટકું કોને કંઠ?"

ઊઠતાં ઊઠતાં રાજાની નજર પેલી રૂપવતી કન્યા ઉપર પડી પણ તે તો શરમાઈને અંદર ચાલી ગઈ. તેના નયન બાણથી ઘાયલ થયેલો રાજા સૌને યથાયોગ્ય ઉપહાર આપી મહેલે પાછો વળ્યો. પણ રહી રહીને પેલી કન્યાનું કામણગારું મુખ તેની નજર સામે તરવા લાગ્યું અને તેની વિહ્વળતા વધારવા લાગ્યું. ચન્દ્રનાં શીતળ કીરણોથી આ વિરહ વ્યથામાં ઘી હોમાયું એટલે તેની આજ્ઞાથી સેવકે તેને માથે છત્ર ધર્યું.

બીજી બાજુ, પેલી કન્યાની વ્યાકુળતા પણ ઓછી ન હતી. આખરે અભિસારિકાનો વેષ લઇ તે છાની માની રાજમંદિરે આવી અને એક દૂતી દ્વારા રાજાને પોતાનો સંદેશો પહોંચાડ્યો. રાજાને તો ભાવતું'તું ને વૈદે કહ્યું જેવું થયું. એટલે તેને તરત જ અગાશીમાં બોલાવી તેણે કહ્યું: 'સુન્દરી ! મારા તરસ્યા હૈયાને જરીક તારા શબ્દોની સુધા તો પા !'

અભિસારિકાએ ઉત્તર આપ્યો: 'રાજન્ ! તમે આમ રાત્રે પણ માથે છત્ર ધરાવો છો તે સર્વથા યોગ્ય છે. નહિતર તમારું રૂપ જોઇને ચન્દ્રને શરમના માર્યા સંતાઈ જવું પડત અને સપ્તર્ષિ સહ શોભતાં સતી શિરોમણિ અરુન્ધતીનું સતીત્વ કદાચ ખંડિત થાત."

આવાં પ્રાસાદિક વચનો સાંભળી રાજાએ ગાન્ધર્વ વિધિથી તેની સાથે ત્યાં ને ત્યાં જ લગ્ન કર્યું અને ભોગિની સ્ત્રી તરીકે તેને અંત:પુરમાં રાખી લઈ તેનાં સ્વજનોની આજીવિકાનો પાકો પ્રબંધ કરાવ્યો.

(૩)

"મહારાજ ! એક પંડિત, તેની પત્ની, પુત્ર અને પુત્રવધૂ દ્વાર આગળ સભામાં પ્રવેશવાની અનુજ્ઞા માગતાં ઉભાં છે. આખું કુટુમ્બ સરસ્વતીનું ઉપાસક છે." દ્વારપાળે નમન કરી ભોજ રાજાને ખબર આપી. રાજાએ પ્રસન્ન થઈ તેમને અંદર લાવવા આજ્ઞા આપી. પરંતુ પછી તે બીજા પંડિતો સાથે વાર્તાલાપમાં રોકાયો તેથી આ નવા આગંતુકોને જરાક થોભવું પડ્યું. થોડી વારે રાજાની નજર તેમના તરફ ગઇ અને વિલંબ થયા બદલ ક્ષમા માગી તેણે તેમનો સહર્ષ સત્કાર કર્યો.

સૌ યથાસ્થાને ગોઠવાયાં એટલે રાજાએ તેમના પાંડિત્યનો પરિચય મેળવવા માટે 'क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे' એવું ચરણ આપી ચારે જણને અનુક્રમે પાદપૂર્તિ કરવા કહ્યું.

પિતાએ પહેલ કરી:

"घटो जन्मस्थानं मृगपरिजनो भूर्जवसनो
वने वासः कन्दाशनमपिच दुःस्थं वपुरिदम्।

अगस्त्यः पाथोधिं यदकृतकराम्भोजकुहरे
क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ॥

જન્મ ઘડામાંથી થયો હતો, સહવાસ હરિણોનો હતો, ( અર્થાત્ માબાપ કે સગાંસ્નેહી કોઈ સંભાળ લેનાર નહતું ) વસ્ત્રો વલ્કલનાં હતાં, રહેઠાણ જંગલમાં હતું અને શરીર સુદ્ધાં કંદમૂળનાં આહારથી દુબળું હતું છતાં અગસ્ત્યમુનિ એક જ અંજલિમાં આખા સમુદ્રનું આચમન કરી ગયા હતા. કારણ કે મહાપુરુષોનાં કાર્યોની સિદ્ધિ સાધનસામગ્રીથી નહિ પણ પોતાના સત્વ–સામર્થ્યથી જ થાય છે. ”

આવું ચમત્કારિક કાવ્ય સાંભળી ભોજે તેને સોળ અમૂલ્ય મણિ આપ્યા. પછી વૃદ્ધ માતાનો વારો આવ્યો તે બોલી:

“ रथस्यैकं चक्रं भुजगयमिताः सप्ततुरगाः
निरालम्बो मार्गश्चरणविकलः सारथिरपि ।
रविर्यात्येवान्तं प्रतिदिनमपारस्य नभसः
क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ॥

સૂર્યના રથને પૈડું એક જ છે પણ ઘોડા સાત છે અને લગામો સાપની બનેલી છે; વળી પંથ આધારહીન આકાશ છે અને સારથી પણ પગ વિનાનો છે; છતાં સૂર્ય દરરોજ આકાશની આ પારથી પેલી પાર પ્રવાસ ખેડે છે. ખરેખર! સાધનોથી નહિ પણ સંકલ્પ બળથી જ શ્રેષ્ઠ જનો ધાર્યું કામ પાર પાડે છે. ”

આ સાંભળી રાજાએ રાજી થઇ સત્તર હાથી અને સાત રથ દાનમાં દીધા. હવે યુવાન પુત્રે પોતાનો શ્લોક સંભળાવ્યો :

“ विजेतव्या लङ्का चरणतरणीयो जलनिधि-
र्विपक्षः पौलस्त्यो रणभुवि सहायाश्च कपयः ।
पदातिमर्त्योऽसौ सकलमवधीद्राक्षसकुलम्
क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ॥

લંકા જેવો અભેદ્ય દુર્ગ જીતવાનો હતો, નૌકા વિના પગ વડે દરિયો

પાર કરવાનો હતો, દશાનન સાથે દુશ્મનાવટ બેઠી હતી, રણભૂમિ ઉપર મદદમાં માત્ર વાનર અને રીંછ હતાં, પોતે પગપાળા અને વળી મરણાધીન માનવી હતા; છતાં એવા રામચન્દ્રજીએ સમસ્ત રાક્ષસકુળનો વિધ્વંસ કર્યો. પરિથિતિથી નહિ પણ પોતાના પુરુષાર્થના પ્રભાવથી જ નરપુંગવો પોતાનું ધ્યેય સિદ્ધ કરે છે."

યુવાનને છાજે તેવા આ ઉત્તરથી રાજાએ તેને ઈનામમાં અઢાર હાથીઓ આપ્યા. છેલ્લે યુવાન પુત્રવધૂના મંજુલ કંઠે અને મનોહર લાવણ્યે સારીયે સભાનું ધ્યાન ખેંચ્યું. સૌ એકચિત્તે સાંભળી રહ્યા:

"धनुः पौष्पं मौर्वी मधुकरमयी चञ्चलदृशाम्
दृशां कोणो बाणः सुहृदपि जडात्मा हिमकरः ।
स्वयं चैकोऽनङ्गस्त्रीभुवनमपि व्याकुलयति
क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ॥

પુષ્પનું ધનુષ્ય, ભમરાઓની હારની કમાન અને ચપળાઓનાં ચંચળ નયનોની અણીઓ જેનાં બાણ છે, ચન્દ્રમા જેવો જડ જોડીદાર છે, વળી પોતે પણ અંગ વિનાનો છે છતાં કામદેવ ત્રણેય લોકને આકુળ વ્યાકુળ કરી મૂકે છે. માટે તો કહ્યું છે કે મહાજનોની સફળતાનું મૂળ તેમના સાધન સાહિત્યમાં નહિ પણ સત્વ-સામર્થ્યમાં રહેલું છે."

આવી પ્રાસાદિક પાદપૂર્તિ સાંભળીને રાજાની રસિકતા જાગી ઊઠી. આથી તેણે આતુરતા દર્શાવી એક વધુ શ્લોક સંભળાવવા આગ્રહ કર્યો. જાણે 'વન્સમોર' અપાયો! અને સભામાં પેલો મધુર સ્વર એકવાર ફરીથી ગુંજી ઊઠયો:

विपक्षः श्रीकण्ठो जडतनुरमात्यः शशधरो
वसन्तः सामन्तः कुसुममिषवः सैन्यमबलाः ।
तथापि त्रैलोक्यं जयति मदनो देहरहितः
क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ॥

શંકર જેવા શત્રુ છે, જ્યારે જડ શરીરનો શશી જેવો પ્રધાન છે, ઋતુરાજ વસંત જેવો સેનાપતિ છે, સૈન્યમાં સ્ત્રીઓ છે અને જાતે શરીર વિનાનો છે છતાં મદન ત્રણે લોકને સર કરે છે. આથી પૂરવાર થાય છે કે મહાપુરુષોની સફળતાનું રહસ્ય તેમનાં સાધનોમાં નહિ પણ સંકલ્પ શક્તિમાં છે."

"વાહ, વાહ !" ચોમેરથી એકી સાથે અવાજો ઊઠ્યા. રાજાએ પ્રસન્ન થઈ રાણી લીલાવતીનાં મૂલ્યવાન આભૂષણો અંતઃપુરમાંથી મંગાવી આ સુંદરીને ભેટ આપ્યાં, અને આખા કુટુમ્બને ધારાનગરીમાં રહેવાની સર્વ પ્રકારે સગવડ કરાવી આપી.

# દંડને બદલે દાન

“ આ ભવે તો આટલી દરિદ્રતા ભોગવું છું; પછી જો ચોરી કરું તો કોણ જાણે આવતો જન્મ કેવો આવશે ! કર્યાં કર્મ કોઇને છોડતાં નથી. વૃદ્ધ **ચાણાક્યનું** વચન છે કે,

अन्यायोपार्जितं द्रव्यं दश वर्षाणि तिष्ठति ।
प्राप्ते त्वेकादशे वर्षे समूलं च विनश्यति ॥

અન્યાયથી મેળવેલી મિલ્કત દશ વર્ષ લગી ટકે છે પણ અગીયારમે વર્ષે તે સમૂળગી નાશ પામે છે. અને આ તો ‘ કાચો પારો ખાવો અન્ન એવું છે ચોરીનું ધન. ’ માટે ચાલ જીવ, આ મણિ માણેક પડતાં મૂક. ફટ ભૂંડા, બ્રાહ્મણનો દીકરો થઇને ચોરી કરવાની કુમતિ તને ક્યાંથી સૂઝી ? ” **ભોજ**રાજાના શયનમંદિરમાં ચોરી કરવાને સંતાયલા **વીર**-વલય નામના બ્રાહ્મણે વિચાર કર્યો. તેનું ભૂખ્યું પેટ અને ખાલી ખીસ્સું રાજાનો રત્નભંડાર લૂંટવાને તેને લલચાવી રહ્યાં હતાં; પણ તેની નસોમાં વહેતું બ્રાહ્મણનું લોહી અને તેની વિદ્યા તેને તેમ કરતાં વારતાં હતાં. તેના અંતરમાં દૈવી અને આસુરી વૃત્તિઓ વચ્ચે દારુણ યુદ્ધ ચાલી રહ્યું હતું. તીવ્ર મનોમંથનને અંતે તેના સંસ્કાર અને શિક્ષણનો જય થયો.

ભોગજોગે એટલામાં **ભોજ** રાજા ઊંઘ ઉડી જવાથી બેઠા થયો. પડખે પોઢેલી રાણી **લીલા**વતીનું રૂપ લાવણ્ય જોઈ તેના અંતરમાંથી એક પ્રકારનો આત્મસંતોષનો ઉદ્‌ગાર નીકળ્યોઃ

“ चेतोहरा युवतयः सुहृदोऽनुकूलाः
सद्‌बान्धवाः प्रणयगर्भगिरश्च भृत्याः ।
वल्गन्ति दन्तिनिवहास्तरलास्तुरङ्गाः ”

"મારે હવે શાની ખોટ છે? મારા અંતઃપુરમાં રૂપવતી રમણીઓ છે, મિત્રો સાથે મનનો મેળ જામેલો છે, ભાવભીનાં ભાઈભાંડુ છે, પડ્યો બોલ ઝીલનાર પ્રેમાળ પરિજનો છે, મારા રાજદ્વારે હાથીઓ ઝૂલે છે અને તેજી તોખાર હણહણે છે—"

વારંવાર આ ત્રણ ચરણ રટવા છતાં રાજાને ચોથું ચરણ કયેમે કર્યું ન સૂઝ્યું તે ન જ સૂઝ્યું. છુપાઈને બેઠેલો **વી**રવલય રાજાની મૂઝવણ કળી ગયો. રણહાક સાંભળી સાચો શૂરવીર જેમ શાન્ત રહી શકતો નથી તેમ કાવ્યચર્ચાનો પ્રસંગ પ્રાપ્ત થતાં સાચો કવિ ચૂપ રહી શકતા નથી. આથી પોતાની પરિસ્થિતિની પ્રતિકૂળતાનો વિચાર ન કરતાં **વી**રવલયે સહજ સ્ફૂર્તિથી સહસા ચોથું ચરણ પૂરું કર્યું:

संमीलने नयनयोर्न हि किंचिदस्ति ।

'પરંતુ આંખ મીચાતાં આમાંનું કંઈ પણ રહેવાનું નથી. એ તો, 'આપ મૂએ પીછે ડૂબ ગઈ દુનિયા!'

આવી આબાદ પાદપૂર્તિ સાંભળી રાજા આશ્ચર્યચકિત થયો. તેણે તુરત જ દંડધરને બોલાવી તપાસ કરાવી એટલે સંતાયલો **વી**ર-વલય પકડાઈ ગયો. શરમ અને સંતાપનો માર્યો બિચારો બ્રાહ્મણ ઊંચું જોઈ પણ ન શકયો. પશ્ચાત્તાપ અને ભયની બેવડી ભીંસ વચ્ચે તેનું હૈયું ફફડી રહ્યું હતું. જો કે રાજાના મુખ ઉપર તો રોષની એક પણ રેખા ન હતી.

"તારા આ ચોથા ચરણ આગળ મારાં ત્રણ ચરણ કંઈ જ વિસાતમાં નથી. તારી આવી પ્રાસાદિક પાદપૂર્તિથી ખરેખર હું ખૂબ પ્રસન્ન થયો છું!" રાજાએ **વી**રવલયનો વાંસો થાબડ્યો અને પોતાના હાથનું રત્નકંકણ પુરસ્કાર રૂપે તેને પહેરાવ્યું. દંડને બદલે દાન મળેલું જોઈ પ્રભુનો પાડ માની બ્રાહ્મણ ચૂપચાપ ચાલતો થયો અને પાપના પ્રાયશ્ચિત તરીકે માર્ગમાં શિવાલયને ઓટલે સૂતેલા એક અકિંચન વિપ્રને તેણે પેલા કંકણનું દાન આપ્યું.

# આદત જાય મૂવે

કહેવત છે કે 'ટાઢ જાય રૂવે ને આદત જાય મૂવે,' તેમજ 'પ્રાણ અને પ્રકૃતિ જોડે જાય.' તે મુજબ કવિ ભુકકુંડ ભારે વિદ્વાન હતો છતાં તેને ચોરી કરવાની કુટેવ પડી હતી તેથી ચોરી કર્યા વિના તેને ચેન પડતું ન હતું. એક રાતે કેટલાક સાગરીતોની સાથે તે ભોજ રાજાના રંગમહેલમાં ખાતર પાડવાને ખૂબીથી ગુપચૂપ જઈ ચઢ્યો. બીજા ચોરો તો હાથે ચઢ્યું તે ચપોચપ ચાંઉ કરવા લાગ્યા. ભુકકુંડ આખરે તો એક બ્રાહ્મણ હતો. આ કોઈ શેઠ શાહુકારનું ઘર ન હતું પણ ખુદ રાજાનોજ મહેલ હતો એટલે જો પકડાયા તો બારજ વાગી જશે એવી બ્હીકથી આ ચોર કવિની હીંમત છૂટી ગઈ. વળી પોતાની વિદ્યા અને કુલીનતાને કલંક લાગશે તે તો જુદું. ભુકકુંડ આવા વિચારોના વમળમાં અટવાયાં કરતો હતો.

બીજી બાજુ એક ઊંઘ પૂરી કરી રાજાએ પડખું ફેરવ્યું. રાણી લીલાવતીનો પાલવ પવનથી ખસી જવાથી તેના ગૌર અને સુડોળ સ્તનમંડળ ઉપર જાળીમાંથી આવતાં ચન્દ્રકિરણો પડતાં હતાં. સહસા રાજાની આંખો આ આકર્ષક દૃશ્ય ઉપર જડાઈ ગઈ. ચાંદનીને લીધે ચોકડી વાળી ભાત ઉપડવાથી ઉરપ્રદેશનું અંગસૌન્દર્ય અનોખું બન્યું હતું. સ્વાભાવિક રીતે જ રાજાને કાવ્ય સ્ફૂર્યું:

"गवाक्षमार्गप्रविभक्तज्योत्स्नया
विराजते वक्षसि सुभ्रु ते शशी ।

ગોખની જાળી વીંધીને આવતી ચન્દ્રિકા દ્વારા, હે વાંકા ભ્રમર વાળી સુન્દરી, તારા વક્ષઃસ્થળ ઉપર શશી શોભી રહ્યો છે."

રાજા આમ બે ચરણ તો બોલ્યો; પણ પછી એ પૂર્વાર્ધનું વારંવાર રટણ કરવા છતાં તેને બંધ બેસતો ઉત્તરાર્ધ ન સ્ફૂર્યો તે ન જ સ્ફૂર્યો.

ભુકકુંડ ભાઈ આ સાંભળી રહ્યા હતા. કવિતાનો પ્રસંગ નીકળે અને તે મૂંગો બેસી રહે તો પછી કવિ શાનો? એટલે સમય અને સંજોગનો ખ્યાલ ન કરતાં તે વચ્ચે જ બોલી ઊઠ્યો :

"प्रदत्तझंपः स्तनसङ्गवाञ्छया
विदूरपातादिव खण्डतां गतः ॥

સ્તનમંડળની શોભાથી આકર્ષાઈને તેના સ્પર્શસુખનો લ્હાવો લેવાને ખૂબ ઊંચેથી ચન્દ્રે ઝંપલાવ્યું છે અને તેથી જ (જાળીની ભાત દ્વારા) તેના ટૂકડા થઇ ગયા હોય એમ લાગે છે!"

આવો આબાદ ઉત્તરાર્ધ સાંભળી રાજા ચમકયો. આવા સુરક્ષિત અને એકાંત સ્થળમાં વળી આ અજાણ્યો અવાજ કયાંથી આવ્યો? રાજાએ તાબડતોબ તપાસ કરાવી. પેલા પાવરધા ઘરફાડુઓ તો ગચ્છન્તિ કરી ગયા પણ બિચારા ભુક્કુંડ ભાઇ ઝડપાઇ ગયા.

બીજે દિવસે રાજાએ ભુક્કુંડને બ્રહ્મસભા વચ્ચે ખડો કરાવ્યો અને ચોરી કરવાનું કારણ પૂછ્યું. બ્રાહ્મણ ઘડીભર ગભરાયો તો ખરો પણ આવી અણીની પળે તેની વિદ્યા તેની વહારે ચઢી. બધો ક્ષોભ ખંખેરી નાખીને તેણે સમયસૂચકતાથી ઉત્તર આપ્યો:

"भट्टिर्नष्टो भारवीयोऽपि नष्टो
भिक्षुर्नष्टो भीमसेनोऽपि नष्टो ।
भुक्कुण्डोऽहं भूपतिस्त्वं हि राजन्
भम्भापंक्तावन्तकः संनिविष्टः ॥

રાજન્! જેમના નામનો પહેલો અક્ષર **ભ** છે તે સૌના ભોગ લાગ્યા છે. આખી ભભ્ભાની બારાક્ષરી કાળનો કોળીયો થવા બેઠી છે! પહેલો **ભ**ટ્ટિકાવ્યનો કર્તા **ભ**ટ્ટિ ભોંય ભેગો થયો; બીજો કીરાતાર્જુનીયનો

કવિ **ભા**રવી સોડ તાણી સૂતો, પછી **ભિ**ક્ષુ અને **ભી**મસેન કવિ પણ કાળધર્મ પામ્યા. ભ, ભા, ભિ અને ભી–થી શરુ થતા નામવાળા નામશેષ થયા એટલે હવે ભુ–થી શરુ થતા નામવાળા **ભુ**સુંડનો–મારો–વારો આજે આવ્યો છે અને મારી પછી તારો–**ભૂ**પતિનો–પણ વારો આવી લાગશે; પણ જ્યાં લગી હું જીવતો રહીશ ત્યાં લગી તારે માથે ભય નથી. પછી તો હું તારો ગુન્હેગાર છું અને તું ન્યાયાસને બેઠો છે માટે જે શિક્ષા કરવી હોય તે કરજે."

રાજા તેના આ હજરજવાબથી હસી પડયો અને ફરીથી આમ કદી ચોરી ન કરવાની ચેતવણી આપી પુષ્કળ દ્રવ્ય આપી તેને બંધન-મુક્ત કર્યો.

## ટાઢના ત્રણ ઉપાય

"ઠંડીથી ઠીંગરાઇને મારી કાયા અડદ જેવી કાળી પડી ગઇ છે; ચિંતા રૂપી સમુદ્રમાં હું ગોથાં ખાઇ રહ્યો છું, ઠરી જતી તાપણીને હોઠ વડે હું ફૂંકી રહ્યો છું. ભૂખથી મારાં પેટ અને પીઠ ચોંટી ગયાં છે, રીસાયલી રામા પેઠે મારી નિદ્રા નાસી ગઇ છે અને સુપાત્રને સોંપેલી સંપત્તિની પેઠે આ પોષ મહીનાની હિમ વરસતી રાત તો કેમે કરી ખૂટતી નથી." દેવાલયના દરવાજા આગળ ટૂંટીયું વાળીને સૂતેલો **ભદ્ર**શેખર ધ્રૂજતા સ્વરે પોતાનું દુઃખ રડી રહ્યો હતો.

નગરચર્ચા કરવા નીકળેલા **ભોજ** રાજાના કાને ઉપલા શબ્દો પડ્યા અને અનુકંપાથી તેનું દિલ દ્રવી ઊઠ્યું. તેણે વિચાર્યું, આ માણસ ભલે ગરીબ હોય પણ તેના બોલવા ઉપરથી લાગે છે તો વિદ્વાન. જો કે અત્યારે તો શું થઇ શકે? સવાર પડે એટલે તેની વાત.

બીજે દિવસે દંડધરને મોકલી રાજાએ **ભદ્ર**શેખરને **બ્રહ્મ**સભામાં બોલાવી મંગાવ્યો. અને 'કાલે કડકડતી ઠંડીમાં રાત કેમ વીતાવી?' એમ પૂછ્યું

'અરે એક રાતની વાત ક્યાં કરો છો? આખાયે શિયાળાભર રાત દિવસ ટાઢ સામે હું ત્રણ વસ્તુઓ વડે ટક્કર ઝીલું છું. જુઓ,

> रात्रौ जानुर्दिवा भानुः कृशानुः संध्ययोर्द्वयोः ।
> राजन् शीतं मया नीतं जानुभानुकृशानुभिः ॥

રાત્રે બે ઢીંચણ વચ્ચે માથું ઘાલીને ટૂંટીયું વાળીને, દિવસે સૂર્યના તડકાથી અને સવારસાંજ તાપણી તાપીને હું ટાઢનો ત્રિવિધ સામનો કરું છું." **ભદ્ર**શેખરે ખુલાસો કર્યો.

આવા સરસ જવાબથી રાજી થઇને રાજાએ તેને સુવર્ણથી ભરેલા ત્રણ કળશ દાનમાં દીધા.

# તુંબડીવાળો તંદુલદેવ

"કેમ મહારાજ! આ કમંડળ ઉપર વ્યાઘ્રચર્મ કેમ જડયું છે?" વ્યાઘ્રચર્મથી મઢેલી તુંબડી લઈને આવતા તંદુલદેવનો માર્ગમાં ભેટો થતાં ભોજ રાજાએ જિજ્ઞાસા દર્શાવી.

"કારણ કે આપના રાજ્યમાં લોઢું કે તાંબું તો મળતું નથી." બ્રાહ્મણે જવાબ આપ્યો.

"શાથી નથી મળતું?" રાજાએ ઝીણવટથી પૂછ્યું.

> "अस्य श्रीभोजराजस्य द्वयमेव सुदुर्लभम् ।
> शत्रूणां शृंखलैर्लोहं ताम्रं शासनपत्रकैः ॥"

બ્રાહ્મણે ઉત્તર આપ્યો : "આપના રાજ્યમાં લોઢા અને તાંબાની તંગી રહ્યાં જ કરે છે; કારણ કે, શત્રુઓને પગે જંજીરો જડવામાં બધું લોઢું અને દાનપત્રો લખવામાં તમામ તાંબુ વપરાઈ જાય છે. આટલું યે આપ જાણતા નથી?"

રાજાએ આવા અલંકારિક ઉત્તરથી પ્રસન્ન થઇ તેને એક લાખ મહોરનું દાન દીધું.

# હાથણીનું દાન

"જે માણસ પોતાનું પેટ પણ ભરી ન શકતો હોય તે જન્મ્યો તો યે શું અને ન જન્મ્યો તો યે શું?"

"ત્યારે સાધન સંપન્ન હોવા છતાં જે પરોપકાર ન કરતો હોય તેવા મનુષ્યની જગતમાં જરૂર પણ શી છે?"

"પણ બીજા પાસે ભીખ માગવા સિવાય જે બીજો કંઈ ધંધો જ કરતો નથી તેને જનેતા શીદ જન્મ આપતી હશે?"

"છતે સાધને બીજાની ભીડ ન ભાગે એવા માનવીને, હે ધરતી! તું રખે ધારણ કરતી!"

હાથણી ઉપર બેઠેલા રાજા **ભોજ** અને વાટમાંથી વેરાયલા દાણા વીણતા એક દરિદ્રી પુરુષ વચ્ચે ઉપર પ્રમાણે પ્રશ્નોત્તર થયા. તેના મર્મ-ભેદી પ્રત્યુત્તરો સાંભળી રાજાને તેની વિદ્વત્તાની ખાતરી થઇ અને તેથી પૂછ્યું: "વિપ્ર! આટલી વિદ્વત્તા છતાં તારી આવી દશા કેમ છે?"

"કારણ કે તારી સભાના ઇર્ષ્યાળુ પંડિતો મને તારી સભામાં પ્રવેશવા જ દેતા નથી, પછી શું થાય? આથી તો મારે આમ તારા જવાના માર્ગમાં દાણા વીણવા બેસવું પડ્યું કે કંઇક કરતાં તારો મેળાપ થાય." **રાજશેખરે** ખુલાસો કર્યો.

આથી તેની દરિદ્રતા દૂર કરવા અને વિદ્વત્તા વધારવાને જેના ઉપર પોતે બેઠો હતો તે હાથણી રાજાએ સઘળા સાજ સાથે બ્રાહ્મણને દાનમાં આપી.

એક તો હાથીનું દાન ગ્રહણ કરનાર માટે શાસ્ત્રમાં આકરું પ્રાયશ્ચિત બતાવ્યું છે તેથી અને આ હાથણીને હવે બાંધીશ ક્યાં તથા ખવડાવીશ શું તેની ચિંતાથી **રાજશેખરનો** જીવ જરા કચવાયો. પણ લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મોં ધોવા જવાની મૂર્ખાઇ ન કરતાં તેણે સીફતથી રાજાને પોતાની મુશીબત જણાવી:

'निर्वाता न कुटी, नचाग्निशकटी, नापि द्वितीया पटी,
वृत्तिर्नारभटी, न तुन्दिलपटी, भूमौ च घृष्टा कटी।
तुष्टिर्नैकघटी, वधूर्न वधुटी, तेनाप्यहं संकटी,
श्रीमद्भोज तव प्रसादकरटी भक्ता ममापत्तटी॥

"રાજન્! તેં ભાવપૂર્વક આપેલી ભેટ હું સાભાર સ્વીકારું છું; પણ તેથી મારી મુઝવણ ઓર વધે તેમ છે. કારણ કે, તારી આ હાથણીને ખવડાવવા જેટલું અન્ન કે બાંધવા જેટલી જગા પણ મારી પાસે નથી, મારી ઝુંપડી પવનના ઝપાટાથી પડું પડું થઇ રહી છે; તેમાં ટાઢથી બચવાને એકાદ સગડી પણ નથી, મારે પોતાને બદલવાને બીજું વસ્ત્ર પણ નથી, ભણાવવા સિવાય ગુજરાનનું બીજું સાધનેય નથી, અરે, એકાદ ફાટી તૂટી ગોદડી પણ નથી; તેથી રોજ ભોંય ઉપર પાસાં ઘસીને રાત પૂરી કરું છું. પેટ પૂરતું ખાવા જ મળતું નથી; પછી ઘડીભર પણ તૃપ્તિ કયાંથી હોય ? વળી પત્ની પણ કરમ પ્રમાણે કુલીન નહિ પણ કુભારજા મળી છે એટલે મારી તો કકણાઇનો પાર જ નથી. હવે તો હે રાજા **ભોજ**, તારી આ હાથણીના દંતુશળ વડે મારી આફતની ભેખડ તૂટે એવું કંઇક કર."

રાજાએ **રાજશેખર**ની રંક અવસ્થા ટાળવા તેને કીંમતી વસ્ત્રાભૂષણ આપ્યાં અને ઉપરાંત ઉપરના શ્લોકમાં આવેલા ટી અંતવાળા બાર શબ્દોના અનુપ્રાસથી પ્રસન્ન થઈ તેને બાર લાખ સોના મહોરનું દાન આપ્યું.

પળવારમાં પોતાનો દશાપલટો થયેલો દેખી આભાર અને અહોભાવ દાખવતાં **રાજશેખર** બોલ્યો:

"મહારાજ! જે સરોવરમાં પાણી સૂકાઈ જવાથી મરેલાં જેવાં દેડકાં ખાડાઓમાં ભરાઈ પેઠાં હતાં, કાચબાઓ પણ તળીયે ઊંડા ઉતરી ગયા હતા અને મોટાં માછલાં તથા મગરો કાદવમાં તરફડતાં મૂર્છા ખાઇને પડ્યાં હતાં તે જ સરોવર અકાલ જલદ (વગર ઋતુએ વરસેલા વરસાદ) થી હવે એવું તો છલોછલ ભરાઈ ગયું છે કે કુંભસ્થળ સુધી ડૂબેલા જંગલી હાથીઓનાં જૂથ પાણી પીધાં જ કરે છતાં ખૂટે તેમ નથી."

કહેવાય છે કે **રાજશેખરે** કરેલા અકાલ જલવૃષ્ટિના ઉલ્લેખથી તે વર્ષે **માળવા**માં લીલો દુકાળ પડ્યો હતો.

# સંતોષી શાંભવદેવ

જેને ઘેર સંપત્તિની છોળો ઉડે છે તેને સંતાન નથી હોતું અને જ્યાં ખાવાના યે વાખા હોય છે ત્યાં વણમાગ્યો વિસ્તાર વધતો જાય છે. પરિણામે સંતાનો તેમ જ માબાપ બંને દુઃખી થાય છે આવા દુઃખથી ત્રાસીને બિચારો **શાંભવદેવ ભોજ** રાજા પાસેથી કંઈક દ્રવ્ય મેળવવાની આશાથી **ધારા** નગરમાં આવી ચડ્યો હતો.

કહ્યું છે કે, 'दारिद्र्यमेकं गुणराशिनाशी.' તે મુજબ દરિદ્રતાની છાયા વડે **શાંભવદેવનાં** ઉચ્ચ શિક્ષણ અને સંસ્કારો ઢંકાઈ ગયાં હતાં. તેના જેવો અજાણ્યો અને અકિંચન આદમી **ભોજ**રાજાનો મેળાપ કેવી રીતે કરી શકે? 'વાડ વિના વેલો કયાંથી ચડે?' પણ ત્યારે કપાળે હાથ દઈને બેસી પણ થોડું જ રહેવાય! પ્રયત્નવાનને પ્રભુ સહાય કરે છે જ. બ્રાહ્મણ રાજાને મળવાને રોજ નવી નવી યુક્તિઓ લડાવતો હતો. આખરે તેને જોઈતી તક મળી ગઈ.

એક રાત્રે રાજા શ્રી **મહાકાલેશ્વરના** મંદિરમાં દર્શન કરવા આવ્યો ત્યારે 'સ્વસ્તિ' કહી બ્રાહ્મણે તેને આશીર્વાદ આપ્યો. રાજાની નજર તેના ઉપર પડી એટલે 'હાશ! હવે મારું દુઃખ ટળશે' એવા સંતોષ અને હર્ષથી તેની આંખોમાંથી આંસુ સર્યાં.

"વિપ્ર! આમ રડે છે શા માટે? તારે શું દુઃખ છે?" રાજાએ સહાનુભૂતિપૂર્વક પૂછ્યું.

"મારું દુઃખ? શું કહું ને શું ન કહું?" **શાંભવદેવ** ગળગળો બની ગયો. ખોંખારો ખાઈ તેણે મુશીબતે આગળ ચલાવ્યું: "મારા વીતકનો આપને ખ્યાલ આપવા માત્ર એક જ પ્રસંગ કહું છું: એક દિવસે પૈંઆ વેચનારની બૂમ સાંભળી રખેને મારો નાનો પુત્ર તે લેવાને રડશે તો પૈસા વિના તેને કયાંથી અપાવીશ એવી લાચારીથી મારી પત્ની બાળકના કાનમાં આંગળીઓ ઘાલી રાંક મુખે બેઠી હતી. તેવામાં મને બહારથી ખાલી હાથે આવેલો જોઈને તેની આંખોમાંથી શ્રાવણ ભાદરવો

વરસી રહ્યા. એ દૃશ્યથી મારા હૈયામાં જે ઊંડું શલ્ય ભોંકાયું હતું તે આપની અમી નજર થતાં નીકળી ગયું અને તેથી મારી આંખ ભીની થઈ."

ભોજે, "શિવ ! શિવ ! હરિ ! હરિ !" કહી તેની દયા ખાધી, પણ તેની પંડિતાઈની પરીક્ષા કરવાના હેતુથી દાન દેવાની વાત ન કરતાં ચૂપ રહ્યો. જરાક કળ વળવાથી અને રાજાની દયાર્દ્ર દૃષ્ટિથી ઉત્તેજિત બની બ્રાહ્મણે વડની ઉપમા આપી રાજાની સ્તુતિ કરી :

"હે મહાન વટવૃક્ષ ! સ્નેહી અને શત્રુ સૌને તું સમાન ભાવે ઉદાર આશ્રય આપે છે. તારા પરિમલથી પવનને, કૂણી કુંપળોથી હરણોને, છાયાથી તપસ્વીઓને, ફૂલોથી ભ્રમરાઓને, ફળોથી પક્ષીઓને અને ઘેરી ઘટાથી બળતા બપોરે પ્રવાસીઓને તું કૃતાર્થ કરે છે. અરે ! તારી બખોલોમાં તું સર્પો સુદ્ધાંને આશરો આપે છે. તારો ઉપકાર અનહદ છે !"

તેના આવા પ્રાસાદિક ઉત્તરથી રાજાને વિશેષ રસ પડ્યો. તેણે પૂછ્યું: "આજે જ અહીં તમે ક્યાંથી આવ્યા ? તે પહેલાં ક્યાં હતા ?"

"હું પહેલાં તો કાશીમાં રહેતો હતો પણ દેહરૂપી કાશી તજી ત્રિપુરારિએ કૈલાસવાસ કર્યો એટલે હું અહીં આવ્યો." પંડિતે પોતાની પ્રતિભા પ્રકાશવા માંડી.

"કાળના કાળ ભગવાન શંકર તો સર્વવ્યાપી છે; તેમનો વળી દેહવિલય કેવો ?" રાજાએ શંકા કરી.

શાંભવદેવે રહસ્ય સમજાવતાં કહ્યું:

"अर्धं दानववैरिणा गिरिजयाप्यर्धं शिवस्याहृतम्
देवेत्थं जगतीतले पुरहराभावे समुन्मीलति ।
गङ्गा सागरमम्बरं शशीकला नागाधिपः क्ष्मातलम्
सर्वज्ञत्वमधीश्वरत्वमगमत्त्वां, मां च भिक्षाटनम् ॥

"હરિ અને હર બે એક સ્વરૂપ હોવાથી શંભુનું અર્ધું અંગ વિષ્ણુએ ગ્રહણ કર્યું અને પાછા શંકર અર્ધનારીશ્વર રહ્યા એટલે બીજો અર્ધો ભાગ પાર્વતીજીમાં સમાઈ ગયો. આમ તેમનો પૃથ્વી પટ ઉપર દેહવિલય થતાં, બાકી રહ્યાં તેમનાં આભૂષણો. તેમાંથી ગંગાજી સમુદ્રને જઈ મળ્યાં, ચંદ્ર આકાશમાં જઈ બેઠો, ગળામાંનો નાગ પાતાળમાં જઈ પેઠો, તેમની સર્વજ્ઞતા અને સાર્વભૌમત્વ આપની પાસે આવ્યાં અને એક ભિક્ષાટન રહ્યું તે મારે ભાગે આવ્યું."

તેના આવા ચમત્કારિક જવાબથી પ્રસન્ન થઇ રાજાએ તેને જે જોઇએ તે માગી લેવા કહ્યું.

"રાજન્! મારે લક્ષ્મી જોઇતી નથી. કારણકે આખરે તો તે ચંચળ છે. વળી પૈસાના મદથી માણસ સદ્‌ગુણો ખોઈ બેસે છે. મને તો પરિશ્રમથી પેટ પૂરતો રોટલો મળી રહે તે માટે થોડીક જમીન અને એક દૂઝણી ભેંસ આપો તો બસ છે. તમારો અનુગ્રહ થતાં જ માણસની દુર્દશા દૂર થાય છે." **શાંભવદેવે** પોતાની નિર્લોભિતા અને નિવૃત્તિપ્રિયતાનો પરિચય કરાવ્યો.

"બસ આટલું જ?" રાજા વિસ્મય પામ્યો.

"તમે તો ઘણુંય આપો; પણ બીનજરૂરી જંજાળ વધારીને હું દુઃખી શીદ થાઉં? ભૂખ કરતાં વધુ ખાઈએ તો માંદા જ પડીએ ને?" **શાંભવદેવે** સંતોષમાં જ ખરું સુખ માન્યું.

રાજાની આજ્ઞાથી તામ્રપત્ર ઉપર જમીનનો દાન લેખ તૈયાર કરવામાં આવ્યો અને એક કદાવર ભેંસ પણ હાજર કરવામાં આવી. ભેંસ આણનાર માણસ ટૂંકા જીવનો હતો. 'વરનારનું વરે અને ભઠીયારી પેટ કૂટે' તેમ તેણે વાંઝણી ભેંસ આણી હતી. જમાનાના ખાધેલ **શાંભવદેવની** ચકોર નજરથી એ છાનું ન રહ્યું. ભેંસના કાન પાસે પહેલાં પોતાનું મોઢું લઇ જઇ પછી ભેંસના મોઢા આગળ કાન માંડીને તે ઊભો. તેના આવા વિચિત્ર વર્તનમાં કંઇ સમજ ન પડવાથી રાજાએ તેને તેમ કરવાનું કારણ પૂછ્યું.

"મહારાજ! મેં ભેંસને કાનમાં કહ્યું કે, તું છેલ્લી ક્યારે વીઆઈ હતી? ત્યારે તેણે જવાબ આપ્યો કે, મારા પતિ **મહિષાસુર** (પાડા)ને **ચામુંડાદેવીએ** કળિયુગમાં હણ્યો ત્યારથી હું તો વૈધવ્ય પાળું છું એટલે સંસારસુખ મેં જોયું જ નથી. અને હવે તો મારા દાંત પડી ગયા છે, આંચળ સૂકાઈ ગયા છે અને શીંગડાં પણ ખરી જવાં બેઠાં છે ત્યારે આ ઘરડે ઘડપણે તું મને વીઆયાનું પૂછતાં જરા લાજતોયે નથી?"

રાજા આવા ચતુરાઈ ભર્યા ખુલાસાથી ખૂશ થયો. ભેંસ લાવનારનાં તો મોતીયાં જ મરી ગયાં. રાજાએ તેને ઠપકો આપીને બીજી ઉત્તમ દૂઝણી નાગોરી ભેંસ મંગાવી બ્રાહ્મણને આપી.

# પ્રારબ્ધ વિરુદ્ધ પુરુષાર્થ

"જોયું, નસીબ બે ડગલાં આગળ ને આગળ તે આનું નામ?" કનોજના નામીચા વિદ્વાન વરરુચિએ ધર્મશાળાનાં પગથીયાં ચઢતાં ચઢતાં પોતાની પત્નીને નિસાસો નાખીને કહ્યું: "આ નવરાત્રિના દિવસો હોવાથી નારીવર્ગ દેવદર્શન કરવા નીકળી ગયેલો એટલે ઘેરે ઘેર એકલા પુરુષો જ હતા. સ્ત્રીઓના જેવો દયાભાવ તેમનામાં થોડો જ હતો કે તેઓ મને દાન આપે! ત્રણ ત્રણ દિવસ આકાશવૃત્તિ ઉપર કાઢયા પણ કોળીયો અન્ન ન મળ્યું ત્યારે આજે માધુકરી માગવા ગયો; પણ મફતનું માન ગુમાવીને ખાલી હાથે પાછો ફર્યો."

"હશે! શું કરીએ? માના ગર્ભમાંથી જ માનવીનાં આયુષ્ય, વિદ્યા, વિત્ત, કર્મ અને મૃત્યુ નિર્માણ થઈ ચૂકે છે. એ અફર અક્ષરોને કોણ ઉલટાવી શક્યું છે?

"તમે જ તે દિવસે પેલું શાસ્ત્રવચન કહ્યું હતું ને કે,

> येन यत्रैव भोक्तव्यं सुखं वा दुःखमेव वा ।
> स तत्रैव च बध्वा वा बलाद्दैवेन नीयते ।

જે જગાએ સુખ કે દુઃખ ભોગવવાનાં લલાટમાં લખાયાં હોય છે ત્યાં માનવીને જાણે દોરડી વડે બાંધીને દૈવ દોરી જાય છે. જગદ્‌ગુરુ શંકરાચાર્ય અંતકાળે કાશીમાં ગંગાજીના મણિકર્ણિકા ઘાટ ઉપર હતા. પણ ભાગ્યવશાત્ તેમનું શબ તણાઇને ગધાક્ષેત્રમાં જઈ પહોંચ્યું હતું; એ તમે કયાં નથી જાણતા?" પત્નીએ પતિને આશ્વાસન આપ્યું.

"એ બધુંય હું જાણું છું પણ મને એમ થાય છે કે મેં આટ આટલી વિદ્યાસંપાદન કરી પણ એની કદર કરનાર કોઇ ન નીકળ્યું?

કે મારે આમ ભીખ માગવાનો વખત આવ્યો ! કહ્યું છે કે,

"अपुत्रस्य गृहं शून्यं शून्यं बन्धुहीनस्य च ।
मूर्खस्य च दिशः शून्याः सर्वशून्या दरिद्रता ॥

"પુત્ર વિનાનું અને બન્ધુ વગરનું ઘર સૂનું લાગે છે, મૂર્ખને સઘળી દિશાઓ ઉજ્જડ લાગે છે પણ નિર્ધનને તો સર્વત્ર સૂનકાર લાગે છે.

"સુવર્ણમાં જડાયા વિના મણિ માણેક જેમ દીપતાં નથી તેમ કોઈના આશ્રય વિના પંડિતો, લતાઓ અને સ્ત્રીઓ શોભતી નથી.* શું આમને ને આમ જીંદગી પૂરી થશે ? મારી વિદ્યા વ્યર્થ જશે !" વરરુચિએ વેદના વ્યક્ત કરી.

"શું કરીયે ? આપણા ધાર્યા પ્રમાણે બધું ક્યાંથી બને ? એ તો,

कर्मापराधवृक्षस्य फलान्येतानि देहिनाम् ।
दारिद्रयदुःखरोगाश्च बन्धनं व्यसनानि च ॥

દુઃખ, દારિદ્ર, બંધન, વ્યાધિ અને વિપત્તિ વગેરે કર્યાં કર્મનાં ફળ છે; દેહધારીએ એ દેહના દંડ ભોગવ્યે જ છૂટકો છે." સ્ત્રીએ પ્રારબ્ધનો વાંક કાઢયો.

"પ્રારબ્ધ ક્યારે પલટાશે તે કોણ જાણે છે ? માટે પ્રારબ્ધની પંચાત પડતી મૂકી આપણે તો પુરુષાર્થ કરી છૂટવાનો છે. પ્રારબ્ધની વાત પ્રારબ્ધ જાણે ! પણ પેલા પંડિતો ભોજરાજા પાસે મને પહોંચવા દે ત્યારે ને ! કારણ કે,

ब्राह्मणा गणका वेश्याः सारमेयाश्च कुक्कुराः ।
दृष्ट्वान्येषु कुप्यन्ति न जाने तस्य कारणम् ॥

"વેશ્યાઓ, કૂતરાં અને કૂકડા તો અધમ અને અજ્ઞાન છે એટલે એક બીજા સામે ઘુરકે તે તો જાણે સમજ્યા, પણ આ વિદ્વાન વિપ્રો ને જોષીઓ પોતાના જાતભાઈને જોઈને કેમ કોપતા હશે તે સમજાતું નથી.

"ગમે તેમ થાય પણ કાલે તો બંદા બ્રહ્મસભામાં પરાણે પેસવાનાજ. માત્ર શી ભેટ લઈ જવી તેનો જ સવાલ નડે છે." પંડિતે પોતાનો

---

* निराश्रिता न शोभन्ते पण्डिता वनिता लताः ॥

નિરધાર જણાવ્યો.

"જાઓ, એટલું મારે માથે આવ્યું." પત્નીએ પ્રોત્સાહન આપ્યું. બીજી સવારે કોઈ કાછીઆ પાસેથી માગી લાવીને તેણે એક જામફળ અને એક મરચું હાજર કર્યાં. **વરરુચિ** આ બે ફળો લઈ **બ્રહ્મ**સભાને બારણે જઈ ઉભો પણ તેના દરિદ્રી દિદાર દેખી દ્વારપાળે તેને અંદર જવા ન દીધો. સદ્ભાગ્યે એટલામાં **કાલિદાસ** મોડું થવાથી ઉતાવળે પગલે ત્યાં આવી પ્હોંચ્યો અને **વરરુચિ**ની અંદર આવવાની આતુરતા જોઈ તેને હાથ ઝાલી સાથે લઈ ગયો.

પછી તો પ્હેલી તકે રાજાને ચરણે પેલી ભેટ ધરીને **વરરુચિ** 'સ્વસ્તિ' કહી ઉભો રહ્યો. રાજા આવી વિચિત્ર ભેટ જોઇ વિસ્મય પામ્યો અને પૂછ્યું, "વિપ્ર, આવી ભેટ કેમ આણી?"

**વરરુચિ**ને જોઇતી તક મળી ગઇ. પોતાનો બુદ્ધિપ્રભાવ દાખવતાં તે બોલ્યો, "રાજન! આ જામફળ બહુ બીજવાળું છે તેમ આપનું પુણ્યફળ બહુ બીજવાળું થાઓ એવો મારો આશીર્વાદ છે. આ મરિચિથી સુવર્ણમૃગ બની **શ્રી**રામ અને **સી**તાને મોહ પમાડનાર **રા**વણના મામા **મા**રિચનું આપને સ્મરણ થાઓ કે જેથી આપ એવા પ્રપંચ અને પ્રલોભનોથી ન છેતરાઓ; અને વધુમાં મરચાની તીખાશથી ભોજનમાં જેમ લિજ્જત આવે છે તેમ આપ સંસાર સુખનો સ્વાદ અનુભવો એવી મારી શુભેચ્છા છે."

રાજા આવા સમયસૂચક ઉત્તરથી આનંદ પામ્યો; છતાં તેનું વિશેષ હીર તપાસવા તેણે ફરી પૂછ્યું. "**વરરુચિ**! તમે આવા વિદ્વાન હોવા છતાં કેમ કંઇ પુરુષાર્થ નથી કરતા કે જેથી તમારી દશા સુધરે?"

"મહારાજ! પુરુષાર્થ કરવામાં તો મેં કશી કચાશ રાખી નથી. પણ અનુભવે હું શીખ્યો છું કે પ્રાણીઓની ચડતી કે પડતી તો પ્રારબ્ધ પ્રમાણે જ થાયછે" **વરરુચિ**એ વાગ્ધારા વહેતી મૂકી: "સાંભળો, હું બે દૃષ્ટાંતો આપી મારી આ માન્યતા પૂરવાર કરી બતાવું છું. પ્હેલી હું 'અકકરમીના પડીઆ કાણા'ની વાત કહું છું:

" खल्वाटो दिवसेश्वरस्य किरणैः सन्तापितो मस्तके
वाञ्छन्देशमनातपं विधिवशात्तालस्य मूलं गतः ।
तत्राप्यस्य महाफलेन पतता भग्नं सशब्दं शिरः
प्रायो गच्छति यत्र भाग्यरहितस्तत्रैव यान्त्यापदः ॥

"બળબળતા બપોરે ટાલ પડેલું માથું તપી જવાથી કોઈ અભાગીઓ આદમી એક તાડનું ઝાડ દેખી તેની છાયામાં પળવાર થોભ્યો. પણ એટલામાં પવનનો ઝપાટો આવતાં ઉપરથી તાડફળ તૂટીને તડાક કરતું તેના તાલકા ઉપર પડ્યું અને બિચારો લોહીલુહાણ થઈ ગયો. તેથી તો કહ્યું છે કે નિર્ભાગીનું નસીબ બે ડગલાં આગળ ને આગળ. કહેવત છે કે,

"અભાગી જો જમવા જાય, વાટેથી વેઠે પકડાય;
એમ કરતાં પણ જો તે જમે, તો માખી આવી પાછું વમે,

"હવે બીજું ચઢતીનું ઉદાહરણ લઈએ :

" भग्नाशस्य करण्डपीडिततनोर्म्लानेन्द्रियस्य क्षुधा
कृत्वा सुविवरं स्वयं निपतितो नक्तं मुखे भोगिनः ।
तृप्तस्तत्पिशितेन सत्वरमसौ तेनैव यातः पथा
लोकाः पश्यत दैवमेव हि नृणां वृद्धौ क्षये कारणम् ॥

"બહાર નીકળવાનો માર્ગ ન મળવાથી કરંડીયામાં પૂરાયલો એક સાપ થાકીને ભૂખથી ગુંચળું વળીને પડી રહ્યો હતો. પણ દૈવયોગે કોઈ ઉંદર કંઈક ખાવાનું મળશે એવી આશાથી કરંડીઆને કાણું પાડી અંદર પેઠો એટલે સીધો જ પેલા ભૂખ્યા ભોરીંગના મોંમાં જઈ પડયો. અને આમ અનાયાસે ઉંદરનો શિકાર મળતાં શક્તિ આવવાથી પેલા કાણા વાટે સાપ બહાર નીકળી ગયો. જોયું ને ? પ્રાણીની વૃદ્ધિ તેમજ ક્ષયનું કારણ કિસ્મત જ છે તે આનું નામ !"

રાજાને વરરુચિના વાર્તાલાપમાં રસ પડયો અને તેણે પ્રશ્ન કર્યો: "ભૂદેવ ! દેખાવમાં તો તમે શંકરના પાર્શ્વદ જેવા જણાઓ છો તો પછી આમ ભીખ કાં માગો છો ?"

"હા, ખરી વાત છે ! **શંકર**નાં સઘળાં લક્ષણો મને મળ્યાં છે. માત્ર એક જ વસ્તુની ખોટ છે તે પૂરી કરવા હું આપને આંગણે આવ્યો છું. જુઓ,

"जातः शूली कदशनवशात् भिक्षुयोगात्कपाली
वस्त्राभावाद्दिगतवसनः स्नेहशून्याज्जटावान् ।
इत्थं राजन् तव परिचयादीश्वरत्वं मयाप्तम्
नाद्यापि त्वं मम नरपते ह्यर्धचन्द्रं ददासि ॥

"ગમે તેવું હલકું અન્ન ખાવાથી મારા પેટમાં શૂળ ભોંકાય છે એટલે હું **શૂલી** થયો છું. ભીખ માગવાને મારી પાસે કંઈ ધાતુનું વાસણ નથી તેથી નાળિયેરનું કાચલું લઈને ફરું છું એટલે **કપાલી** પણ બન્યો છું. મારાં ફાટયાં તૂટયાં કપડાંનું પણ કંઈ ઠેકાણું નથી એટલે **દિગંબર** દેખાઉં છું અને માથે બાપજન્મારે તેલ નાખ્યું નથી એટલે **જટાધારી** પણ જણાઉં છું. **શંકર**નાં આટલાં લક્ષણો તો મને મળ્યાં છે. હવે આપનો પરિચય થયો છે છતાં હજી લગી મને અર્ધચન્દ્ર (૧ અંગૂઠા અને તર્જની વડે બોચી પકડી ધક્કા મારવો તે અને આડીયું—પોસલો—ભરી અન્ન આપવું તે ) કેમ અપાવતા નથી કે જેથી હું સર્વ પ્રકારે **શંકર**ના સમાન થાઉં ? (કારણ કે પોતાના કપાળમાં શંકર ચન્દ્રકળા ધારણ કરે છે.)

"મહારાજ ! મહોરો મેળવવાના મનોરથથી હું અહીં આવ્યો નથી. મને તો માત્ર પેટપૂરતું અન્ન નિત્ય મળી રહે એટલી જોગવાઈ કરો તો બસ છે." **વરરુચિ** મૂળ મુદ્દા ઉપર આવ્યો.

રાજા તેની નિઃસ્પૃહતા અને વિદ્વત્તા જોઈ પ્રસન્ન થયો અને તેણે તત્કાળ તેના પોષણનો પ્રબંધ કરી આપ્યો.

# સમદુખીયાંનું સામ્ય

"અરે! એ! કોણ છે?" શૂલપાણેશ્વરના મંદિરને ઓટલે સૂતેલા શાકલ્યે પાસું ફેરવતાં પોતાની પથારીમાં કોઇ અજાણ્યા માણસને ઊંઘતો જોઇ તેને ઢંઢોળવા માંડ્યો. "વાહ! છે! જાણે બાપાની જ પથારી ન હોય તેમ પૂછ્યા વિના ભાઈ સાહેબ સૂઈ ગયા છે! ચાલ ઊઠે છે કે નહિ?"

પેલો અજાણ્યો આદમી પરાણે કાચી ઊંઘમાંથી આંખો ચોળતો ઊઠીને દયામણે ચહેરે હાથ જોડી બોલ્યો: "માફ કરજો. મોડી રાતે નગરના દરવાજા બંધ થતી વેળા હું મુશીબતે શહેરમાં પેસવા પામ્યો હતો. મને અજાણ્યાને અર્ધી રાતે કોણ આશરો આપે? દૂર દેશાવરથી હું થાક્યો પાક્યો આવ્યો હતો અને એટલામાં અચાનક મારી નજર આપના ઉપર પડી. આપના જનોઇ ઉપરથી આપને બ્રાહ્મણ ધારી મેં અહીં લંબાવ્યું. હું પણ બ્રાહ્મણ છું અને આપ વૃદ્ધ હોઇ આ પરદેશમાં મારા પિતાને સ્થાને છો. "ब्राह्मणस्य ब्राह्मणो गतिः"

આવી વિનયભરી વાણી સાંભળી શાકલ્યનો રોષ શાન્ત થયો. તેણે પૂછપરછ શરુ કરી: "ભલે ભાઈ, ભલે. અહીં વિદેશમાં તારા જેવો પુત્ર મારે પડખે હોય એ આનંદની વાત છે. બોલ, તારું નામ શું? તારું ગામ કયું? અને અહિં શા કામે આવવું પડ્યું છે?"

શાકલ્યનાં વત્સલતાભર્યાં વચનો સાંભળી પેલા પ્રવાસીએ પોતાનો પરિચય કરાવ્યો: "મારું નામ ભાસ્કર. સૌરાષ્ટ્રને સાગર તીરે સોમનાથના પ્રસિદ્ધ જ્યોતિર્લિંગની તીર્થભૂમિ પ્રભાસપાટણથી ભોજરાજા પાસેથી

દાન મેળવી મારું દારિદ્ર દૂર કરવાના ઉદ્દેશથી આટલો પંથ ખેડીને હું અહીં આવ્યો છું. હવે, વાંધો ન હોય તો, આપની ઓળખાણ આપશો?"

"ખૂશીથી. હું પણ તારી માફક **એ**કશિલા નગરીથી આવું છું. મારું નામ **શા**કલ્ય. આપણે બે સમદુઃખીયા ભેગા થયા છીએ. તારું મોં જ કહી આપે છે કે તું કોઈ મોટા કુટુંબમાંથી આવું છું. પણ આટલી ઉંમરે અને આટલે દૂરથી તું આવ્યો છું તેથી તારી ભીડ મારા કરતાં ભારે હોય એમ લાગે છે." **શા**કલ્યે સહાનુભૂતિ દાખવી.

સમવેદનાના શબ્દો સાંભળી **ભા**સ્કરની આંખ ભીની થઈ. તેણે પોતાનું દિલ ખોલ્યું: "કાકા, તમે કહો છો તેવું જ છે. વતનમાં સગાંસંબંધી વચ્ચે દીન હીન દશામાં નીચું માથું ઘાલી પડી રહેવું તે કરતાં બહેતર છે કે વિદેશમાં જઈ માગી ભીખીને પેટ ભરવું! પેલું **ભ**ર્તૃહરિનું વચન છે ને કે,

> पुण्ये ग्रामे वने वा महति सितपटच्छन्नपालीं कपालीं-
> मादाय न्यायगर्भं द्विजहुतहुतभुग्धूमधूम्रोपकण्ठम् ।
> द्वारं द्वारं प्रवृत्तो वरमुदरदरीपूरणाय क्षुधार्तो
> मानी प्राणी स्वदेशे न पुनरनुदिनं तुल्यकुलेषु दीनः ॥

પવિત્ર નગરમાં કે વિશાળ વનમાં જ્યાં બ્રાહ્મણોએ હોમેલી આહુતિઓ વડે ધૂંધવાતા હુતાશનનો ધૂમાડો ગળામાં જતો હોય તેવા ઘેર ઘેર ફરીને, શ્વેત વસ્ત્ર વડે ખપ્પરમાં ઢાંકીને આણેલા ન્યાય પૂર્વકના ભિક્ષાન્નથી પેટનો ખાડો પૂરવો તે બહેતર છે. પણ વતનમાં સમોવડીયાં સગાં વચ્ચે દીન દશામાં દહાડા કાઢવા એ સ્વમાની માણસને માથાના ઘા જેવું લાગે છે."

"તારું બધું દુ:ખ અને દૈન્ય હું સમજી શકું છું; પણ એવું તે શું બન્યું કે તારે ઘર છોડીને આમ તત્કાળ અહીં આવવું પડયું?" **શા**કલ્યે સમભાવ દર્શાવ્યો.

"શું કરું? ઘણું દુ:ખ વેઠયું. ભુખના દુ:ખથી મારાં સંતાનો સૂકાઇને નર્યાં હાડપિંજર જેવાં થઈ ગયાં; મારાં ભાઇભાંડુ દિગ્મૂઢ બની ગયાં; પાણીની ગોળી પણ ઘસાઇને ઠેકઠેકાણે કાણી થઈ ત્યારે લાખ ચોંટાડીને

મેં ચલાવ્યે રાખ્યું. પણ એક દિવસ પોતાનું ફાટેલું લુગડું સીવવાને મારી પત્ની પાડોશણ પાસે હસીને સોય માગવા ગઈ ત્યારે તેણે જે છણકો કરીને મેણું માર્યું તે સાંભળી તો મને જીવતર ઝેર જેવું લાગ્યું; અને હું તે જ પળે ત્યાંથી ચાલી નીકળ્યો." **ભાસ્કરે** ગળગળા આવાજે અંતરની વ્યથા વ્યક્ત કરી.

" **ભાસ્કર** ! લે, આ મારા અલંકારો લઈને સીધો તારે સ્વદેશ જા અને તારા પરિવારની પીડાનો અંત આણ. નગરચર્યા કરવાને હું નીકળ્યો હતો ત્યાં તમારી વાત સાંભળી ઊભો રહ્યો. પણ **ભાસ્કરની** કરુણ કથા કાને પડતાં મારું હૈયું હાથ ન રહ્યું અને મારે આમ અચાનક અર્ધી રાતે છતા થવું પડયું."* **ભોજ** રાજાએ બ્રાહ્મણોનો ક્ષોભ ટાળવા ખુલાસો કર્યો: " **શાકલ્ય** આથી તારી કહાણી ગુપ્ત રહીને સાંભળવાની તક મેં ખોઈ છે, છતાં કશાય સંકોચ વિના તું તારું દુ:ખ મને જણાવ."

" મહારાજ ! આપણે બંને ભૂદેવ ( ૧ રાજા, ૨ બ્રાહ્મણ ) ઠર્યા એટલે આપણાં ભવનની શોભા અને સાજ તો સરખાં જ હોય ને ? સાંભળો,

" पृथुकार्तस्वरपात्रं भूषितनि:शेषपरिजनं देव ।
विलसत्करेणु गहनं संपत्तिसममावयोः सदनम् ॥

" રાજન્ ! પૃથુ ( મોટાં ) કાર્તસ્વર પાત્ર ( સોનાનાં વાસણોના અવાજ)થી તારો મહેલ ગાજે છે તો પૃથુક (બાળકો)ના આર્તસ્વર (રડારોળ) થી મારું ઘર પણ ગાજે છે. તારા ભવનમાં નિ:શેષ (સર્વાંગે) ભૂષિત (શણગારાયલાં) પરિજનો (દાસદાસીઓ) ફરે છે ત્યારે મારે ત્યાં ભૂ+ઉષિત ભોંય ઉપર સૂનાર ) પરિજનો ( પરિવાર ) ઉભરાય છે. વળી તારે મંદિરે વિલસતી ( શોભતી ) કરેણુઓ ( હાથણીઓ ) ઝૂલે છે તેમ મારા ઘરમાં વિલ ( બીલ અને દર ) તથા રેણુ ( ધૂળ ) ઠેર ઠેર જણાય છે. આપણી સંપત્તિની સમાનતા કેવી સરસ છે ! " **શાકલ્યે** શ્લેષાત્મક ( દ્વિઅર્થી ) શ્લોકથી સાનમાં સમજાવ્યું.

---

* प्राय: सर्वो भवति करुणावृत्तिरार्द्रान्तरात्मा ।
પ્રાય: કુમળાં દિલ સુજનનાં સૌ દયાભાવ વર્ષે.

આવા ચમત્કારિક અને ચાતુર્યપૂર્ણ ઉત્તરથી ભોજે પ્રસન્ન થઈ તેને એક લાખ સોના મહોર આપવાને કોષાધિકારી ઉપર આજ્ઞાપત્ર લખી આપ્યો. આમ કદર થવાથી **શાકલ્યની** વાક્છટા ઓર ખીલી ઉઠી:

"अत्युद्धृता वसुमती दलितोऽरिवर्गः
क्रोडीकृता बलवता बलराजलक्ष्मीः ।
एकत्र जन्मनि कृतं यदनेन यूना
जन्मत्रये तदकरोत्पुरुषः पुराणः ॥

પૃથ્વીનો ઉદ્ધાર કરવા **વરાહનો**, શત્રુને મારવા **નૃસિંહનો** અને **બલિરાજાની** લક્ષ્મી લેવા **વામનનો** એમ જે કરવા ભગવાન **વિષ્ણુને** ત્રણ ત્રણ અવતારો લેવા પડ્યા તે ત્રણેય કામ આ યુવાન રાજાએ તો એક જ જન્મમાં કરી નાખ્યાં છે. કારણ કે તેણે પૃથ્વીનો ઉદ્ધાર કર્યો છે, શત્રુઓનો નાશ કર્યો છે અને બળવાન રાજાઓની લક્ષ્મી પ્રાપ્ત કરી છે." **શાકલ્યની** આવી પ્રાસાદિક પ્રશંસા સાંભળી **ભોજે** તેને બીજી ત્રણ લાખ મહોરો આપવાની વ્યવસ્થા કરી.

# કુલિનતા નહિ પણ કલા

" दृष्टे श्रीभोजराजेन्द्रे गलन्ति त्रीणि तत्क्षणात्
शत्रोः शस्त्रं, कवेः कष्टं, गर्विणो गर्वमेव च ॥

"હે રાજા ભોજ! તને જોતાં વેંત શત્રુનું શસ્ત્રબળ, કવિનું કષ્ટ અને ગર્વિષ્ટનું ગુમાન એ ત્રણ તત્કાળ ગળી જાય છે." કલિંગ દેશથી આવેલો એક પંડિત, એક મહીના લગી મથવા છતાં બ્રહ્મસભામાં પ્રવેશવાની તક ન મળવાથી, ભોજરાજાને મૃગયા માટે નગરમાંથી નીકળતો જોઇ તે સાંભળે તેમ ઉપરનો શ્લોક બોલ્યો.

રાજાએ અશ્વ થોભાવી પેલા પંડિતને એક લાખ મહોરો આપવાની ખજાનચીને આજ્ઞા કરી.

એટલામાં એક ગોવાળીયાને છટાભેર આલાપ સાથે સુમધુર સંગીત ગાતો સાંભળી તેના ઉપર પ્રસન્ન થઈ રાજાએ તેને પાંચ લાખ મહોરો આપવા ફરમાવ્યું.

'આ ગમાર ગોવાળીયાને પાંચ લાખ અને મારા જેવા પંડિતને માત્ર એક લાખ! નક્કી, રાજાને માણસની કશી કદર કરતાં આવડતી નથી!' આવો વિચાર કરી પેલા પંડિતે કમળની અન્યોક્તિથી રાજાને ટકોર કરી કે, "હે કમળ! તારા ગુણોથી નહિ પણ તારા રૂપરંગની શોભાથી આકર્ષાઈ અવિવેકી મધુપો (૧ ભમરા અને ૨ મદ્ય પીનારા) તારો ઉપભોગ કરે છે!"

ચકોર રાજાએ તરતજ રદીયો આપ્યો કે,

प्रभुभिः पूज्यते विप्र कलैव न कुलीनता ।
कलावान्धार्यते मूर्ध्नि सत्सु देवेषु शम्भुना ॥

"વિપ્ર! સમર્થ પુરુષો કુલીનતાને નહિ પણ કલાને જ પૂજે છે. દેવતાઓ તો અનેક છે પણ તેમનામાંથી એક માત્ર કલાવાન ચન્દ્રને જ ભગવાન શંભુ મસ્તકે ધારણ કરે છે."

# દાન દીધે ધન ના ખૂટે

નિત્ય નિયમ મુજબ દાનકર્મથી પરવારીને ભોજરાજા બ્રહ્મસભામાં વાર્તાવિનોદ કરતો બેઠો હતો એટલામાં મોડેથી પાંચ પરદેશી પંડિતો ત્યાં આવી ચઢ્યા. તેમને આવેલા જોઇને 'આજે નિત્યનિયમ કરતાં વિશેષ દાનની જોગવાઈ કરવી પડશે' એમ રાજાએ મનમાં વિચાર્યું. પેલા પાંચ પંડિતોમાંનો એક ચકોર કવિ રાજાની મુખમુદ્રા ઉપરથી તેનો મનોભાવ કળી ગયો એટલે કમળને ઉદ્દેશીને તે એક અન્યોક્તિ બોલ્યો:

'હે શતદલ પદ્મ ! સારીયે સૃષ્ટિના સાર રૂપ તારી સુગંધથી આકર્ષાઇને ભમરાઓનાં ટોળાં તારા ઉપર ભમ્યાં કરે છે તેથી તું આમ ગુસ્સે શીદ થાય છે ? તેથી તારો પ્રકૃતિદત્ત પરિમલ ખૂટવાનો નથી."

આ સાંભળી રાજાના ચહેરા ઉપર પ્રસન્નતા પથરાઈ. આથી પ્રોત્સાહન પામી પેલા કવિએ આગળ ચલાવ્યું:

" याचितो यः प्रहृष्येत दत्वा च प्रीतिमान्भवेत् ।
तं दृष्ट्वाप्यथवा श्रुत्वा नरः स्वर्गमवाप्नुयात् ॥

"જ્યારે કોઈ પોતાની પાસે યાચના કરે ત્યારે જેને આનંદ થાય અને દાન દઇને રાજી થાય તેવા દાનવીરના દર્શનથી અથવા તેની વાણી સાંભળવાથી મનુષ્ય સ્વર્ગનું સુખ પામે છે."

આ સ્તુતિવચનોથી સંતુષ્ટ થઈ રાજાએ તેમને પાંચ લાખ મહોરો દાન આપી.

# વણકરની વિદ્વત્તા

"મહારાજ, આપે આપેલ માન અને દાન હું માથે ચઢાવું છું. પણ દ્રાવિડ જેટલા દૂર દેશથી કેવળ દાનની આશાથી હું અહિં આવ્યો નથી. આપ જેવા દાનવીર છો તેવા જ વિદ્યાપ્રેમી છો. તેથી આપના આશ્રય અને સહવાસનો લાભ મળે તે ખાતર આ નગરમાં નિવાસ કરવાના ઉદ્દેશથી મેં આ લાંબો પ્રવાસ ખેડયો છે." લક્ષ્મીધર પંડિતે ભોજરાજાને પ્રસન્ન થયેલો જોઈ પોતાની માગણી રજુ કરી

"ઘણી ખૂશીથી ! વિદ્વાનોને માટે મારાં નગરદ્વાર સદાય ખુલ્લાં છે." રાજાએ અનુમતિ આપી.

"પરંતુ, હું તો ઘેરેઘેર ફરી વળ્યો પણ કયાંય ખાલી જગા ન જડી. હવે તો આપ જ કંઇ રસ્તો કાઢો તો." પંડિતે મદદ માગી.

રાજાએ તરત જ દંડધરને આજ્ઞા કરી: "જાઓ, કોઈ અભણ માણસને ખોળી કાઢી તેને નગર બહાર કાઢો અને તેના ખાલી પડેલા ઘરમાં પંડિતજીના વસવાટની વ્યવસ્થા કરો."

દંડધર નમન કરી ઘર શોધવા ચાલી નીકળ્યો. તેણે ચોમેર ચાંપતી તપાસ કરી પણ જેનું ઘર ખાલી કરાવાય એવો કોઈ અભણ હાથ ન લાગ્યો. આખરે કુવિન્દ નામનો એક વણકર જડી આવ્યો. પરંતુ પોતે અભણ નથી એમ કહી તેણે ઘર છોડવાની ના પાડી. આથી દંડધરે તેને રાજા સમક્ષ હાજર કર્યો.

"રાજન્! મારો ન્યાય કરો. હું મૂર્ખ છું કે વિદ્વાન્ તેની આપ પરીક્ષા કરો. અને જો હું વિદ્યાહીન ઠરું તો બેલાશક, મને નગર બહાર કાઢજો." કુવિન્દે હાથ જોડી કહેવા માંડયું: "સાંભળો,

"काव्यं करोमि नहि चारुतरं करोमि
यत्नात्करोमि यदि चारुतरं करोमि ।
भूपालमौलिमणिमण्डितपादपीठ
हे साहसाङ्क कवयामि ? वयामि ? यामि ? ॥

"હું કાવ્ય તો કરું છું પણ બહુ સારું કરતો નથી. જો ખાસ પ્રયત્નપૂર્વક કરું તો બહુ સુન્દર કરી શકું છું ખરો. પગે પડતા પરાજિત રાજાઓના મુકુટમણિથી જેનું પદપીઠ (પગ રાખવાનો બાજઠ, Foot stool) શોભે છે એવા હે નરેન્દ્ર! કહે, હું કવિતા કરું? કાપડ વણું? કે જતો રહું?"

કુવિન્દ, તારી રચનામાં શબ્દલાલિત્ય અને માધુર્ય તો છે; પણ પ્રસંગને છાજે તેવો વિનય નથી." રાજાએ અભિપ્રાય આપ્યો.

"મહારાજ, માફ કરજો. હું જે બોલ્યો છું તે પરિસ્થિતિનો પૂરો વિચાર કરીને બોલ્યો છું, પણ પંડિતોની અને પૃથ્વીપતિઓની વિવેકની વ્યાખ્યા વિભિન્ન હોય છે એટલે વધુ ખુલાસો કરવો ઇષ્ટ નથી." કુવિન્દે સંકોચ બતાવ્યો.

"ના, ના. તારે જે કંઇ કહેવું હોય તે કચવાયા વિના કહે." રાજાએ અભયવચન આપ્યું.

"રાજન્! એક કાલિદાસ સિવાય હું તો બીજો કોઈ સાચો પ્રતિભાસંપન્ન કવિ આ સભામાં જોતો નથી: એટલે મારા કાવ્યની પરીક્ષા કોણ કરી શકે? પાડો તળાવના પાણીમાં ગળાબૂડ પડી રહે છતાં પદ્મવનના પરિમલને ક્યાંથી પિછાને? નિર્દોષ ન્હાનાં બાળકો આગળ નવયૌવનાના નયનકટાક્ષ નિરર્થક નીવડે પણ રસિક યુવાનો જ એ નેત્રસંકેતની મઝા માણી શકે." કુવિન્દે સમજાવવા માંડ્યું.

"ખરી વાત છે. સહૃદયીઓ જ સમજી શકે એવી કવિતા પોતે સમજી ન શકે એટલે અબુધો તેને કઠીન અને રસહીન કહી વગોવે એ તો સૂકાયલા સ્તનવાળી સ્ત્રી કાંચળી શીવનાર દરજીનો દોષ કાઢે તેના જેવી વાત છે." પંડિતા સીતાએ સાક્ષી પૂરી.

"મારા કાવ્યમાં જેને આપ અવિનય કહો છો તે તો ઉલટો અલંકાર છે. બચપણમાં પુત્રની, સ્તુતિગાન કરતાં કવિની અને સંગ્રામમાં સુભટની 'તુંકાર'વાળી વાણી વખણાય છે." કુવિન્દે ખુલાસો કર્યો.

આવા અર્થયુક્ત ઉત્તરથી પ્રસન્ન થયેલા રાજાએ કુવિન્દને ઘર ખાલી નહિ કરાવવાની ખાત્રી આપી અને દંડધરને બીજું કોઈ ઘર શોધી કાઢવાની સૂચના કરી.

## કુટુમ્બકલહનું કારણ

"માફ કરો, ઘરમાં કોઈ આપે એવું નથી." "જાઓ, જાઓ, મહારાજ! અહીં શું બાપાની થાપણ બાપણ દાટી મૂકી છે?" "અહીં કઇ રાંડ તમારા માટે રોટલા ઘડવા નવરી બેઠી છે!" ભિક્ષા માગવા જતાં દરેક બારણેથી આવા ઉત્તરો મળતાં દક્ષિણ દેશથી આવેલો **મલ્લિનાથ** વીલે મોઢે અને ભાંગેલે પગે ઉતારે પાછો ફર્યો. કારણ કે આજે કોઇ પર્વદિન હોવાથી શહેરની સઘળી સ્ત્રીઓ દેવદર્શને ગઈ હતી.

"કેમ આવ્યાને ધોયેલા મૂળા જેવા! રોતા જાય તે મૂવાના સમાચાર જ લાવે. ધૂળ પડી તમારા ભણતરમાં કે ભીખ માગતાં પણ ન આવડી અને આમ ભૂખે મરવાનો વારો આવ્યો. પેટ ભરવાની પ્હોંચ ન'તી તો પરણ્યા જ શા માટે?" પતિને ખાલી હાથે પાછો ફરેલો જોઈને પત્નીએ સરસ્વતી સંભળાવવા માંડી.

થઇ રહ્યું. બળતામાં ઘી હોમાયું. ભૂખ, થાક અને નિષ્ફળતાથી કંટાળેલા પંડિતે બધી દાઝ બૈરી ઉપર કાઢી. 'નબળો માટી બૈરી પર શૂરો.' તેને પેલી લોકોક્તિ યાદ આવી:

'ભૂંધે જાર બાજરી, ભૂંધે નાર પાધરી;
ભૂંધે ડોબું દોવા દે, ભૂંધે છોરું છાનું રહે.'

એટલે 'માર બૂધું અને કર સૂધું' કરી **મલ્લિનાથે** લાકડી લઇને પત્નીની પૂજા કરવા માંડી. આ મારઝૂડ સાંભળીને કોટવાળ ત્યાં દોડી આવ્યો અને બ્રાહ્મણને મુસ્કેટાટ બાંધી રાજસભામાં લઈ ગયો.

"કાં મહારાજ? આ બધી શી કથા છે? આપના જેવા

વિદ્વાનને આવું શોભે?" **મલ્લિનાથનો** મુકદ્દમો નીકળતાં ન્યાયાસને બિરાજેલા **ભોજ** રાજાએ પ્રશ્ન કર્યો.

"રાજન્! મારી મા મને કે મારી પત્નીને જોઈને પ્રસન્ન થતી નથી. મારી પત્ની મારા ઉપર અને મારી મા ઉપર ખીજાયાં કરે છે અને હું પણ બંને ઉપર ઘુરકયાં કરું છું. અમારા વચ્ચેનો સ્વભાવસિદ્ધ સ્નેહસંબંધ સુકાઈ ગયો છે. કહો, આમાં દોષ કોનો?" પંડિતે ફરીયત રજુ કરી.

વિચક્ષણ રાજા આ વિષમ અને વિચિત્ર વસ્તુસ્થિતિનો પાર તુરત પામી ગયો. તેણે કહ્યું: "વિપ્ર! તારા કુટુંબકલહનું કારણ તારી કંગાલીયત છે. આથી બધો દોષ એ દરિદ્રતાનો છે. જા, હું તને લાખ સોના મહોર આપું છું તે લઈ જા એટલે તારા ઘરમાંનો ખટરાગ પોબારા ગણી જશે."

સંતુષ્ટ થયેલો પંડિત આશીર્વાદ આપતો મુકામ ઉપર ગયો.

## સાંકેતિક સંદેશ

"काचिद्बाला रमणवसतिं प्रेषयन्ती करण्डम्
सा तन्मूले सभयमलिखद् व्यालमस्योपरिष्टात् ।
गौरीनाथं पवनतनयं चम्पकं चास्य भावम्
पृच्छत्यार्यान्प्रति कथमिदं मल्लिनाथः कवीन्द्रः ॥"

"એક પ્રેયસીએ પોતાના પ્રીતમને દાસી દ્વારા એક સંદેશો પાઠવ્યો. ઉપરાંત, ફૂલના એક કરંડીઆ ઉપર શેષનાગ, **શંકર**, **હનુમાન અને** ચંપાનું ફૂલ-એટલી આકૃતિઓ આલેખી તે પણ સંદેશા સાથે મોકલ્યો, સભાજનો સમક્ષ મારો-**મલ્લિનાથનો**-પ્રશ્ન છે કે આવી આકૃતિઓ આલેખવામાં તે બાલાનો શો સંકેત હશે?" **ભોજરાજાએ** દ્વારપાળે આણેલી ચીઠ્ઠી વાંચી **મલ્લિનાથને** અંદર લાવવા આજ્ઞા આપી.

સૌની નજર **મલ્લિનાથ** ભણી મંડાઈ. રાજાને આશીર્વાદ આપી તે અંગુલિનિર્દેશથી બતાવેલા આસને બેઠો.

**કાલિદાસે** શરુઆત કરી: "વાહ! શી સુંદર ગાથા છે! આ કાવ્યમાં પ્રોષિતભર્તૃકા (જેનો પતિ કામપ્રસંગે પરદેશ ગયો હોય તેવી) નાયિકાની મનોવેદના અને તેના પ્રતિભાવનું ફક્કડ વર્ણન છે."

"વળી **અશોકવનમાં સીતાજીને** શ્રી **રામનો** સંદેશો પહોંચાડનાર વાયુપુત્ર **હનુમાનનું** ચિત્ર દોરીને તો કમાલ કરી છે." **ભવભૂતિએ** સૂર પૂરાવ્યો.

"મારો તો આગ્રહ છે કે બીજા કોઈ કરતાં **મલ્લિનાથ** પોતે જ આ ગાથાનું રહસ્ય સમજાવે તો ઓર મઝા આવે!" રાજાએ પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

"દેવ! કવિવર **કાલિદાસે** કહ્યો તેવો જ આ કાવ્યનો આશય છે." **મલ્લિનાથે** વિવરણ કરવા માંડ્યું: "વિરહાતુર વનિતાએ ફૂલનો

કરંડીઓ મોકલી એમ સૂચવ્યું છે કે દેહ રૂપી કરંડીઆમાં મારું ફૂલ જેવું સુકોમળ હૃદય સુરક્ષિત છે.

"પણ રખેને પવનના ઝપાટાથી આ ફૂલો ઊડી જાય તેથી તેણે વાયુનું ભક્ષણ કરનાર શેષનાગની આકૃતિ આલેખી સંકેતથી સમજાવ્યું છે કે દક્ષિણનો મલયાનિલ મારા કામાગ્નિને પ્રજ્વલિત ન કરે તે માટે આ શેષનાગને સંભારું છું,

"વળી તેને વિચાર આવ્યો કે કદાચ કામદેવ આ પુષ્પો બાણ તરીકે યોજશે તો? આથી તેનું નિવારણ કરવા તેણે કામદેવના શત્રુ સદાશિવનું ચિત્ર દોર્યું અને તે દ્વારા સૂચવ્યું કે કામદેવનાં કાતિલ તીરોથી બચવા હું શંભુનું ધ્યાન ધરું છું.

"અને ભમરાઓ પુષ્પનો મધુર રસ ચાખી એંઠાં ન કરે તે માટે ચંપાનું ફૂલ ચીતર્યું કે જેને જોતાં વેંત ભમરાઓ ભાગી જાય. આ ચિત્ર દ્વારા તેણે ખાત્રી આપી કે મારી કામાતુરતાનો લાભ લેવાની લાલચે કંઈક ભોગી ભમરાઓ ફાંફાં મારે છે પણ કોઈ મારું હૈયું સર કરી શકે તેમ નથી.

"છેવટમાં, સૂર્યના તાપથી ફૂલ કરમાઈ ન જાય તે હેતુથી જન્મતાં વેંત સૂર્યને કાચું બિમ્બફળ ધારી પકડવા કૂદનાર હનુમાનનું આલેખન કરી તેણે જણાવ્યું કે મારા હૈયાના બાગને કોઈ ઉજાડે નહિ તે માટે હું હનુમાનની ઉપાસના કરું છું."

આવી માર્મિક મીમાંસા સાંભળી સૌ વિસ્મય પામ્યા. અને રાજાએ પ્રસન્ન થઈને મલ્લિનાથને લાખ સોના મહોર, પાંચ હાથી અને દશ ઘોડાનું દાન દીધું.

આથી સંતુષ્ટ થયેલા બ્રાહ્મણે રાજાની સ્તુતિ કરતાં કહ્યું કે: "મહારાજ! આપ દાન દેવાના સંકલ્પ કરી જે જળ મૂકો છો તે જળના પ્રવાહથી જ આ સમુદ્ર બન્યો હોય એમ મને તો લાગે છે. નહિંતર સમુદ્રમંથનમાંથી નીકળેલાં કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિન્તામણી આમ મનોકામના પરિપૂર્ણ કરવાની શક્તિ ક્યાંથી ધરાવે? આ બધો આપના દાનધર્મનો જ પ્રતાપ છે."

આવી અલંકારિક વાણીથી રાજી થઈ ભોજ રાજાએ તેને બીજી ત્રણ લાખ મહોરો આપી.

# કિસ્મતની કરામત

"પલટે માનવની દશા દશકે : લોક પ્રસિદ્ધ;
પલટાતી મુજ કંથની સ્વપ્ને દશા ન દીઠ."

"અરેરે!" "જનમ ધરીને સુખના દહાડા ક્યારેય જોવા ન મળ્યા!" બ્રાહ્મણીએ ઊંડો નિસાસો નાખ્યો. આ કરુણ કથા સાંભળીને નગરચર્યા જોવા નીકળેલા રાજા **ભોજ**ની આંખ ભીની થઈ.

બીજી સવારે રાજાએ પેલી બ્રાહ્મણીના પતિને બોલાવી મંગાવ્યો અને ચાર બીજોરાં દાનમાં આપ્યાં. તેમાંનાં બે બીજોરાંમાં તેણે લાખ લાખ મહોરનું એકેક રત્ન સફાઈથી છુપાવ્યું હતું. પેલા બ્રાહ્મણને આ ભેદની સમજ ન પડી એટલે તેણે વિચાર્યું : "રાજાયે કંજૂસનો કાકો જ છે ને! આપી આપીને ચાર બીજોરાં જ આપ્યાં! કોઈને વાત કરી હોય તો મશ્કરી માને! આમાં ઘેર પણ શું લઈ જવું! લાવ કોઈ શાકવાળાને વેચી દઉં." અને તેણે પેલાં બીજોરાં કોઈ કાછીયાને વેચી દીધાં. એટલામાં એક માણસ રાજાને ભેટ ધરવાને કંઈક ફળો ખરીદવાને ત્યાં આવી ચઢ્યો અને પેલાં બીજોરાં સારાં લાગવાથી લઈને ચાલતો થયો. રાજાએ ભેટમાં આવેલાં બીજોરાં તરત જ ઓળખી કાઢ્યાં. અને કીસ્મતની કરામત જોઈ બોલી ઊઠ્યો : "ભાગ્ય વિના નર કોડી ન પામે! મેઘ તો ઘણુંય વરસે પણ નસીબમાં ન હોય તો તરસ્યા ચાતકના કંઠમાં એક ટીપુંય ન પડે! કહ્યું છે ને કે,

કરમના ફૂટ્યા કરહણીયા તે જાને ક્યાંથી જઈએ?
નશીબમાં લખ્યું ડોળીયું તો ઘી ક્યાંથી ખાઈએ?"

રાજાએ પેલા દરિદ્રી બ્રાહ્મણને ફરી બોલાવી મંગાવ્યો અને તેના દેખતાં પેલાં બીજોરાં ચીરી તેમાં છુપાવેલાં રત્નો બતાવ્યાં. બ્રાહ્મણના આશ્ચર્ય અને આનંદનો પાર ન રહ્યો અને રાજાને અંતરની આશીષો આપી, આભાર માની, રત્નો લઈ તે ઘેર ગયો.

# અમણુ ભોજ

"તમારે રાજાને જ મળવું છે ને ? તો હું કહું તેમ કરો. ચાલો, આપણે બંને લાકડાની ભારીઓ માથે લઈને નદીને સામે પાર જઈએ. હમણાં રાજા ત્યાં થઇને શિકાર કરવા જશે." બ્રાહ્મણીએ પોતાના પતિને સૂચવ્યું: "રાજાને મળવાનો બીજો રસ્તો નથી. લાકડાની ભારી દેખી રાજાને આપણી નિર્ધનતાનો પણ ખ્યાલ આવશે"

"ભલે ત્યારે ! ગમે તે રીતે પણ ભોજનો ભેટો થાય તો ભવની ભાવટ ભાંગે" નિરાશ થયેલા પંડિતની આંખો પત્નીની સૂચના સાંભળી ચમકી ઉઠી. બંને જણ ભગવાનનું નામ લઈ, માથે લાકડાની ભારી ચઢાવી, પ્રારબ્ધનો પાસો ફેંકવા ચાલી નીકળ્યાં.

નસીબજોગે, બરાબર તે જ વખતે રાજા ક્ષિપ્રાને સામે કાંઠે ઘોડો ખેલાવતો આવી પ્હોંચ્યો. તરત જ તેની નજર આ બ્રાહ્મણ દંપતી ઉપર પડી. "માન ન માન પણ આ બ્રાહ્મણની મુખકાન્તિ જ કહી આપે છે કે તે વિદ્વાન છે. છતાં નિર્ધનતાના કારણે તેને આવો કઠણ ધંધો કરવો પડતો હોય એમ લાગે છે. લાવ, હું જરા પરીક્ષા તો કરી જોઉં." રાજાએ મનમાં વિચાર કર્યો અને પૂછ્યું:

'कियन्मानं जलं विप्र ?' 'કેટલું વિપ્ર છે પાણી ?'

'जानुदघ्नं नराधिप' 'જાનુ બુડે નરાધિપ !' તરત જ બ્રાહ્મણે જવાબ આપ્યો. (જાનુ=ઢીંચણ) સંસ્કૃત ભાષા ઉપર પાકો કાબુ ન હોય તો दघ्नट् પ્રત્યયનો આમ સફળતાથી ઉપયોગ ન કરી શકાય. તેથી રાજાને તેની વિદ્વત્તાની ખાતરી થઇ. આટલી વિદ્વત્તા છતાં તેની આવી રંક અવસ્થા જોઈ રાજાએ તેને પૂછ્યું:

'ईदर्शी किमवस्था ते ?' 'તો દશા કેમ છે આવી ?'

'न सर्वत्र भवादृशाः' ! 'આપ જેવા નથી બધે.' બ્રાહ્મણે વળતો ખુલાસો કર્યો. રાજાએ આ પ્રશ્નોત્તરથી પ્રસન્ન થઇ તેને એક લાખ મહોર આપવાની કોષાધિકારી ઉપર ચીઠ્ઠી લખી આપી. રાજાને આશીર્વાદ આપી, લાકડાની ભારી પડતી મૂકી બ્રાહ્મણ તો સીધો ખજાનચી પાસે જઈ પહોંચ્યો. પરંતુ બ્રાહ્મણનો દીન વેષ દેખી તેણે તેને દાદ ન દીધી. 'લાખ મહોર લેવા નીકળનારની સીકલ તો જુઓ!' તે તિરસ્કારપૂર્વક આછું હસ્યો અને પાછો પોતાના કામમાં ગુંથાયો.

અપમાનથી અકળાયલો વિપ્ર પાછો રાજા પાસે આવ્યો અને કોષાધ્યક્ષની કૃપણતા વિષે તેણે રોષભેર ફરિયાદ કરી. રાજાએ તેને ઠંડો પાડતાં કહ્યું : 'એમ? ભલે! તારે લેશ પણ ગભરાવાની જરૂર નથી. મારું બીરદ '**બમણુ ભોજ**' છે એટલે હવે તને બમણું દ્રવ્ય અપાવીશ. લે, આ બીજો આજ્ઞાપત્ર આપું છું એ ખજાનચીને બતાવજે એટલે તને બે લાખ મહોર મળશે.'

બમણા દાનની આશાથી બ્રાહ્મણ ફરી કોષાધિકારી પાસે ગયો પણ તેણે તો ચીઠ્ઠી પાછી આપી અને ચાલ્યા જવા ફરમાવ્યું. ભાંગેલે પગે પંડિત પાછો ફર્યો. અને રાજાને બધી વાત કરી.

રાજાએ ફરીથી ત્રણ લાખ મહોર આપવા હુકમ લખી આપ્યો અને બ્રાહ્મણના ધૈર્યની કસોટી કરવા તેને ત્રીજી વાર ખજાનચી પાસે મોકલ્યો. પણ આ વેળા તો તેને દૂરથી આવતો દેખી ખજાનચી એવો તો કામમાં ગુંથાઇ ગયો કે તેના સામે જોયું સુદ્ધાં નહિ.

નિરાશ અને માનભંગ થયેલો પંડિત ધૂંધવાતે હૈયે **ભોજ** પાસે આવ્યો અને બ્રાહ્મણસુલભ કોપ કરી બોલ્યો:

"રાજન્! આ તે દાન આપવાના તારા ઢંગ છે! આમ મને ધક્કા ખવડાવવામાં તને શું મળે છે? પેલો તારો કંજુસ ખજાનચી મારું ત્યાં અપમાન કરે છે અને અહીં તું મારા જેવા રંકની આમ હાંસી કરે છે. ન આપવું હોય તો ના કહે. 'નાચવું નહિ ત્યારે આંગણું વાંકું' જેવું શા માટે કરે છે? આ તો 'સકર્મીની જીભ અને

અકર્મીના ટાંટીયા' વાળી વાત થાય છે. તે કરતાં તો 'સખીસે બડા સૂમ કે ઝટ (નકારમાં) જવાબ દે.'

"વરસાદથી સઘળી વનસ્પતિ પ્રફુલ્લ થાય છે પણ મારા જેવા આકડાના ઝાડનાં તો પાંદડાં અને ફૂલ વરસાદ પડવાથી ખરી પડે છે.

"સૂર્ય અંધકારને ઘણોય હાંકી કાઢે છે છતાં તે સૂર્યની પૂંઠળ રોજ દોડયાં જ કરે છે તેમ દરિદ્રતા સાથે છૂટાછેડા કરવાને હું ઘણુંય મથું છું પણ નિર્લજ્જ નારીની માફક તે મારો પીછો છોડતી નથી."

"વિપ્ર! આટલા આકળા થવાની જરૂર નથી. તને ખાલી ફેરો ન પડે તે માટે મારા અંગરક્ષકને તારી સાથે મોકલું છું. લે, આ નવી ચીઠ્ઠી લઇ જા એટલે તને ત્રણલાખ મહોરો અને દશ હાથી મળશે." રાજાએ હસતે મોંએ તેનું સાન્ત્વન કર્યું'.

આશા અને તૃષ્ણાની મધલાળ માનવીને છેલ્લા શ્વાસ પર્યંત નાચ નચાવે છે. સ્વમાન અને સિદ્ધાન્ત બધું ત્યાં સૂઇ જાય છે. આથી આશાભર્યો બ્રાહ્મણ પેલા અંગરક્ષકની સાથે ફરી ખજાનચી સમક્ષ ખડો થયો. વાર્તામાંના પેલા કરોળિયા માફક તે મંડયો રહ્યો ને ફરી ફરી પ્રયત્ન કર્યા તો આખરે તેની મહેનત ફળી. આ વખતે કોષાધ્યક્ષ નરમ ઘી જેવો થઈ ગયો અને ધર્મવાહિકામાં દાનની નોંધ કરી બ્રાહ્મણને ત્રણ લાખ મહોરો અને દશ હાથી અર્પણ કર્યા.

# આખા રાજ્યનું દાન

“ राजन् दौवारिकादेव प्राप्तवानस्मि वारणम् ।
मत्तवारणमिच्छामि त्वत्तोऽहं जगतीपते ॥

“રાજન્! તારા દ્વારપાલે તો મને વારણ આપ્યો; (સભામાં પેસતાં વાર્યો–રોક્યો–નિવારણ કર્યું ) છતાં હું તારા પાસેથી મદોન્મત્ત વારણ ( હાથી ) મળશે એવી આશાથી અહીં હાજર થયો છું.” વિદ્વાન કવિશેખરે રાજાને આશીર્વાદ આપી પોતાની માગણી રજુ કરી.

આવી અલંકારિક યાચના સાંભળી ભોજ આનંદ પામ્યો. તે પૂવ દિશામાં મુખ કરી બેઠો હતો તેથી પોતાના રાજ્યનો પૂર્વભાગ બ્રાહ્મણને આપવાનો મનમાં સંકલ્પ કરી રાજાએ દક્ષિણ દિશામાં મોં ફેરવ્યું.

રાજાના આ વિચિત્ર વર્તનનું રહસ્ય ન સમજાવાથી કવિશેખર રાજાની સન્મુખ જઇ નીચેનો શ્લોક બોલ્યો :

“ अपूर्वेऽयं धनुर्विद्या भवता शिक्षिता कथम् ।
मार्गणौघः समायाति गुणो याति दिगम्बरम् ॥

“મહારાજ ! આવી અપૂર્વ ધનુર્વિદ્યા તમે ક્યાંથી શીખી લાવ્યા છો? સામાન્ય રીતે તો ધનુષ્ય વડે માર્ગણ–બાણ–નો સમૂહ દૂર જાય છે અને ગુણ ( પણછ ) પાસે આવે છે. પણ અહિં તો માર્ગણો–યાચકો–આપની પાસે આવે છે અને આપના ગુણ ( ગુણગાન–કીર્તિ ) દૂર દેશાવરમાં પ્રસરે છે.”

દક્ષિણાભિમુખ બેઠેલા રાજાએ આ બીજા શ્લોકથી પ્રસન્ન થઈ દક્ષિણ દેશનું બ્રાહ્મણને દાન કરવાનો મનમાં સંકલ્પ કરી પશ્ચિમમાં મુખ

ફેરવી લીધું. રાજાનો મનોભાવ ન કળી શકાયાથી પંડિતે વિસ્મય પામી રાજાની સામે જઈ ત્રીજો શ્લોક ઉચ્ચાર્યો:

"सर्वज्ञ इति लोकोऽयं भवन्तं भाषते मृषा।
पदमेकं न जानीषे वक्तुं नास्तीति याचके॥

"રાજન્! તમે સર્વજ્ઞ છો એમ લોકો કહે છે તે ખોટું છે. કારણ કે, યાચકોને 'નથી' એટલો એક શબ્દ કહેતાં તમને આવડતો નથી."

આવો ચમત્કારિક શ્લોક સાંભળી રાજાએ મનમાં સંકલ્પ કરી પંડિતને પશ્ચિમનો પ્રદેશ અર્પણ કર્યો અને ઉત્તરાભિમુખ થઈ બેઠો. પણ બિચારા બ્રાહ્મણને રાજાના મનની વાત ક્યાંથી સમજાય? છતાં નિરાશ ન થતાં રાજાની ભણી મુખ કરી તેણે એક વધુ શ્લોક સંભળાવ્યો:

"सर्वदा सर्वदोऽसीति मिथ्या त्वं स्तूयसे बुधैः।
नारयो लेभिरे पृष्ठं, न वक्षः परयोषितः॥

"મહારાજ, 'તમે સદા સર્વસ્વનું દાન કરો છો' એવી પંડિતો તમારી પ્રશંસા કરે છે તે ખોટી છે. કારણ કે, તમે શત્રુઓને પૂંઠ અને પરસ્ત્રીઓને તમારું વક્ષસ્થળ આપ્યું નથી. અર્થાત્ તમે અજેય છો અને સદાચારી છો."

આ છેલ્લા શ્લોકથી તો રાજાના આનંદની તેમજ ઉદારતાની અવધિ આવી ગઈ. રાજ્યનો બાકી રહેલો ઉત્તર ભાગ પણ બ્રાહ્મણને સંકલ્પ વડે દાન કરી રાજા સિંહાસન ઉપરથી ઉતરી ગયો. 'હવે રાજ્ય ઉપર આપણો કંઈ અધિકાર નથી રહ્યો માટે ચાલો આપણે તપોવનમાં જઈ વસીએ' એમ રાણી લીલાવતીને કહેવા તે સીધો ચૂપચાપ અંતઃપુરમાં ચાલ્યો ગયો. કવિશેખર તો મોં વકાસી જોઇ જ રહ્યો અને આખી બ્રહ્મસભા પણ આશ્ચર્યચકિત થઈ ગઈ. રાજાને જતો જોઇ વિપ્રે નિસાસો નાખી કહ્યું:

"રાજન્! તું તો સર્વત્ર સોનાનો વરસાદ વરસાવે છે પણ મારું માથું દુર્ભાગ્ય રૂપી છત્રથી ઢંકાયલું છે એટલે મને તો તારી દાનવૃષ્ટિમાંથી એક બિન્દુ પણ નથી મળતું." અને નિરાશ થઇ તે બારણા ભણી વળ્યો.

પરંતુ પ્રધાન બુદ્ધિસાગરે બ્રાહ્મણને બહાર જતાં રોકયો અને પૂછ્યું : "કેમ કવિરાજ, રાજાએ તમને શું આપ્યું ?"

કવિશેખરે ખિન્નવદને પોતાના ખાલી હાથ બતાવી ફેરો ફોગટ ગયો એમ સૂચવ્યું.

"પણ રાજા સાથે તમારે કંઇ વાત થઇ કે નહિ ? મને બધી વાત માંડીને કહો. ભોજ રાજા ખાલી હાથે કોઈને પાછો ન કાઢે !" પ્રધાને સમભાવપૂર્વક વધુ વિગત જાણવા માગી.

કવિશેખરે પોતે ઉચ્ચારેલા ચાર શ્લોક પ્રધાનને સંભળાવ્યા અને દરેક શ્લોક સાંભળતાં રાજાએ કેવી રીતે જુદી જુદી દિશામાં મોં ફેરવ્યાં કર્યું તે જણાવ્યું.

ચતુર મંત્રી રાજાનો મર્મ અને મૂઝવણ કળી ગયો. તેણે પંડિતને કહ્યું : "રાજાએ તમને જે કંઈ આપ્યું હોય તેના બદલામાં હું તમને લાખ સોના મહોર આપું તો તમે મને તે વેચાણ આપશો ?"

બ્રાહ્મણે તો તરત જ હા ભણી. રાજાએ તેને શું આપ્યું હતું તેની તેને કશી ખબર ન હતી એટલે પ્રધાનની યુક્તિનો પેચ ન પારખતાં ભોળે ભાવે તેણે તો લાખ સોના મહોરનું નામ સાંભળી સોદો કબૂલ રાખ્યો. તરત જ પ્રધાને પોતાના ખજાનામાંથી પંડિતને લાખ મહોર ગણી આપી અને બ્રાહ્મણ તો ગાંસડી બાંધી આશીર્વાદ આપતો ચાલતો થયો.

ચતુર પ્રધાને અંતઃપુરમાં જઈ દેશત્યાગ કરવા તૈયાર થયેલા રાજાને રોકયો અને પેલા પંડિતને પોતે લાખ મહોરો આપી રાજ્ય કેવી રીતે પાછું મેળવ્યું તે જણાવ્યું. રાજા પ્રધાનની આવી ઉંડી સમજ ઉપર આફરીન થઈ ગયો અને આનંદમાં આવી ભાવપૂર્વક તેને ભેટી પડયો.

## કાલ કોણે દીઠી છે?

"રાજા જો આમ ને આમ ગમે તેવા મામુલી શ્લોક દીઠ લાખ લાખ મહોરો આપ્યાં કરશે તો જોત જોતામાં આખો ખજાનો ખાલી થઇ જશે. બધી ધામધૂમ અને ધર્મદાનનું સાધન ધન છે. જ્યાં લગી ભંડાર ભરપૂર હોય છે ત્યાં લગી શાસન સુવ્યવસ્થિત ચાલે છે. અને સૈનિકો શત્રુઓનો સામનો કરી શકે છે. પૈસા ખટતાં બધો પ્રતાપ અને પ્રતિષ્ઠા ઉપર પાણી ફરી વળે છે. માટે રાજાનું આ દિશામાં ધ્યાન ખેંચવાની મારી ફરજ છે." મંત્રી **રોહકે** આવો વિચાર કરી **ભોજ** રાજાના વિચારભવનની ભીંતે નીચેની લીટી લખી.

'आपदर्थे धनं रक्षेत्' 'ભાવિ આપત્તિઓથી બચવાને શાણા માણસે ધનનો સંગ્રહ કરી રાખવો જોઇએ.'

જ્યારે રાજાની નજરે આ લખાણ પડયું ત્યારે તે મંત્રીની મનોદશા ઉપર હસ્યો અને તેણે નીચે બીજી લીટી લખી:

'श्रीमतां कुत आपदः' 'શ્રીમન્તોને વળી આપત્તિ કેવી?'

બીજે દિવસે મંત્રીએ ત્રીજી લીટી લખી:

'कदापि कुपितो दैवः' 'કદાચ ભાગ્ય રૂઠે તો આપત્તિ આવે.'

આના જવાબમાં રાજાએ છેલ્લું ચરણ લખ્યું:

'समूलं च विनश्यति' 'જો વિધિ વાંકો થશે તો પછી સંગ્રહેલું ધન પણ ક્યાંથી રહેશે? ત્યારે તો સમૂળગી સંપત્તિ નાશ પામશે.'

પછી મંત્રીને બોલાવી રાજાએ કહ્યું: "ભલા માણસ! ફરીથી આવી કૃપણતાની વાત ન કરતો. લક્ષ્મી તો ચંચળ છે જ. આજે ધન

છે તો તેનો થાય તેટલો સદુપયોગ કરી લો. કાલે તે જતું રહેશે તો પછી શું થઇ શકવાનું હતું? કહ્યું છે કે,

दानं भोगो नाशस्त्रिसो गतयो भवन्ति वित्तस्य।
यो न ददाति, न भुंक्ते, तस्य तृतीया गतिर्भवति ॥

સંપત્તિની ત્રણ ગતિ થાય છે: (૧) દાન, (૨) ઉપભોગ અને (૩) નાશ. જે નથી દાન કરતો કે નથી ભોગવતો તેની મીલ્કત ત્રીજો—નાશનો—માર્ગ લે છે. તેથી તો શાણાઓ કહે છે કે જે લક્ષ્મી દાન અને ઉપભોગથી રહિત છે તે લક્ષ્મી નથી પણ અલક્ષ્મી છે, અને તેનો સંગ્રહનાર ધનવાન નથી પણ ધનદાસ છે.

दानोपभोगवन्ध्या या सुहृद्भिर्या न भुज्यते ।
पुसां हि यदि सा लक्ष्मीरलक्ष्मी कतमा भवेत् ॥"

"માત્ર ધનનો સંગ્રહ કરી જાણનાર કોઇનેય વહાલો નથી લાગતો. કૃપણને કોઈ માન આપે છે? ઉલટું તેનાં કુટુંબીઓ પણ તેના મરણની રાહ જુએ છે. દાતા જ સૌને પ્રિય લાગે છે. મેઘ સૌને જલ આપે છે તેથી સૌ તેની આતુર નયને રાહ જુએ છે; જ્યારે ફક્ત પાણીનો સંગ્રહ કરી જાણનાર સમુદ્રમાં ભરતી ક્યારે આવે છે તેની દુનિયા દરકાર પણ કરતી નથી. અને મેઘ દાતા છે તેથી તેનું સ્થાન ઊંચે આકાશમાં છે; ત્યારે સમુદ્ર કૃપણ છે તેથી તેનું સ્થાન નીચે છેક રસાતલ જેટલા ઉંડાણમાં છે.*

"માટે મારા દાનધર્મની આડે આવવાનું અપલક્ષણ મૂકી દેજે. સૂર્ય આથમ્યા પછી શેષ રહેલી સંપત્તિ કાલે કોની થશે તે કોણ જાણે છે?"

---

* आगच्छन् कांक्ष्यते लोकैर्वारिदो न च वारिधि:

## 'સંકટમર્દન' શાસ્ત્ર

"હાય હાય ! હવે શું થશે ? બલરામજીનું કામ તો ઘણું કપરું છે. હળની અણીથી હસ્તિનાપુરને ઊંધું વાળવા અને ગદાયુદ્ધના નિયમનો ભંગ કરી દુર્યોધનની સાથળ ઉપર પ્રહાર કરનાર ભીમસેનના ભુક્કા ઉડાવી દેવા તૈયાર થનાર બલદેવજીના કોપમાંથી મને કોણ બચાવશે ?" ભોજ ભારે વિમાસણમાં પડ્યો. જગન્નાથજીની જાત્રા કરી આવ્યા પછી ત્યાંના જેવી કૃષ્ણ, બળદેવ અને સુભદ્રાની મૂર્તિઓની તે રોજ પૂજા કરતો. એકવાર અચાનક પૂજન કરતાં બળીભદ્રની મૂર્તિ હાથમાંથી છટકીને હેઠી પડી. રખે ને આમાંથી કંઇ અનિષ્ટ થાય તેવી આશંકાથી રાજા વ્યાકુળ બન્યો.

પછી તો તેણે ધુરંધર વિદ્વાનો અને શાસ્ત્રીઓને તેડ્યા અને બનેલી બીના જણાવી બળરામના કોપમાંથી ઉગરવાના ઉપાય તરીકે કંઇ પ્રાયશ્ચિત કે શાન્તિકર્મ શાસ્ત્રોમાં બતાવ્યું હોય તો શોધી કાઢવા આજ્ઞા કરી. પંડિતો પોતપોતાની પોથીઓ ફેંદવા લાગ્યા પણ રાજાની શંકાનું સમાધાન થાય તેવું કંઇ પણ કોઇને ન જડ્યું.

"જ્યાં લગી આ દોષનું નિવારણ ન થાય ત્યાં લગી મારે અન્નજળ લેવું હરામ છે" એવી રાજાએ પ્રતિજ્ઞા લીધી અને રાજાની સાથે સભાના સૌ પંડિતો પણ ભૂખના દુઃખે પેટમાં પગ ખોસી ગુપચૂપ બેસી માથું ખંજવાળવા લાગ્યા.

\+ \+ \+ \+

"બહેન, હું છેક સૌરાષ્ટ્રથી આવું છું અને અજાણ્યો છું. મારે ભોજરાજાને મળવું છે તો કંઈ ઉપાય બતાવીશ ?" શંકર કવિએ

નગરમાં પેસતાં સામી મળેલી માલણની મદદ માગી.

"તમે જો બળદેવજીના કોપનું નિવારણ જાણતા હો તો જરૂર તમને અત્યારે જ રાજાની મુલાકાત થશે" એમ કહી માલણે તેને ઉપલી વાત જણાવી.

બસ શંકર કવિને તો આટલું જ જોઈતું હતું. બ્રાહ્મણ વાડામાં જઇ ક્યાંકથી તેણે એક પોથી પેદા કરી અને તેને કપડામાં વીંટાળી રાજા સમક્ષ જઇ હાજર થયો.

રાજાએ આ નવા આપેલા પંડિત આગળ પોતાની શંકા રજૂ કરી.

"અરે એમાં શું ? સર્વ પ્રકારની શંકાઓનું સમાધાન કરવું એ જ તો અમારું કામ છે. એટલા માટે તો આ પોથી જ્યાં ત્યાં બગલમાં લઈને ફરું છું" શંકર કવિએ છાતી ઠોકી વાત કરી.

"તે શું આ કોઇ નવું શાસ્ત્ર છે ?" રાજાએ જિજ્ઞાસ દર્શાવી.

"હા આ 'સંકટમર્દન' નામનું પ્રાચીન પુસ્તક છે અને સઘળી શંકાઓનું તેમાં નિરસન કરેલું છે." આમ કહી થોડાંક પાનાં ઉથલાવી વાંચવાનો ડોળ કરી કવિએ ખોંખારો ખાધો અને કહ્યું "જુઓ, આ રહ્યો આપના પ્રશ્નનો ઉત્તર :

"औत्पादिकं तदिह देव विचारणीयम्
नारायणो यदि पतेदथवा सुभद्रा ।
कादम्बरीमदविघूर्णितलोचनस्य
युक्तं हि लाङ्गलपते: पतनं पृथिव्याम् ॥

"જો નારાયણ કે સુભદ્રા પડી જાય તો જરૂર કંઇક ઉત્પાત થાય એટલે તેનું નિવારણ અવશ્ય કરવું જોઇએ. પણ કાદમ્બરી નામની ઉગ્ર મદિરાના કેફથી જેમની આંખો ચકચૂર રહે છે એવા હલધર જો ભૂમિને ભેટે તો તે તદ્દન સ્વાભાવિક છે. તે વિના તેમને નશાની મઝા જ આવતી નથી. માટે આમાં કશું અમંગળ થવાની લગીરે ધાસ્તી નથી."

શંકરના આવા હાજરજવાબથી રાજાનો વહેમ ટળ્યો અને પ્રસન્ન થયેલા રાજાએ કવિને ભારે દાન અને માનથી નવાજ્યો.

# પંડિતા સીતા અને તેની પુત્રી વિજયા

"ચાલો, ઊઠો. સૂર્યગ્રહણ તો ક્યારનું છૂટી ગયું. આ રસોઇ તૈયાર થઈ ગઈ છે માટે હવે તો ઊઠો અને નાહીને જે ભાવે તે બે કોળીયા ખાઇ લો એટલે જરા સ્ફૂર્તિ આવશે." વીશીવાળી બાળકુમારી બ્રાહ્મણી **સી**તાએ પોતાને ત્યાં ઉતરેલા પરદેશી બ્રાહ્મણને હાક મારી.

બાળપણમાં જ માતાપિતાને ગુમાવી બેઠેલી **સી**તાનું પાલનપોષણ કરનાર કે તેને પરણાવી ઠેકાણે પાડનાર કોઈ નિકટનું સગું સંબંધી ન હતું તેથી તે **ધા**રાનગરમાં આવતા એકલદોકલ પ્રવાસી પંડિતોને પોતાને ત્યાં ઉતારો આપી તથા જમાડીને પોતાનો નિર્વાહ ચલાવતી હતી.

આજે **ચૈ**ત્રી અમાસ અને રવિવારે સેંકડો વર્ષે એકાદવાર આવતો સૂર્યગ્રહણનો સુયોગ હતો. આ પર્વકાળમાં **નર્મ**દામાં સ્નાન કરી, **સર**સ્વતીની ઉપાસના કરવાના ઉદ્દેશથી કોઇ ધનાઢ્ય બ્રાહ્મણ **સી**તાને ત્યાં આવી ઉતર્યો હતો. કંઇક કરતાં એકી સપાટે **કા**લિદાસ જેવા પ્રખર પંડિત થઇ જવાય એવી ધૂનથી આ એકમાર્ગી આદમી ગાંધીને ત્યાંથી માલકાંકણીના બીયાં લાવી, વાટી, તેનું તેલ કાઢીને ગટગટાવી ગયો. પરિણામે 'ન દીઠાનું દીઠું ને માર મૂળા ને મીઠું' જેવો કીસ્સો બન્યો. ગ્રહણ શરુ થતા પ્હેલાં પૂજાની સામગ્રી લઈને તે નદી કીનારે મંત્રસાધના કરવા ગયો. પણ મૂળે **ચૈ**ત્રના મધ્યાન્હનો તાપ અને ઉપરથી બેહદ માલકાંકણીનું તેલ પીધેલું એટલે જીવ આકુળવ્યાકુળ થવા લાગ્યો. આખરે સહન ન થઇ શકવાથી તે બધી ક્રિયા પડતી મૂકી સીધો **સી**તાને ઘેર પાછો આવ્યો અને 'ગ્રહણ લાગશે ત્યારે પ્રયોગ કરીશ' એમ વિચારી લાંબો થઇ સૂઇ ગયો.

પરંતુ ગ્રહણ તો છૂટી પણ ગયું, છતાં પેલા **સાધક**ની ઊંઘ પૂરી ન થઈ; ત્યારે **સીતા**એ તેને ઉપર મુજબ હાક મારી. થોડીવાર થોભીને **સીતા**એ ફરી બૂમ મારી પણ પ્રવાસીના ઊઠવાનું એકેય ચિહ્ન ન જણાતાં તેણે તેને ખભો ઝાલી હલાવ્યો. પરદેશી જાગ્યો તો ખરો પણ તેનાથી ઊઠી ન શકાયું. શોષ પડવાથી સૂતે સૂતે તેણે પાણી પીધું પણ તરત જ ઉલટી થઇ અને માલકાંકણીના તેલ સહિત છટ્ઠીનું ધાવણ નીકળી ગયું. ઉલટી થયા પછી તે નિશ્ચેષ્ટ બની ઢગલો થઈ ફસડાઈ પડયો. આમને આમ એક પહોર વીતી ગયો પણ બેભાન બનેલો પરદેશી જરાય હાલ્યો ચાલ્યો નહિ. આ અણધારી આફત આવી પડવાથી **સીતા**ની મૂઝવણનો તો પાર ન રહ્યો.

"હાય ! હાય ! હવે મારી શી વલે થશે ? આ પ્રવાસી પાસે પાંચ પૈસા છે એટલે મેં જ તેની હત્યા કરી એવી સૌ શંકા કરશે. વળી મારા ચારિત્ર વિષે પણ લોકો મનમાની વાતે જોડી કાઢશે. સાચી વાતનો સાક્ષી એક ઇશ્વર સિવાય બીજો કોઇ નથી. મારું અનાથ અબળાનું કોણ સાચું માનશે ? લોક નિંદા કરશે અને રાજા મને શૂળીએ ચઢાવશે. તે કરતાં તો લાવને આ પરદેશીએ ઓકેલું બધું ખાઈ જઉં કે મને પણ ઝેર ચઢે અને સવાર પડતાં કશી હોહા થાય તે પ્હેલાં હું મરી છૂટું." **સીતા**એ વિમાસવા માંડયું.

પણ ઇશ્વરની ઇચ્છા કંઇક જુદી જ હતી. ઓકેલી માલકાંકણી ખાવાથી **સીતા**ની બુદ્ધિ સતેજ બની. સવારે ઊઠીને જોયું તો પેલો પરદેશી પણ સ્વસ્થ બની પથારીમાં બેઠો હતો. **સીતા**ની સહૃદયતા અને સેવાથી પ્રસન્ન થઈ તેણે સારું મૂહુર્ત જોવડાવી **સીતા** સાથે લગ્ન કર્યું. **સરસ્વતી**ના પ્રસાદથી અને પંડિત પતિના શિક્ષણ ને સહવાસથી જોત જોતામાં **સીતા** **રઘુવંશાદિ** મહાકાવ્ય, **વાત્સ્યાયનાદિ** કામશાસ્ત્ર, **ચાણક્યાદિ** નીતિશાસ્ત્ર અને **મનુસ્મૃતિ** વગેરે ધર્મશાસ્ત્ર શીખી ગઈ અને નામાંકિત પંડિતા તરીકે તેની સર્વત્ર ગણના થવા લાગી. જ્યારે **સીતા**એ રૂપ રૂપના અંબાર જેવી પુત્રી **વિજયા**ને જન્મ આપ્યો ત્યારે તો તેના સુખની સીમા ન રહી.

પણ **વિજયા** ચૌદ વર્ષની થઇ એટલે તેનો પરદેશી પિતા ગુજરી ગયો. આફત આવે છે ત્યારે ગાડે ચઢીને આવે છે. વિધવા **સીતા**ની સંપત્તિ ચોરો લૂંટી ગયા. હવે તો તે પ્રખરપંડિત તરીકે પ્રસિદ્ધિ પામી ચૂકી હતી એટલે તેણે **ભોજ**ની બ્રહ્મસભામાં પ્રવેશ મેળવ્યો અને રાજાને આશીર્વાદ આપી તેની સ્તુતિ કરતાં કહ્યું:

"મહારાજ! શત્રુઓનું નિકંદન કરવું એ શૌર્યનો અવધિ છે બ્રહ્માંડ ભરમાં ખ્યાતિ પ્રસરે એ યશનો અવધિ છે. સૂતરનો તાંતણો પણ પોતાની પાસે ન રાખતાં સર્વસ્વનું દાન કરવું એ ત્યાગની પરિસીમા છે. સમુદ્રની મેખલા એ પૃથ્વીની પરિસીમા છે. અને ગિરજાપતિ **શંભુ**ના ચરણકમળમાં પ્રણામ કરવા એ શ્રદ્ધાની પરાકાષ્ટા છે. આ બધાંની કંઇકને કંઇક પરિસીમા છે પણ તારા ગુણો તો અસીમ છે."

આવી અલંકારિક શબ્દરચનાથી રાજી થઇ રાજાએ તેને વર્ષાસન બાંધી આપ્યું અને રોજ બ્રહ્મસભામાં આવવાનો અધિકાર આપ્યો.

( ૨ )

પણ **સીતા**નો મનોરથ કંઇક જૂદો જ હતો. **વિજયા**ને ઠેકાણે પાડવાની તેને ચિંતા હતી, કારણ કે તે દિવસે દિવસે વયમાં આવતી જતી હતી. **સીતા**નો વિચાર તેને **ભોજ**ના અંતઃપુરમાં ગોઠવવાનો હતો. રાજાને તેની આ ઇચ્છાની પોતાના દૂત દ્વારા ખબર મળી ચૂકી હતી. **વિજયા** કામકળામાં પારંગત હતી અને તેના રૂપલાવણ્ય અને નવયૌવનના જાદુથી રસિયો રાજા પણ તેના પ્રત્યે આકર્ષાયો હતો. પરંતુ પોતાના સ્વભાવ મુજબ તેનો સ્વીકાર કરતા પહેલાં **ભોજ** તેની પરીક્ષા કરવાની સંધિ શોધતો હતો.

એકવાર **સીતા** સાથે સભામાં આવેલી **વિજયા**ને રાજાએ સુંદરીના સ્તનમંડળની શોભાનું વર્ણન કરવા કહ્યું. **વિજયા**ને એટલું જ જોઇતું હતું. તેણે મંદ હસીને ચોમેર નજર ફેરવી છટાભેર કહ્યું:

" રાજન્! સ્તનોની ઉંચાઇ દાઢી સુધી છે; ઉગમ બગલથી થાય છે, ઉંડાણ હૃદય પર્યન્ત છે, બે કુચ વચ્ચે અંતર માત્ર મૃણાલ તતું

પસાર થાય તેટલું છે, વર્ણ તપ્ત સુવર્ણ સમાન છે અને કઠિનતા વજ્રભૂમિ જેવી છે. પરંતુ તેનું લાવણ્ય તો નિરવધિ છે."

**વિ**જયાના મંજુલ સ્વરથી સારીયે સભા અને રાજા મંત્રમુગ્ધ બની ગયાં હતાં. રંગમાં આવી રાજાએ કહ્યું: "આ કમલાક્ષીના કુચયુગલની શોભા શે વર્ણી જાય?"

તરત જ **વિ**જયા ટહૂકી ઊઠી: "સાચી વાત છે. સપ્તદ્વીપવાળી સમગ્ર પૃથ્વી પરથી જે હાથ વડે આપ કર (જકાત) ગ્રહણ કરો છો તે જ કર (હાથ) એવા સ્તન ગ્રહણ કરવા ઇચ્છે છે એનાથી બીજું સૌભાગ્ય કેવું?"

એટલામાં પૂર્વ દિશામાં મેઘઘટા જામેલી જોઈ રાજાએ સાશ્ચર્ય પૂછ્યું:

"મૃદંગ જેવા ગંભીર ગાજતા અને ભ્રમરના સમૂહ જેવા શ્યામ મેઘોએ આ જ દિશા કેમ રોકી છે?"

**વિ**જયાને ઉત્તર આપતાં ક્યાં વાર લાગે તેમ હતું?

"સ્વામીના પ્રથમ વિયોગે વિરહાતુર થવાથી જેનું મુખ નેત્રોમાંથી નીતરતી અશ્રુધારા વડે ધોવાય છે તે નવોઢાની ગ્લાનિથી આ દિશામાં વાદળો ઘેરાયાં છે."

રાજાથી રમણીના ઉત્તરમાં રહેલું રહસ્ય છાનું ન રહ્યું. 'મારાથી તમારો વિયોગ હવે નહિ વેઠાય માટે મારો અંગિકાર કરો' એમ તેણે સાંકેતિક રીતે સૂચવ્યું.

**વિ**જયાનું જેવું લાવણ્ય હતું તેવું જ તેનું દાક્ષિણ્ય દેખી સુરુચિ અને લજ્જાનો ભંગ ન થાય તેથી આટલેથી જ વાર્તાલાપ અટકાવી રાજાએ નેત્રનો ઇશારો કરી દાસીઓ સાથે તેને અંતઃપુરમાં પહોંચાડી અને ભોગિની (રખાત) તરીકે તેનો સ્વીકાર કર્યો.

એકવાર રંગમહેલની જાળીમાંથી ચન્દ્રકિરણોને પોતાના સ્તનપ્રદેશ ઉપર પડતાં જોઈ **વિ**જયાએ કહ્યું: "નિશાપતિ! મારા ઉરમંડળને અડકવાનો તને હવે અધિકાર નથી; કારણ કે **શં**કરના મસ્તક ઉપરથી તું ઉતરેલો હોઈ શિવનિર્માલ્ય સમાન છે અને પાછો કલંકિત છે."

આમ **વિ**જયાના દિવસો રાજા સાથે રંગવિલાસમાં વીતવા લાગ્યા અને પુત્રીના સુખે **સી**તાએ પરમસંતોષ અનુભવ્યો.

# મહિયારીનો મનોરથ

"અરે ભગવાન! આ તો ભારે થઇ. મૃગયાનો નાદ ખોટો અમસ્તો નથી કહ્યો. એક તો માર્ગ ભૂલ્યા અને તેમાં પાછો મધ્યાન્હ થયો. પસીનાનો પાર નથી. ઘોડો પણ બિચારો થાકથી હાંફે છે. સામેના વડની છાયા નીચે વિસામો તો મળશે. પણ અહીં નિર્જન વનમાં પાણી ક્યાંથી મળે? ગજબનો શોષ પડે છે!" આવા વિચાર કરતો કરતો શિકારે નીકળેલો રાજા **ભોજ** પાણીની શોધમાં ચોમેર દૃષ્ટિ દોડાવી રહ્યો હતો.

દૈવયોગે દૂરથી માથે મટુકી લઇને એક નવયૌવના ગોપકન્યા આવતી દેખી રાજાએ હાક મારી તેને પાસે બોલાવી અને કહ્યું. "તરસથી મારો કંઠ સૂકાય છે; તારી દોણીમાં દૂધ કે દહીં જે હોય તે મને થોડુંક પાઇશ?"

મહાપુરુષો સામાન્ય પ્રજાજનોને ન ઓળખે પણ પ્રજાજનો તો તેમને તરતજ ઓળખી કાઢે. ગોવાલણી તરતજ કળી ગઇ કે આ **ભોજ** રાજા છે. રાજાનું રૂપ જોઈ રમણી પહેલીજ નજરે પરવશ બની ગઇ. તેને પોતાના ભાગ્યનો ઉદય થતો લાગ્યો. મલકાતે મુખે તેણે કહ્યું: "મહારાજ! મારી પાસે દૂધ કે દહીં નથી પણ હિમ, ડોલરનાં ફૂલ, ચન્દ્ર અને શંખ સમાન શ્વેતરંગની, પાકા કોઠાના જેવી મહેંકતી, નવયૌવનાના નાજુક હાથે વલોવાયલી, સર્વ પ્રકારના તાપને શમાવનારી તાજી મીઠી છાશ છે. દેવોને પણ દુર્લભ એવી આ છાશ મૃત્યુલોકનું અને તેમાંયે ગરીબ વર્ગનું તો અમૃત છે, બલકે જીવન છે."

રાજાએ હાથનો ખોબો કર્યો અને ગોવાલણીએ દોણીમાંથી ધાર કરવા માંડી. પરિતૃપ્ત થયેલા રાજાએ 'હા...શ' કરી હાથ લૂછ્યા અને આભારવશ આંખે પેલી મહિયારી ભણી જોયું. પણ પેલી ગોપકન્યા તો એકી ટસે તૃષાતુર નયને રાજાનું રૂપ પી રહી હતી. "બોલ, તારો બદલો શી રીતે વાળું? તારે જોઇએ તે માગી લે!" રાજાએ પૂછ્યું અને બંનેની નજરો એક થતાં સ્ત્રી સહજ લજ્જાથી ગોપકુમારીએ પોતાની દૃષ્ટિ પાછી ખેંચી લીધી.

"ફરી ફરી ને આવો અવસર હાથ આવવાનો નથી. રાજાનુ રૂપ જોતાં હું ધરાતી નથી. તો તેમનો નિત્ય સહવાસ મળે એવું જ કાં ન માગું?" આવો વિચાર કરી ગોવાલણીએ નીચાં નેણે પોતાના હૈયાની વાત કહેવા માંડી:

"રાજન્! જેવી ઉત્કંઠાથી કુમુદિની ચન્દ્રને ઝંખે છે, જેવી આતુરતાથી કમલિની અને ચકવા ચકવી સૂર્યોદયની પ્રતીક્ષા કરે છે, જેવી ઉત્સુકતાથી ચાતકો મેઘની રાહ જુએ છે, જેવી તત્પરતાથી ભમરા પુષ્પોને ઢુંઢે છે, જેવી તાલાવેલીથી કોયલ આંબાની ડાળને ખોળે છે અને જેવી વ્યાકુળતાથી વિરહિણી પ્રીતમના પુનરાગમનના દહાડા ગણે છે તેવી વિહ્વળતાથી મારા અંતરની સઘળી વૃત્તિઓ આપના ચરણમાં શરણ ઇચ્છે છે."

સૌન્દર્યના પારખુ રાજાને તો એટલું જ જોઇતું હતું. તેણે તેનું નામ ઠામ પૂછી લીધું અને ધારાનગરમાં જઇ રાણી લીલાવતીની સંમતિ મેળવી પેલી મદઘેલી મહિયારીને પોતાના અંતઃપુરમાં ભોગિની સ્ત્રી તરીકે સ્થાન આપ્યું.

# ગુજરાતનું ગૌરવ

"માલવપતિ મહારાજ! ગુજરાતના ગુણ–ગૌરવથી આપ અજ્ઞાત છો નહિતર આમ અહીં બેઠે બેઠે તેની અવજ્ઞાનાં વચન ન ઉચ્ચારત. માફ કરજો, હું આપવડાઈ કે અતિશયોક્તિ નથી કરતો પણ પ્રત્યક્ષ પૂરવાર કરી બતાવીશ કે ગુજરાતનાં સામાન્ય સ્ત્રી–પુરુષો–ગણિકા અને ગોવાળ પણ સુજ્ઞ અને સંસ્કારી છે. આવાં ગુર્જર સંતાનોને હાથે અહીં બેઠેલા માળવી પંડિતોનું માનખંડન ન કરાવું ત્યાં લગી હું આ સભામાં ફરી પગ નહિ મૂકું." ભોજની સભામાં 'ગાંડી ગુજરાત'ની હાંસી થતી જોઇ ગુજરાતની અસ્મિતાના પ્રાણવાન પ્રતિનિધિ સમા કોઈ પુરુષે ગર્વભેર પડકાર કર્યો. આખી સભા સ્તબ્ધ બની સાંભળી રહી. બોલતાં તો બોલાઇ ગયું પણ હવે છૂટેલું બાણ થોડું જ પાછું વળે તેમ હતું.

પેલો ગુજરાતી મારતે ઘોડે અણહિલપુર પાટણ પહોંચ્યો અને ગુર્જરેશ્વર ભીમદેવ સમક્ષ ભોજની સભામાં થયેલા ગુજરાતના પરિહાસની તથા પોતે આપેલા પડકારની સવિસ્તર બીના જણાવી. ગુજરાતનું ઘસાતું બોલાય તે ગુર્જરપતિ કેમ સાંખી લે? આથી ગુજરાતની સંસ્કારિતાની સરસાઈ સિદ્ધ કરવાને પેલા પુરુષ સાથે ચાતુર્ય અને વિચક્ષણતાની મૂર્તિ સમાં ભોજક ગોવાળ અને ગણિકા પ્રતાપસુંદરીને ધારાનગર મોકલ્યાં.

*

"હૈયામાં લક્ષ્મી વસે, મુખે શારદા માત:<br>
કયું ઘરેણું કંઠ તુજ આંકે ઉભય સીમાન્ત?"

પ્રભાતના પહોરમાં **ભોજ**નો ભેટો થતાં **ભોજક** ગોવાળે લાક્ષણિક ઢબે તેને પૂછ્યું. આવો ચમત્કારિક સવાલ સાંભળી રાજાએ વિસ્મય પામી "એ તો મારું સરસ્વતી કંઠાભરણ છે" એમ કહી પૂછનાર ભણી ઝીણી નજરે જોયું તો તેની પડખે સોળે શણગાર સજીને ઉભેલી **પ્રતાપસુંદરી**ને દીઠી. ગણિકા પણ સૂક્ષ્મ દષ્ટિએ રાજાને નિહાળી રહી હતી. બંનેની નજરો એક થતાં સહસા રાજાએ પૂછ્યું.:'इह किम् ?' 'અહીંયાં કેમ?'

અને જાણે સ્વજાતિ પ્રત્યેના **સરસ્વતીના** સહજ પક્ષપાતથી રાજાનો સંકેત સમજી ગઇ હોય તેમ સુન્દરીએ પણ તત્કાળ સમસ્યામાં જ ઉત્તર આપ્યો: 'पृच्छन्ति' 'પૂછે છે.'

આવો આબાદ પોતાનો મનોગત જવાબ મળવાથી ખૂશ થઇને **ભોજે** ગોવાળ અને ગણિકા દરેકને ત્રણ ત્રણ લાખ મહોરો આપવાની કોષાધ્યક્ષને આજ્ઞા કરી. પણ ખજાનચી આ સાંકેતિક સંવાદ સમજી ન શકયો અને તેથી રાજાએ તેને ત્રણ ત્રણવાર મહોરો આપવા કહ્યું પણ તે તો મોઢું વકાસી જોઈ રહ્યો. આખરે પોતાની હાંસી ન થાય તે માટે તેને મૂગે મોંએ પોતાની આજ્ઞાનું પાલન કરવા રાજાએ ફરમાવ્યું અને કોષાધિકારીએ તરત જ નાણાં ગણી આપ્યાં.

આખી **બ્રહ્મ**સભા પણ આ ગૂઢ પ્રશ્નોત્તરનો મર્મ કળી ન શકી પણ રખેને પોતાની અજ્ઞાનતા ઉઘાડી પડે એ બીકે સૌ ચૂપચાપ બેસી રહ્યા. પણ પેલા ખજાનચીથી ચૂપ ન રહેવાયું. તેણે આગ્રહભેર વારંવાર રાજાને આ સમસ્યાનું હાર્દ પ્રકટ કરવા વિનંતિ કરી ત્યારે રાજાએ ખુલાસો કર્યો:

"સાંભળો, આ સુંદરીનાં નયન કટાક્ષ વારંવાર કાન પાસેની અંજનની રેખા પર્યન્ત પહોંચતાં હતાં તેથી મેં પૂછ્યું, 'અહીં કેમ?' અને મારો મર્મ કળી જઇ તેણે જવાબ આપ્યો, 'પૂછે છે તેથી.' અર્થાત્ આંખ કાનોને પૂછે છે કે જે રાજાનાં ગુણગાન તમે સાંભળતા'તા તે **ભોજ**રાજા આ જ છે કે બીજા?' તેના આવા યથાર્થ ઉત્તર બદલ તેને મારું આખું રાજ્ય આપી દઉં તો યે ઓછું છે. જાઓ, કોષાધ્યક્ષ,

મેં તમને ત્રણ વાર નાણાં આપવા કહ્યું પણ તમે ન ગણકાર્યું માટે આ બંનેને નવ નવ લાખ મહોર ફરીથી આપો."

ખજાનચીએ બીજી વાર મહોરો ગણી આપી. એટલામાં પેલો ગુજરાતનો પ્રતિનિધિ ગર્વભેર ગર્જી ઊઠયોઃ "મહારાજ! ગુજરાતની સંસ્કારિતાની ખાત્રી થઈને? આ ગોવાળ અને ગણિકા ગુર્જરસંતાનો છે. જોઈએ તો હજી વધુ પરીક્ષા કરી શકો છો."

આ સણસણતા શબ્દો સાંભળી ભોજ અને બ્રહ્મસભા ભોંઠાં પડ્યાં. ક્ષણભર સર્વત્ર સ્તબ્ધતા છવાઈ ગઈ. આખરે રાજાએ ચૂપકીદીનો ભંગ કર્યો અને પ્રતાપસુંદરીને ગુજરાતી સ્ત્રીઓના અલંકારો અને ઉપકરણોનું વર્ણન કરવા કહ્યું. વેશ્યાસહજ વાચાળતાથી સુંદરીએ મંજુલસ્વરે સભાને મંત્રમુગ્ધ કરી મૂકીઃ

> "नासाभूषाङ्गदपिता वह्निवाहो दृगंजनम् ।
> अहोभाग्यं गुर्जरीणां गृहसंमार्जने मनुः ॥

"મહારાજ, મારા આ શ્લોકનું રહસ્ય આપની સભાના કોઈ પંડિતે સમજાવવું એવી મારી વિનંતિ છે."

સૌ પંડિતો એક બીજાની સામે જોવા લાગ્યા પણ આ શ્લોકનો અર્થ કરવાને કોઈ તૈયાર ન થયો. ભોગજોગે કાલિદાસ પણ કંઈક કામસર બહારગામ ગયો હતો. આ શ્લોકનો ભેદ પામવાને એકલા પાંડિત્યથી પતે તેમ ન હતું. ગુજરાતના સ્ત્રીજીવનનું જ્ઞાન હોવું પણ એટલું જ આવશ્યક હતું. જ્યારે ભરી સભામાંથી કોઈ આગળ ન આવ્યું ત્યારે વારાંગના પ્રતાપસુંદરીએ પોતે જ એક વિજેત્રીની અદાથી ઉન્નત મસ્તકે શ્લોકનું વિવરણ શરુ કર્યુંઃ

"જેણે દશાનન રાવણને પોતાના પુત્રના પારણામાં ઘુઘરાની પેઠે ટીંગાવ્યો હતો એવો મહાસમર્થ અંગદપિતા વાલિ-વાળી-ગુજરાતણના નાકે શોભે છે અને લલિત અંગભંગથી હિલોળા ખાય છે.

"વહ્નિનું વાહન મેષ-(૧ ઘેટું અને ૨ મેશ કાજળ) ગુર્જરીનાં નીલપદ્મસમાં નેત્રોના અંજનનું કામ કરે છે.

" ગુર્જર ગૃહિણીનું સદ્દભાગ્ય કંઈ જેવું તેવું છે ? અત્યારે સૃષ્ટિમાં **વૈ**વસ્વત મનુનું શાસન પ્રવર્તે છે, તેની પછીના ભાવિ મનુ **સાવર્ણિ** ( સાવરણી ) ગુજરાતણના હાથમાં વાસીદું વાળવાના સાધન તરીકે વપરાય છે. "

આવો અલંકારિક અર્થ સાંભળી રાજાની જિજ્ઞાસા ઓર વધી. પ્રતાપસુંદરીનું પાણી માપવાને તેણે છેલ્લો પાસો ફેંક્યોઃ

" રમણી, એવું કોણ છે જે (૧) આ લોકમાં છે પણ પરલોકમાં નથી; (૨) આ લોકમાં નથી પણ પરલોકમાં છે; (૩) આ લોકમાંયે છે ને પરલોકમાંયે છે અને (૪) આ લોકમાં પણ નથી ને પરલોકમાં પણ નથી ? "

" ઓહો ! એટલું જ ને ? સાંભળો ત્યારે. (૧) વેશ્યા આ લોકમાં સુખી છે પણ પરલોકમાં નથી; (૨) તપસ્વી આ લોકમાં સુખી નથી પણ પરલોકમાં છે; (૩) દાતા અહીં પણ સુખી છે અને ત્યાં પણ સુખી જ થવાનો અને (૪) જુગારીને તો અહીં તેમ જ ઉપર ક્યાંયે સુખ નથી." પ્રતાપસુંદરીએ મંદમંદ હસતાં હસતાં સમસ્યાનો ખુલાસો કર્યો.

" શાબાશ ! ભારે કરી ! સુન્દરી, તેં તો ગુજરાતનો રંગ રાખ્યો ! તારા જેવાં રત્નો જ્યાં પાકતાં હોય એવી ભૂમિને ગાંડી ગુજરાત કહેનાર પોતે જ પોતાની મૂર્ખતાનું પ્રદર્શન કરે છે." ગુણપરીક્ષક રાજાએ મુક્તકંઠે એકરાર કર્યો.

**ભી**મદેવના દરબારમાં પોતાની પ્રતિષ્ઠાને જેબ આપે તેવો મૂલ્યવાન શિરપાવ આપી **ભોજે** ગોવાળ અને ગણિકાને સબહુમાન ગુજરાત વિદાય કર્યાં.

## ચડસીલો ચેદીરાજ

"મહામંત્રી! આપણી રાજસભામાં દેશવિદેશથી જે કોઈ વિદ્વાનો આવે છે તે માલવપતિ ભોજનો મુક્તકંઠે મહિમા ગાય છે. હવે તો હું તેનાથી કંટાળ્યો છું. જેવી ભોજની બ્રહ્મસભા છે તેવી એક પંડિત-પરિષદ્ આપણે આંગણે જમાવો અને દેશભરના વિદ્વાનોને આમંત્રણો પાઠવો. ભોજ દર નવા શ્લોક દીઠ લાખ સોનામહોરો આપતો હોય તો આપણે સવા લાખ આપો. પણ એવું તો કરો કે જેથી ભોજની બ્રહ્મસભામાં આપણાં સ્તુતિગાન ગવાય." ચેદીશ્વર (બુંદેલખંડના રાજા) કર્ણદેવ ગાંગેયે ચડસે ભરાઈ પોતાના પ્રધાનને આજ્ઞા કરી.

બીજે જ દિવસે પરિષદ્ માટે એક શાનદાર સભામંડપ બાંધવાની શરૂઆત થઈ ગઈ. રાજ્યભરમાં દાંડી પીટાવી વિવિધ વિદ્યાના વિશારદોને નિમંત્રવામાં આવ્યા. ભોજની બ્રહ્મસભામાં જેમનો ભાવ નહોતો પૂછાયો એવા ભૂખ્યા ભૂદેવો અને ભાટચારણો તથા કાલિદાસના વિદ્વેષી વિદ્વાનો જોત જોતામાં આ પરિષદ્‌માં જમા થવા લાગ્યા. જર ચાહે સો કર-એ કહેવત પ્રમાણે તેમણે ચેદીરાજને કુન્તીપુત્ર દાનેશ્વરી કર્ણનો અવતાર કહી તેનાં ગુણગાન આરંભ્યાં. કહ્યું છે કે,

को न लोके वशं याति मुखे पिण्डेन पूरितः ?
मृदंगो मुखलेपेन करोति मधुरध्वनिम् ॥

મૃદંગ જેવી નિર્જીવ વસ્તુ પણ તેના મુખ ઉપર લોટની થેપલી મૂકવાથી મધુર અવાજ કાઢે છે તો પછી બોલતા ચાલતા સજીવ માણસને તેનું મોં ભરાય તેટલું આપીએ તો પછી આ વિશ્વભરમાં એવું કોણ છે કે જે વશ ન થાય?

જેમ જેમ કર્ણદેવ પોતાનાં સ્તુતિગાન સાંભળતો ગયો તેમ તેમ તેની કીર્તિલાલસા વધતી ગઈ. તેણે વિચાર્યું: જેની ધંટીએ બેસે તેનાં ગીત ગાય તેમાં શી નવાઈ? મારા જશનો ખરો ડંકો તો કયારે વાગે કે જ્યારે મારા પંડિતો ભોજની બ્રહ્મસભામાં વિજય વરીને આવે. એને તો નહોતો વિદ્યા પ્રત્યે અનુરાગ કે નહોતો પંડિતો પ્રત્યે આદર. એને તો અહોરાત્ર એક જ ઝંખના હતી કે શું કરું કે જેથી જગતમાં ભોજ કરતાં મારી નામના વધે! વિશુદ્ધ વિદ્યાપ્રેમથી નહિ પણ કેવળ કીર્તિપ્રેમથી તેણે પંડિતપરિષદ્નો જલસો જમાવ્યો હતો.

"તમારા પાંડિત્યની પાકી પ્રતીતિ તો મને કયારે થાય કે જ્યારે તમે ભોજની બ્રહ્મસભામાં જઈ તેના પંડિતોનું પાણી ઉતારી આવો. તો જ તમારી અને મારી પ્રતિષ્ઠા વધે. એવું કંઇ કરો તો જ આજ લગી મેં તમને મોં માગ્યાં પારિતોષિક, પુરસ્કાર અને દાનદક્ષિણા આપી પોષ્યા તે પ્રમાણ પડે. વરને કોણ વખાણે? તો કહે, વરની મા. તેમ તમે મને વખાણો કે તમને હું વખાણું એવી વાહવાહથી શું વળે?" કર્ણદેવે એક વાર પંડિતોને પાણી ચઢાવ્યું.

ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન. એ પ્રમાણે આ પરિષદમાં પણ કેટલાક આપમેળે થઇ બેઠેલા વિદ્યાવાચસ્પતિઓ અને કવિશિરોમણિઓ હતા. તેમણે અન્ન તો રાજાનું જ ખાધું હતું ને! એ તો જેવું અન્ન તેવું મન: જેવું મન તેવી મતિ અને જેવી મતિ તેવી ગતિ. એટલે તેમને પણ રાજાની માફક કીર્તિની ભૂખ લાગી હતી. રાજા જેમ ભોજની સ્પર્ધા કરવા ચાહતો હતો તેમ આ પંડિતો કાલિદાસની હોડ કરવા ચાહતા હતા. પંડિત પદ્માકર, શાસ્ત્રી શુકલાંબર અને કવિ કાત્યાયન એ સૌમાં મોખરે હતા. આ ત્રિપુટીએ તત્કાળ આવતી તક ઓળખી લઈ કહ્યું: "અન્નદાતા! અમે ત્રણ તૈયાર છીએ. માત્ર આપની આજ્ઞાની જ રાહ જોઇએ છીએ. ભોજની બ્રહ્મસભાના તે ભાર શા છે?"

"ધન્ય છે! જાઓ, કાલે સવારે જ પ્રસ્થાન કરો અને દીવાળી પહેલાં દિગ્વિજય કરી પાછા ફરો." રાજાએ રંગમાં આવી આજ્ઞાઓ

આપવા માંડી: "જુઓ, મંત્રીજી, આ પંડિતો માટે વાહન અને વાટ-ખર્ચીનો પાકો બંદોબસ્ત કરો. આપણા રાજ્યને છાજે એવા ઠાઠથી તેમને મોકલવાના છે."

દશેરાનો દિવસ હતો. ભોજની બ્રહ્મસભામાં શસ્ત્રની નહિ પણ શાસ્ત્રોની પરીક્ષાઓ થઈ રહી હતી. એટલામાં દ્વારપાળે ચેદીથી ત્રણ પંડિતો આવ્યાની ખબર આપી. અનુજ્ઞા મળતાં ત્રણે જણ ભોજ સમક્ષ હાજર થયા. એક તો તેમને વિદ્યાનો મદ હતો અને વધુમાં ચેદીપતિનું પીઠબળ હતું. એટલે તેઓ અક્કડ બની ઉભા રહ્યા. ન તો તેમણે રાજાને અભિવાદન કર્યું કે ન તો પંડિતોને નમસ્કાર કર્યાં. સૌના આશ્ચર્ય વચ્ચે તેમણે ભરી સભાને પડકાર કર્યો:

"અમે ચેદીશ્વરની પંડિતપરિષદના પ્રતિનિધિઓ છીએ. અમારામાંથી દરેક જણ ત્રણ ત્રણ શ્લોકો રજુ કરશે. જો આ સભામાંથી કોઈ તેના ઉત્તરો નહિ આપી શકે તો અમે વિજયપત્રના અધિકારી ઠરીશું"

કહ્યું છે કે, विद्या ददाति विनयम्, विनयाद्याति पात्रताम्। સાચી વિદ્યા વિનયમાં પરિણમે છે અને વિનયથી પાત્રતા-લાયકાત-આવે છે. પણ આ અક્કડ આદમીઓમાં તો વિનયનો છાંટો ય ન હતો; પછી પાત્રતા તો ક્યાંથી જ હોય! તેમને તો વિદ્યાનું અજીર્ણ થઈ ગયું હતું. બીજી બાજુ બ્રહ્મસભાના પંડિતો પૈસા કે પ્રતિષ્ઠાના પૂજારી ન હતા પણ સરસ્વતીના સાચા સેવકો હતા. પેલા પ્રતિનિધિઓની બાલિશ પ્રગલ્ભતા જોઈ તેઓ વિચારમાં પડી ગયા. તેમને પેલું સુભાષિત સાંભર્યું:

> विद्या विवादाय, धनं मदाय, शक्तिः परेषां परिपीडनाय।
> खलस्यः, साधोर्विपरीतमेतत् ज्ञानाय, दानाय च रक्षणाय॥

દુર્જનો વિદ્યા ભણીને જેની તેની સાથે વિવાદ કરવા માંડે છે, ધન મળતાં ગર્વથી છકી જાય છે અને શક્તિ વધતાં બીજાને રંજાડવા લાગે છે. સજ્જનોનો ક્રમ તેથી તદ્દન ઉલટો છે. તેઓ પોતાની વિદ્યાનો ઉપયોગ અન્યને જ્ઞાન આપવામાં, ધનનો દાન આપવામાં અને બળનો નિર્બળનું રક્ષણ કરવામાં કરે છે.

ભોજ પોતે જ એક પ્રખર પંડિત હતો; એટલે પેલી પંડિતત્રિપુટીનું પોત પહેલી નજરે જ તે પારખી ગયો. છતાં તેમના મનના અરમાન પૂરા થાય તે માટે તેણે તેમને શરુઆત કરવાની સુચના કરી.

પંડિત પદ્માકરે પ્રારંભ કર્યો:

"अस्ति ग्रीवा शिरो नास्ति द्वौ भुजौ करवर्जितौ ।
सीताहरणसामर्थ्यो न रामो न च रावणः ॥

ગળું છે પણ માથું નથી, બે હાથ છે પણ કોણી નીચેનો ભાગ નથી; સીતાના હરણમાં જે કારણ રૂપ છે; છતાં નથી રામ કે નથી રાવણ. તો એ કોણ હશે?"

પદ્માકર પ્રશ્ન પૂછી છટાભેર ઉભો રહ્યો. ભોજે સભા ભણી સૂચક દૃષ્ટિ નાખી; એટલે તરત જ કાલિદાસે ખોંખારીને ઉત્તર આપ્યો: "કાંચળી. એને માટે તો સીતાએ હઠ લીધેલી અને રામ સુવર્ણમૃગને હણવા ગયા એટલે રાવણે તેમનું હરણ કરેલું. કેમ બરાબરને?"

"वने वसति को वीरो योऽस्थिमांसविवर्जितः ।
असिवत्कुरुते कार्यं कार्यं कृत्वा वनं गतः ॥

હાડમાંસ વિનાનો એવો એ વીર કોણ છે કે જે વન (પાણી) માં રહે છે, તલવાર જેવું કામ કરે છે અને કામ પૂરું થતાં પાછો પાણીમાં જાય છે?" પદ્માકરે બીજો પ્રશ્ન પૂછ્યો.

"ઓ હો! એ તો કુંભારનો દોરો." કાલિદાસે જવાબ વાળ્યો.

"रविजा शशिकुन्दाभा तापहारी जगत्प्रिया ।
वर्धते वनसंगेन न तापी यमुनापि वा ॥

રવિ (રવાઇ) થી જે ઉપજે છે, ચન્દ્ર અને કુન્દના પુષ્પ જેવી શ્વેત છે, તાપને હરે છે, સૌને ભાવે છે,અને પાણી ભળવાથી વધે છે; છતાં નથી તાપી કે નથી યમુના. તો એ કોણ હશે?" પદ્માકરે છેલ્લો સવાલ રજુ કર્યો.

"બસ એટલું જ ને! અરે એ તો છાશ." કાલિદાસે ખુલાસો કર્યો.

પછી શાસ્ત્રી શુકલામ્બરે શરુઆત કરી:

"एकचक्षुर्न काकोऽयं बिलमिच्छन्न पन्नगः ।
क्षीयते वर्धते चैव न समुद्रो न चन्द्रमा ॥

"જેને એક આંખ છે પણ કાગડો નથી, દરમાં પેસવા ઇચ્છે છે પણ સર્પ નથી અને જે ઘટે છે ને વધે છે છતાં નથી સમુદ્ર કે નથી ચન્દ્રમા. તો કહો, એ કોણ હશે?"

"એમાં પૂછવાનું શું? એ તો સોય." કાલિદાસે જવાબ આપ્યો.

"न तस्यादिर्न तस्यान्तो मध्ये यस्तस्य तिष्ठति ।
तवाप्यस्ति ममाप्यस्ति यदि जानासि तद्वद ॥

"ન એનો આદિ છે, ન અંત છે. માત્ર મધ્યમાં ય છે. તમને ય તે છે ને મને ય છે. જો જાણતા હો તો કહો." શુક્લામ્બરે બીજીવાર પૂછ્યું.

"પહેલો ન, છેલ્લો ન અને વચમાં ય; એટલે નયન." કાલિદાસે કહ્યું.

"उच्छिष्टं शिवनिर्माल्यं वमनं शवकर्पटम् ।
काकविष्टासमुत्पन्नः पञ्चैतेऽतिपवित्रकाः ॥

"એંઠી, શિવનિર્માલ્ય, ઓકેલી, કફન અને કાગડાની વિષ્ટામાંથી ઉપજેલી હોવા છતાં એવી કઇ પાંચ ચીજો અતિ પવિત્ર ગણાય છે?" શાસ્ત્રીએ છેલ્લો પ્રશ્ન પૂછ્યો.

"વાછડાનું એંઠું દૂધ, શિવનિર્માલ્ય ગંગાજળ, માખીઓનું ઓકેલું મધ, મૃગચર્મ અથવા રેશમી પીતામ્બર રૂપી કફન અને કાગડાની વિષ્ટામાંથી ઉગેલો પીપળો એ પાંચ વસ્તુઓ પાવનકારી મનાય છે." કાલિદાસે ઉત્તર આપ્યો.

છેલ્લો કવિ કાત્યાયન ઊઠ્યો ને બોલ્યો:

"नरनारीसमुत्पन्ना सा नारी देहवर्जिता ।
अमुखी कुरुते शब्दं जातमात्रा विनश्यति ॥

"સ્ત્રી અને પુરુષના સંગમથી જે જન્મે છે, છતાં તેને દેહ નથી; મોઢું નથી છતાં જે અવાજ કરે છે અને જન્મતાં વેંત મરી જાય છે: એવી નારી કોણ હશે?"

કાલિદાસે ચપટી વગાડીને કહ્યું: "અંગૂઠો નર અને આંગળી નારી, એ બેના સંયોગથી સંભળાતી ચપટી. બીજું શું?"

"તો આ બીજા પ્રશ્નનો ઉત્તર આપો ત્યારે ખરા." વધુ પડતા આત્મવિશ્વાસથી કાત્યાયને કહ્યું :

"सर्वस्वापहरो न तस्करगणो रक्षो न रक्ताशनः
सर्पो नैव बिलेशयोऽखिलनिशाचारी न भूतोऽपि च ।
अन्तर्धानपटुर्न सिद्धपुरुषो नाप्याशुगो मारुत-
स्तीक्ष्णास्यो न तु सायकस्तमिह ये जानन्ति ते पण्डिताः ॥

સર્વસ્વનું હરણ કરે છે પણ ચોર નથી, લોહી પીએ છે પણ રાક્ષસ નથી, દરમાં રહે છે પણ સાપ નથી, આખી રાત ભટકે છે પણ ભૂત નથી, અદશ્ય થવામાં ઉસ્તાદ છે છતાં સિદ્ધયોગી નથી અને ઝડપી ગતિવાળો છે છતાં પવન નથી. એનું મુખ તીક્ષ્ણ છે છતાં બાણ નથી. એને જે ઓળખે તે જ સાચો પંડિત."

"ભલા માણસ એ તો માકણ." કાલિદાસે તરત જ ઉત્તર આપ્યો: "એના ત્રાસથી તો ત્રિપુરારિ કૈલાસમાં, વિષ્ણુ સમુદ્રમાં અને બ્રહ્મા કમળ ઉપર બેઠા બેઠા જ ઊંઘે છે. તમે સાંભળ્યું નથી ?

"हरो हिमालये शेते, हरिः शेते महोदधौ ।
ब्रह्मापि कमले शेते; मन्ये मत्कुणशंकया ॥"

ડુબતો માણસ તણખલાને પકડે તેમ છેલ્લા દાવ તરીકે કાત્યાયને પોતાના પક્ષની લાજ રાખવા નીચેનો કૂટ શ્લોક રજુ કર્યો:

"पानीयं पातुमिच्छामि त्वत्तः कमललोचने ।
यदि दास्यसि नेच्छामि नो दास्यसि पिबाम्यहम् ॥

"હે કમલાક્ષિ! હું તારા પાસેથી પાણી પીવા તો ચાહું છું; પણ જો તું (दास्यसि) આપીશ તો મારે તે નહિ જોઇએ અને નહિ આપે તો પીશ. આનો અર્થ કરો જોઉં."

"એ જ ને! અરે મારા ભાઈ, दास्यसि નો અર્થ दासी + असि તું દાસી હોઇશ એમ કરો એટલે ઝટ સમજાશે કે, તું દાસી હોઇશ તો તારા હાથનું પાણી મને નહિ ખપે; પણ દાસી નહિ હોઉં તો પીશ." કાલિદાસે ઉકેલ બતાવ્યો.

એકચિત્તે આ આખો વાદવિવાદ સાંભળી રહેલી સભા કાલિદાસના ઉત્તરોથી પ્રસન્ન થઈ અને પેલી પંડિત ત્રિપુટીનાં અક્કડ માથાં શરમનાં માર્યાં નીચાં નમ્યાં.

"ગમે તેમ પણ તમારી સાથેના વાદવિવાદથી અમારી બુદ્ધિની કસોટી તો થઈ અને વિદ્વાનોને છાજે તેમ આપણે વિજયાદશમી ઉજવી. આથી આ સભા વતી હું તમારો આભાર માનું છું." કાલિદાસે ખેલદિલી દાખવી.

"બરાબર છે! કાવ્ય-શાસ્ત્ર-વિનોદમાં હારજીત નહિ પણ રસાસ્વાદ એ જ મુખ્ય વસ્તુ છે. તમારા પ્રત્યેના આદરના ચિહ્ન તરીકે તમને દરેકને ત્રણ ત્રણ લાખ સુવર્ણમુદ્રા આપું છું." ભોજે સૌજન્યની પરિસીમા દર્શાવી.

આ પરાભવના સમાચાર સાંભળી ચેદીરાજ વધુ ચડસે ભરાયો. તેણે સ્પર્ધા કરવાના હેતુથી ભોજને કહેણ મોકલ્યું કે પુણ્યક્ષેત્ર વારાણસીમાં એક સરખાં મંદિર બંધાવવાની આપણે બે એક સાથે શરુઆત કરીએ. જેનું મંદિર પહેલું પુરું થાય તેને મોડો પડનાર છત્ર-ચામર મોકલી આપે. ભોજે આ શરતનો સ્વીકાર કર્યો. બંને પક્ષે તડામાર કામ ચાલુ થયું. પણ અર્ધું બાંધકામ થયા પછી ભોજના મંદિર માટે મોકલાતી સાધનસામગ્રી પહોંચતાં માર્ગમાં અણધાર્યાં કારણોસર નદીનાળાં ઓળંગતાં વિલંબ થયો અને ચેદીપતિના મંદિર ઉપર પહેલો કળશ ચડયો. ઇતિહાસ કહે છે કે ત્યારથી ભોજની નમતી કળા થઈ.

# મધમાખીનો બોધપાઠ

"પંડિતવર્યો ? આ માખી મારા હાથ ઉપર આવીને બેઠી છે અને એ પગ સાથે દીનતાથી વારંવાર પોતાનું માથું ઘસે છે. કોઇ સમજાવશો કે આથી તે શું કહેવા માગે છે?" પોતાના હાથ ઉપર અચાનક આવી બેઠેલી માખીને જોઇ ભોજે સભામાંના પંડિતોને સવાલ કર્યો.

આનો શો જવાબ આપવો ? બધા પંડિતો બાવાની પેઠે બેસી રહ્યા.

આખરે કાલિદાસ ઊઠયો અને જાણે માખીનું મનોગત પામી ગયો હોય તેમ બોલવા લાગ્યો:

"देयं भोज धनं धनं सुकृतिभिर्नो संचितव्यं कदा
श्रीकर्णस्य बलेश्च विक्रमपतेरद्यापि कीर्तिः स्थिता ।
अस्माकं मधु दानभोगरहितं नष्टं चिरात्संचितम्
निर्वाणादपि पाणिपादयुगलं घर्षत्यहो मक्षिका ॥

"રાજન્! આ મક્ષિકા સૂચવે છે કે સન્માર્ગે સંપાદન કરેલા વિપુલ ધનનું છૂટે હાથે દાન કર્યાં કરવું પણ કદિયે સંઘરી મૂકવું નહિ. કારણ કે કર્ણ, બલિ અને વિક્રમ જેવાઓની યશગાથા આજે પણ ગવાય છે તે તેમની દાનવીરતાને લીધે જ. સંપત્તિના સંચયથી પરિણામે પસ્તાવાનું જ રહે છે. આ મધમાખે પુષ્કળ પરિશ્રમ કરીને દીર્ઘકાલ પર્યન્ત મધ એકઠું કર્યાં કર્યું હતું પણ તેમાંથી તેણે ન તો કોઇને ય ટીપું આપ્યું'તું કે ન તો જાતે ચાખ્યું'તું. આમ પેટે પાટા બાંધીને સંઘરેલું મધ એક દિવસ કોઈ વાઘરી લઈ ગયો, અને સાથે સાથે તેના આશ્રયસ્થાન અને પરિવારનો પણ નાશ કરતો ગયો. પરિણામે, આપ પ્રત્યક્ષ જુઓ છો કે આ માખી હાથપગ ઘસતી રહી ગઇ છે."

આવો સમર્પક અને સમયસૂચકતાભરેલો ભાવાર્થ સાંભળી રાજા અને આખી સભા હર્ષ અને સંતોષ પામી અને આવી અપૂર્વ બુદ્ધિમત્તા માટે કવિને ધન્યવાદ દેવા લાગી.

# દાનવીર થવાની દીક્ષા

"વિપ્ર ! ઉભો રહે ! આમ ઇરાદાપૂર્વક મારો અનાદર કેમ કરે છે ? મને 'સ્વસ્તિ' કહી આશીર્વાદ આપવો તો આઘો રહ્યો પણ ઉલટું મને દેખીને આંખો મીચી દે છે અને પૂંઠ ફેરવી ચાલવા માંડે છે તેનું કંઇ કારણ ?" ભોજરાજાએ ઉદ્યાનમાં આવેલા ગોવિંદ પંડિતને રોકીને પ્રશ્ન કર્યો.

"દેવ ! આનો ખુલાસો ન પૂછયો હોત તો મોટી મહેરબાની થાત. પણ જ્યારે આપ મોંએ ચઢીને પૂછો છો ત્યારે સાચી વાત કહેવી પડે છે; તો અવિવેક માફ કરશો. આપ સર્વ વાતે સાધનસંપન્ન છો અને અમે દ્વિજો દાનપાત્ર છીએ. પણ આપ અમને કદિ દાન દેતા નથી કે જેથી અમારા વિદ્યાભ્યાસ કે ધર્મધ્યાનને આશ્રય કે ઉત્તેજન મળે; પછી અમારે આપને મળવાનું શું પ્રયોજન ?

"શાસ્ત્રો પણ કહે છે કે, 'नामातिकृपणस्य च आयुःकामो न गृह्णीयात्' આયુષ્યના ઇચ્છનારે અતિ કૃપણનું નામ પણ ન લેવું. પ્રભાતના પહોરમાં કંજુસનું મોં જોવાથી આખો દહાડો બગડે.

"વળી જે મનુષ્યની કૃપા નિષ્ફળ છે તેનો કોપ પણ નિરર્થક છે. એ તો જે મારે તે કોક દિ તારે' પણ ખરો. કહ્યું છે ને કે,

अप्रगल्भस्य या विद्या, कृपणस्य च यद्धनम् ।
यच्च बाहुबलं भीरोर्व्यर्थमेतत् त्रयं भुवि ॥

શરમાળની વિદ્યા, કંજુસનું ધન અને બીકણનું બાહુબળ એ ત્રણે નિરર્થક છે; કારણ કે તે તેમને પોતાને કે દુનિયાને કામ લાગતાં નથી.

"મહારાજ, કાશીવાસ કરવા જતી વખતે મારા પિતાએ મને એક શિખામણ દીધી'તી કે, 'બેટા, પ્રધાનોનું પાયું પાણી પીએ અને અહોનિશ અંતઃપુરના આમોદપ્રમોદમાં રચ્યોપચ્યો રહે તેવા રાજાની પડખે ભૂલેચૂકે પણ તું ચઢતો મા. બધાં પાતકો પૈકી બે પાપ મોટાં છે: એક તો દુર્મંત્રીથી દોરાતો રાજા અને બીજું એવા રાજાનો આશ્રય.

"પૃથ્વી પટે એમ તો અનેક રાજાઓ થઈ ગયા પણ આજે કોઇ તેમનું નામે જાણતું નથી. પણ કર્ણ, શિબિ અને દધિચિ જેવા પૂણ્યશ્લોક દાનવીરોનાં નામ યુગોના યુગો વહી જવા છતાં આજે યે લોકો આદરપૂર્વક સંભારે છે.

"देहे पातिनि का रक्षा यशो रक्ष्यमपातवत् ।
नरः पतितकायोऽपि यशःकायेन जीवति ॥

"આ કાયા તો મોડી વ્હેલી માટીમાં મળવાનીજ છે. પણ સત્કર્મો કરી મેળવેલો યશ માનવીના મરણ પછી પણ તેની સ્મૃતિ કાયમ રાખે છે. મૃત્યુથી સ્થૂળ શરીર નાશ પામે છે પણ કીર્તિ દેહનો નાશ થતો નથી. માટે યશની રક્ષા કરવી. નશ્વર કાયાની રક્ષા વળી કેવી કરવાની?

"મૃત્યુને મન મૂર્ખ અને પંડિત, દુર્બળ ને સબળ કે રાય ને રંક સૌ સમાન છે. એ તો એકકેયને છોડતું નથી. આંખના પ્રત્યેક પલકારે આયુષ્ય ક્ષીણ થતું જાય છે. માટે મોતનો પેગામ આવે તે પ્હેલાં બને તેટલી કીર્તિ કમાઇ લે. જ્ઞાન, પરાક્રમ, કલા, કુલિનતા, દાન અને ઉપભોગ વિનાનું જીવન તે શું જીવન છે? એવું જીવ્યા તો યે શું ને ન જીવ્યા તો યે શું?"

ગોવિંદ પંડિતનાં આવાં જ્ઞાનથી નીતરતાં વચનો સાંભળી રાજાને નવી દષ્ટિ મળી. તેને પોતાના જીવનને સાર્થક કરવાનો કીમીયો હાથ લાગ્યો. જીંદગીનું ધ્રુવતારક સમું ધ્યેય જડવાથી તેના આનંદનો પાર ન રહ્યો. પંડિતના ઉપદેશને ઉપકારક માની રાજાએ પોતાનું અંતર ખોલ્યું:

"सुलभाः पुरुषा लोके सततं प्रियवादिनः ।
अप्रियस्यापि पथ्यस्य श्रोता वक्ता च दुर्लभः ॥

"સદાકાળ મોઢે મીઠું બોલનારા માણસો તો દુનિયામાં ઘણાય પડયા છે. પણ કડવી છતાં હિતની વાત કહેનાર અને સાંભળનાર મળવા મુશ્કેલ છે. વળી કહ્યું છે કે,

"हितैषिणः सन्ति न ते मनीषिणः
मनीषिणः सन्ति न ते हितैषिणः ।
सुहृच्च विद्वानपि दुर्लभो नृणाम्
यथौषधं स्वादु हितं च दुर्लभम् ॥

"ઘણીવાર હિતેચ્છુઓ તો હોય છે પણ તે વિદ્વાન નથી હોતા અને જે વિદ્વાનો હોય છે તે આપણા હિતેચ્છુ નથી નીકળતા. જેમ એકી સાથે અકસીર તેટલું જ સ્વાદિષ્ટ ઔષધ મળવું મુશ્કેલ છે તેમ એકી સાથે હિતચિંતક તેમ જ વિદ્વાન માણસ મળવો મુશ્કેલ છે.

"તારા આ વિદ્વત્તાપૂર્ણ તેટલા જ હિતકારક સ્વષ્ટવકતૃત્વ બદલ હું તને લાખ સોના મહોર આપું છું અને મારી બ્રહ્મસભામાં તને પોતાને આવવાનો તથા અન્ય સુપાત્ર પંડિતોને લાવવાનો અધિકાર આપું છું."*

---

* ભોજને ગાદીએ બેઠે ઝાઝો વખત થયો ન હતો, દાનધર્મ પ્રત્યે હજી તેનામાં પૂરતી અભિરુચિ કે આગ્રહ જાગ્યાં ન હતાં તેમજ જૂના કોષરક્ષકો તે દાનપ્રિય ન થાય તેવી કોશીષો કરતા હતા તે અરસાની આ વાત છે.

## જ્યારે દીધેલું દાન ફળે છે

વૈશાખના લૂઝરતા મધ્યાન્હે નિર્જન વનમાં મૌનનું મહાકાવ્ય માણતો કુદરતઘેલો કવિ કાલિદાસ પગદંડી પરનાં સૂકાં પાંદડાં પર પગલાં પાડી નિરવતાનો ભંગ કરતો ટહેલતો હતો.

અચાનક કેડીને સામે છેડેથી આવતો કોઈ માણસ કવિની નજરે પડયો. તેનો પહેરવેશ, ચહેરો અને ચાલ તેના દારિદ્રય, દુઃખ અને માંદગીની જાહેરાત કરતાં હતાં. પ્રકૃતિની લીલા નિરખવાને નીકળેલા કાલિદાસના હૃદયમાં સૂતેલી માનવતા સળવળી. દોડીને તે પેલા દરિદ્ર-નારાયણ પાસે જઈ પ્હોંચ્યો. ધીખતી ધરતી પર તેના ખૂલ્લા પગો ઠરતા ન હતા. શરીર ઉપર પૂરાં વસ્ત્રો પણ ન હતાં. ભૂખથી તેનાં પેટ અને પીઠ એક થઈ ગયાં હતાં.

કવિએ તેને પોતાના જોડા અને વસ્ત્રો ઉતારી આપ્યાં અને હાથ ઝાલીને એક વૃક્ષની છાયામાં બેસાડયો. "ભાઈ, તું અહીં જ બેસી રહેજે; હું નગરમાં જઇને તારે માટે ખાવાપીવાનું મોકલું છું" કહી બળતા બપોરે કવિ ઉઘાડે પગે શહેર ભણી ચાલી નીકળ્યો. પણ દૈવયોગે ભોજની ગજશાળાનો મહાવત માર્ગમાં મળી ગયો. તેણે કવિને અડવાણે પગે જતો જોઇ હાથી ઉપર લઇ લીધો. નગરમાં પેસતાં જ સામે રાજા મળ્યો. કવિને આમ ઉઘડે શરીરે હાથી ઉપર બેઠેલો જોઈ તેણે પૂછપરછ કરી. કવિએ ઉત્તર આપ્યો:

"उपानहं मया दत्तं जीर्णं कर्णविवार्जितम् ।
तत्पुण्येन गजारुढो न दत्तं वै हि तद्गतम् ॥

"મેં તો જૂના, કાન વિનાના જોડા કોઇ ગરીબને આપ્યા ત્યારે તેના પુણ્ય વડે હું તો હાથી ઉપર બેસવા પામ્યો. ખરેખર! દીધેલા દાનનો બદલો મળ્યા વિના રહેતો જ નથી. ઉલટું, જેનું દાન નથી થતું તે જ નાશ પામે છે"

ખૂશ થઇ કવિને મોઢેથી આવો અર્થપૂર્ણ ઉપદેશ સાંભળી રાજાએ તેને તે હાથી બક્ષીસ કર્યો અને પેલા રંક માણસને ખાવાપીવા તથા રહેવાનો પ્રબંધ કરાવી આપ્યો.

# ગરજથી ભૂંડુ શું ?

" एको न भव्यः જગતમાં એક વસ્તુ સારી નથી. " રાજાએ રાત્રે શીખવ્યા મુજબ સવારે સભા મળતાં તેનો પાળેલો પોપટ બોલી ઊઠ્યો.

" બોલો, વિદ્વજ્જનો, પોપટના આ સાંકેતિક શબ્દોનું રહસ્ય કોઈ સમજાવશો ? " હંમેશ મુજબ રાજાએ પંડિતોને પડકાર આપ્યો.

" મહારાજ ! અહિંયાં અને અબઘડી તો આ ગૂઢ કોયડાનો ઉકેલ ક્યાંથી થઈ શકે ? વધુ તો નહિ પણ માત્ર છ મહીનાની મુદ્દત આપો તો આ પ્રશ્નનું નિરાકરણ કરવાની હું હામ ભીડું છું. " માંહોમાંહે મસલત કર્યા પછી સૌની વતી વરરુચિએ ઊભા થઈને વચલો માર્ગ કાઢ્યો. આગે આગે ગોરખ જાગે. રાજાએ મુદ્દતની માગણી મંજુર કરી અને સભાએ છૂટકારાનો દમ ખેંચ્યો.

વરરુચિ સભામાં બોલતાં તો બોલી ગયો પણ પછી જેમ જેમ મુદ્દત પાસે આવતી ગઈ તેમ તેમ તેની ઊંઘ અને ભૂખ ઊડી ગઈ. પોપટના પ્રશ્નનો ઉત્તર ખોળવાને તે ગામે ગામ ફરી પંડિતોને પૂછવા લાગ્યો; પણ કોઇએ સંતોષકારક ઉત્તર ન આપ્યો. રઝળી રખડીને તે થાકી ગયો. દિવસે દિવસે તેની નિરાશા ઘેરી બનતી ગઈ. રાજાની અવકૃપાનો ભોગ થવા કરતાં પોતાના વચનનો ભંગ થશે અને પ્રતિષ્ઠા ઉપર પાણી ફરી વળશે એનો તેને વધારે ભય હતો.

એક વાર પ્રવાસ દરમ્યાન મધ્યાહ્ન થતાં જંગલમાં એક વૃદ્ધ ગોવાળને જોઈ તેને ત્યાં જ બે ઘડી વિસામો ખાવાનું મન થયું અને પાણી પી ઝાડની છાયામાં જરાક આડો પડ્યો. પણ પેલો પોપટનો પ્રશ્ન તેનો પીછો છોડે તેમ ક્યાં હતો ? ઝાડની શીતળ છાયા હતી. નિર્જન વનમાં

મધ્યાહ્નનું મૌન પથરાયું હતું. પાસેના ઝાડ નીચે પશુઓ પણ વાગોળતાં ઊંઘનું ઝોકું ખાઈ રહ્યાં હતાં. પણ બિચારા વરરુચિની ઊંઘ હરાઇ ગઇ હતી. કહ્યું છે કે,

चिंता चिता समानास्ति बिन्दुमात्र विशेषतः ।
सजीवं दहते चिंता, निर्जीवं दहते चिता ॥

ચિંતા ચિતા સમાન છે; બિન્દુ માત્રનો ફેરઃ
ચિંતા જીવત જલાવતી, મૂએ બાળતી ચેહ.

જમાનાના ખાધેલ ગોવાળની અનુભવી આંખે બ્રાહ્મણની બેચેની ઓળખી કાઢી! "કહો, કે ન કહો પણ મહારાજ! તમારા મનમાં કોઇ મૂઝવણ ઘોળાયાં કરે છે. નહિતર આવા શીતળ અને શાન્ત સ્થળે તમને ઊંઘ આવ્યા વિના ન રહે." ગોવાળે સમભાવ દર્શાવ્યો.

"છે તો કંઇક એવું જ. પણ મારી મૂઝવણ કોઇને કહ્યે કંઈ વળે તેમ નથી. હું દેશદેશના પંડિતોને પૂછી વળ્યો પણ કોઇ તેનો ઉકેલ બતાવી શકયું નથી." આ અભણ ગોવાળ તે શું સમજવાનો હતો એમ ધારી વરરુચિએ ટુંકામાં પતાવ્યું.

"અરે એમ તે હોય? તમારી મૂઝવણ કહો નહિ ત્યાં લગી તેનો ઉકેલ કયાંથી જડે? હા, હું તમારા જેટલો વિદ્વાન્ નથી. પણ જ્યાં ભણતર ભોંઠુ પડે છે ત્યાં અનુભવ ઉપયોગી થઈ પડે છે. ઘરડાં ગાડાં વાળે એમ અમસ્તું નથી કહેવાતું." ગોવાળે આગ્રહ કર્યો.

"હા, કપાળે કપાળે જુદી મતિ." વરરુચિએ એકરાર કર્યો અને કદાચ આ ગોવાળ કંઈ તોડ કાઢે તો મારી ચિંતા ટળે એમ વિચારી તેણે તેને પેલા પોપટના પ્રશ્નની બધી વાત માંડીને કહી.

"એટલું જ ને? આનો જવાબ તો સાવ સરળ છે. તમે મને માત્ર ભોજરાજા પાસે લઈ જાઓ એટલે તેની સભા સમક્ષ હું સઘળો ખુલાસો કરીશ. પણ એક કામ કરવું પડશે. આ કૂતરો મને જીવ જેવો વ્હાલો છે; પણ હું રહ્યો ઘરડો માણસ, તેથી એટલે દૂર તેને ઉંચકીને ચાલી શકું તેમ નથી; તેમ તેને એકલો મૂકીને આવી શકું

તેમ નથી માટે તમારે તેને જરાક ઉંચકી લેવો પડશે." ગોવાળે પોતાની શરત જણાવી.

ગરજે ગધેડાને બાપ કહેવો પડે તે મુજબ વરરુચિ કબુલ થયો અને શ્વાનને ખભે બેસાડીને પેલા ગોવાળ સાથે ભોજ સમક્ષ હાજર થયો. તેણે કહ્યું : "મહારાજ, પોપટના પ્રશ્નનો ઉત્તર આ ગોવાળ આપશે." રાજાએ 'ભલે' કહી સંમતિ આપી.

"રાજન્! જગતમાં એક લોભ જ સારો નથી. આનો દાખલો આપની સામે પ્રત્યક્ષ છે. જુઓ, આ વેદપાઠી પવિત્ર બ્રાહ્મણ જો ભૂલેચૂકે પણ શ્વાનને અડકી જવાય તો નાહ્યા વિના ન રહે તે ગરજનો માર્યો આટલે દૂરથી તેને ઉંચકીને આવ્યો છે એ જ બતાવે છે કે એક લોભ જ સારો નથી." ગોવાળે ખુલાસો કર્યો.

તેના આવા સચોટ ખુલાસાથી ખૂશ થઈ રાજાએ તેને ઘટતું ઈનામ આપ્યું અને સભાની લાજ રાખ્યા બદલ વરરુચિ અને પંડિતોએ તેનો આભાર માન્યો.

# પોપટનો પ્રશ્ન

એક વાર **ભોજનો** માનીતો પોપટ ‘ नष्टम् ’ ‘ नष्टम् ’ એમ બોલવા લાગ્યો. બીજે દિવસે રાજાએ પંડિતોને તેનો ખુલાસો કરવા કહ્યું.

પણ આવા સંદિગ્ધ સવાલનો શો ઉત્તર આપવો તે કોઇને ન સૂઝયું. આખરે **વામદેવ** નામનો એક નવો આવેલો ગુજરાતી પંડિત આ સંધિનો લાભ લેવા ઊઠયો. તેણે કહ્યું:

“ कुभोज्येन दिनं नष्टं, कुकलत्रेण यौवनम् ।
कुपुत्रेण कुलं नष्टं, तन्नष्टं यन्न दीयते ॥

“ મહારાજ, ભોજન બગડે તેનો દિવસ બગડે. સ્ત્રી કુભારજા મળે તેનું યૌવન એળે જાય. દીકરો કપૂત પાકે તો કૂળની આબરૂના કાંકરા કરે અને છેલ્લે જે કંઈ વસ્તુઓ દાનમાં ન અપાય તે મરણ પછી આપણી સાથે ન આવતાં અહીં જ રહી જતી હોવાથી તે પણ નાશ પામ્યા જેવી જ નિરર્થક છે.

“ અમારા ગુજરાતમાં કહેવત છે કે, ‘ દાળ બગડી તેનો દિવસ બગડ્યો, અથાણું બગડયું તેનું વરસ બગડયું અને બૈરી બગડી તેનો ભવ બગડ્યો. ”

વામદેવનો ઉત્તર પોતાના અભિપ્રાયને મળતો આવેલો જોઈ રાજાએ તેને લાખ મહોરોનું દાન કર્યું.

# તેરી ભી ચૂપ ઔર મેરી ભી ચૂપ

"જ્યારે જ્યારે મેં કાલિદાસને દેશવટો દીધો છે ત્યારે ત્યારે તે આ વિલાસવતીના આવાસમાં જ ગુપ્ત વેષે છુપાઇ રહ્યો હતો એમ પાછળથી જણાઈ આવ્યું છે. કહે છે કે, હજીય તે અહીં આવવાનું કદિ ચૂકતો નથી. છતાં ખૂબી તો એ છે કે હું અહીં રોજ વેશ પલટીને આવું છું પણ ભાઈ સાબ ભૂલેચૂકે ય મારી નજરે ચડતા નથી. વિલાસવતી પણ કંઇ કાચી માયા નથી. ગમે તેમ કરીને પણ મારે કાલિદાસનો કાન પકડાવવો છે. હા એક યુક્તિ છે." રાજા ભોજ આવા વિચાર કરતો કરતો વિલાસવતી ને ત્યાં જઈ પહોંચ્યો.

વેશ્યાએ ભાવભેર રાજાને આવકાર આપ્યો અને પાનની પટ્ટી બનાવવા બેઠી. ટોળટપ્પા કરતાં કરતાં રાજાએ તેને કહ્યું: "બધા કહે છે કે કાલિદાસને તેં કામણ કર્યું છે. પણ હું તો એ વાત ક્યારે માનું કે કાલે તે અહીં આવે ત્યારે તું તેને માથું મુંડાવવાની ફરજ પાડે. મારા વચનની ખાતર પણ તારે આટલું કરવું પડશે. કેમ થશેને?"

વિલાસવતીએ હસતાં હસતાં 'હા' પાડી અને થોડુંક ગાયન સાંભળી રાજા વિદાય થયો.

* * *

"તારા એક જ શબ્દે હું મારુ માથું ઉતારી આપતાં પણ અચકાઉં નહિ તો પછી માત્ર મુંડન કરાવવું એમાં તે શી મોટી વાત છે? તું કહે તે કરવા હું તૈયાર છું. માત્ર આમ મોં ચઢાવીને ન બેસીશ." કાલિદાસે બીજે દિવસે વિલાસવતીને રિસાયેલી જોઇ મનામણાં શરુ કર્યાં:

"એમ નહિ. જો તમારો પ્રેમ સાચો હોય તો બારણે હજામ બેઠેલો છે તેની પાસે મુંડન કરાવીને જલદી આવો." વેશ્યા પોતાની હઠને વળગી રહી.

"ભલે ત્યારે!" કહી કવિ મુંડન કરાવવા બેઠો. આ બધું રાજાનું જ કારસ્તાન છે એટલું સમજી જતાં તેને વાર ન લાગી. 'ઠીક છે; હું પણ ખરો કે રાજાને બરોબર પાઠ શીખવું કે આ કાલિદાસ સાથે કામ છે' એવો વિચાર કરી કવિએ રાજાને આબાદ સપડાવવાની એક યુક્તિ ઘડી કાઢી.

"લે, હવે તો ખૂશને?" કાલિદાસે મૂંડેલા મસ્તક ઉપર હાથ ફેરવતાં શરુઆત કરી. "આજે અમાસ છે અને વળી સંધ્યાકાળનો સમય છે; છતાં મેં તો મારા પ્રેમનો પૂરાવો આપવા માથું મૂંડાવ્યું. પણ હવે જો તને મારા ઉપર સાચો પ્રેમ હોય તો તારે, હું કહું તે, એક કામ કરવું પડશે. જો, રાજાને આવવાનો વખત થવા આવ્યો છે. તું ગમે તે રીતે તેમની પાસે પંચમ સૂર (ગધેડાના ભૂંકવાનો અવાજ) કઢાવે તો જ તારા પ્રેમની મને ખાત્રી થાય."

"રાજાજી પધારે છે." એટલામાં દાસીએ આવી ખબર આપી. કાલિદાસ પાછળના ખંડમાં છુપાયો અને વિલાસવતી હંમેશ મુજબ રાજાને સત્કારવા સામી ન જતાં એક રૂમાલ ગુંથવા બેસી ગઈ. અંદર આવી રાજાએ પોતાની બેઠક લીધી; છતાં ગણિકાએ તેની સામે નજર પણ ન નાખી. રાજાએ મૌન તોડવા હંમેશ મુજબ વાર્તાવિનોદ કરવાની કોશીષ કરી પણ વેશ્યાએ સામો હોંકારો પણ ન પૂર્યો. આખરે રાજાએ તેની ચૂપકીદીનું કારણ પૂછ્યું. ત્યારે તેણે નીચી નજરે જવાબ આપ્યો: "મને આજે તમારે મોંએ પંચમ સૂર સાંભળવાનું મન થયું છે. તે સિવાય મને મઝા પડનાર નથી. મારી ખાતર જરાક એટલું ન કરો? આપણા બે સિવાય ત્રીજું અહીં કોઇ સાંભળે તેમ નથી."

કહ્યું છે કે 'कामान्धो नैव पश्यति' આથી રાજાએ વેશ્યાને રીઝવવાને પૂરા આલાપ સાથે પંચમ સૂર છેડયો. વિલાસવતીએ

હસીને રાજા સામે જોયું અને જાણે ખૂબ ખૂશ થઇ હોય તેમ ઉલ્લાસભેર નૃત્ય અને સંગીતની રેલમછેલ ઉડાવી રાજાને પ્રસન્ન કર્યો.

ત્રીજે દિવસે રાજાએ કાલિદાસને રાજભુવનમાં એકાન્ત જોઈ મર્મમાં પૂછ્યું "कालिदास कविश्रेष्ठ किं ते पर्वणि मुण्डनम् ? કવિ, તારા જેવા સકલશાસ્ત્રવિશારદે આમ અમાવાસ્યાને દિવસે મુંડન કેમ કરાવ્યું ?"

કાલિદાસે લગીરે ક્ષોભ પામ્યા વિના તરત જ પ્રત્યુત્તર આપ્યો:

"गायतीव खरो राजा तस्य पर्वणि मुण्डनम् રાજાએ પોતે જ જ્યાં ગર્દભના સૂરે ગાયન કર્યું ત્યાંજ મેં પર્વણી હોવા છતાં મુંડન કરાવ્યું છે."

પોતપોતાનો ભેદ પકડાઇ ગયેલો જઈ બંને 'તેરી બી ચૂપ ઔર મેરી બી ચૂપ કરી' મૂગા રહ્યા. કવિની અક્કલ જોઇ રાજા આશ્ચર્ય પામ્યો અને બંને આડી અવળી વાતો કરી છૂટા પડ્યા.

# ધરતી રસ ચોરે છે.

મહાકાળના મંદિરમાં લોકોની ઠઠ જામી હતી. સૌનાં આંખ અને કાન સભામંડપમાં ઉભી કરેલી રંગભૂમિ ઉપર મંડાયાં હતાં. શહેરના એક શ્રીમંત કુટુંબનો નબીરો નાટકના મુખ્ય નાયકનો પાઠ ભજવવાનો હતો. સૂત્રધાર તેની લાક્ષણિક ઢબે પ્રેક્ષકોને આ ગર્ભશ્રીમંત અને ગભરુ યુવાનનો પરિચય કરાવી રહ્યો હતો. તરુણના પિતાની અઢળક સંપત્તિનું વર્ણન કરતાં તે થાકતો ન હતો. પણ પ્રેક્ષકો તો પડદો કયારે ઉપડે તેની આતુર આંખે રાહ જોઈ રહ્યા હતા. તરુણ અભિનેતાની ધનદોલતનું વર્ણન સાંભળવામાં તેમને કશો રસ પડતો ન હતો.

પણ આખી મેદનીમાં બે કાન જ એવા હતા કે જે પેલા યુવકની માલમીલ્કતનું વર્ણન રસપૂર્વક સાંભળી રહ્યા હતા. વેશપલટો કરી વીરચર્યા કરવા નીકળેલો એ રાજા ભોજ હતો. તેને થયું, આ ધનિક કુટુમ્બનો દ્રવ્યરાશિ શું કરું તો મારા હાથમાં આવે ! આવા વિચારમાં તેને નાટકમાં પછી ઝાઝો રસ ન પડ્યો. કંટાળીને તેના સાથી સાથે તે બહાર નીકળ્યો. ધનની તૃષ્ણામાં તેને ભાન પણ ન હતું કે તરસથી તેનો કંઠ સૂકાતો હતો. રાજમાર્ગ ઉપર આવ્યો અને તેને પાણી સાંભર્યું.

સીધો તે તેની માનીતી ગણિકાના ઉદ્યાનગૃહમાં પહોંચ્યો અને પાણી માંગ્યું. વેશ્યા ચાંદીનો કળશ અને પ્યાલો લઈને પાછળ વાડામાં ગઈ અને છરી વતી શેરડીના સાંઠા ઉપર ચાર છ કાપ મૂકયા પણ માંડ એક પ્યાલો રસ નીકળ્યો. ધાર્યા કરતાં રસ થોડો નીકળ્યો. અને વિલંબ વધુ થયો તેથી વેશ્યાનું વદન જરાક ખિન્ન થયું. રસ પીને

રાજાએ તેની ખિન્નતાનો ખુલાસો માગ્યો.

"રોજ તો શેરડી પર એક જ કાપ મૂકતાં આખો કળશ અને પ્યાલો ભરાય તેટલો રસ નીકળતો પણ જુઓને આજે ખૂબ મથવા છતાં મુશીબતે કટોરી રસ નીકળ્યો" ગણિકાએ કારણ જણાવ્યું.

"આજે એમ કેમ થયું?" રાજાએ સવાલ ઉઠાવ્યો.

"કહું? પૃથ્વીપતિના દિલમાં પ્રજાનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરવાનો કૈંક ભૂંડો વિચાર ઘોળાતો હોવો જોઈએ નહિતર પૃથ્વી આમ રસ ન ચોરે." વારાંગનાએ વિના સંકોચે કહ્યું.

વેશ્યાનો ઉત્તર સાંભળી રાજાએ ચૂપચાપ ચાલતી પકડી. આખી રાત તેને ફરી ફરીને એક જ વિચાર આવ્યાં કર્યો: 'પ્રજાને પીડતાં પહેલાં માત્ર તેવો મનસુબો કર્યો તેથી જ જ્યારે પૃથ્વીનો રસ આમ શોષાઈ ગયો ત્યારે જો એ વિચારને વર્તનમાં મૂક્યો હોત તો શું ન થાત? શત્રુના સૈન્ય કરતાં પણ પ્રજાનો નિસાસો વધુ નાશકારક છે. ના, હવેથી સ્વપ્ને પણ પ્રજાને પીડવાનો વિચાર નહિ કરું.'

બીજી રાતે તે ફરી પેલી ગુણિકાને ત્યાં ગયો અને રસ પીવા માગ્યો. થોડીક વારમાં તો શેરડીના રસથી છલકાતો કળશ અને પ્યાલો લઈને વેશ્યા હાજર થઈ અને રાજાના હાથમાં પ્યાલો આપતાં આપતાં હસીને બોલી: "માનો ન માનો આજે ભૂપતિનું હૈયું પ્રજા પ્રત્યેના પ્રેમથી ઉભરાય છે અને તેથી તો આજે ધરતીના ધાવણની ધારા છૂટતી હોય તેમ એક જ કાપે આટલો બધો રસ નીકળ્યો છે."

માનવીના મનમાં ઊઠતા સૂક્ષ્મ સંકલ્પોનો મર્મ સમજી લેવાની ગુણિકાની કુશળતાથી રાજા પ્રસન્ન થયો અને ગઈ રાતે પેલા શ્રીમંત પુત્રની સંપત્તિનું વર્ણન સાંભળી પોતાનું ચિત્ત કેવું ચળ્યું હતું તે રાજાએ કહી સંભળાવ્યું.*

---

* આ લોકકથા કૈંક રાજાઓને નામે ચઢેલી મળી આવે છે. રાજકવિ કલાપીએ પોતાના 'ગ્રામમાતા'ના સુંદર કાવ્યમાં આ કથા ગુંથીને અમર કરી છે.

## કામનો પિતા કોણ ?

અષાઢના ધોધમાર વરસાદ પછી જરાક ઉઘાડ થયો હતો. નર્મદા ગાંડીતૂર બની બે કાંઠે વહેતી હતી. અરુણોદયનો સમય હતો. ગુપ્તવેષે નગરચર્યા જોવા નીકળેલો રાજા ભોજ વસ્ત્રો બદલી સ્નાન કરવા ઉતર્યો હતો. તરતાં તરતાં પ્રવાહના પૂર સાથે કોઈ સુંદરી તણાઈ આવતી તેની નજરે પડી. રાજાએ મધ્ય વહેણમાં ઝંપલાવ્યું અને પેલી રમણીને બાથમાં ઘાલી કિનારે લાવ્યો. સંભવ છે કે તણાવાથી અને પાણી પી જવાથી તે બેશુદ્ધ બની ગઈ હોય એમ ધારી રાજાએ તેને સુવાડીને તેનાં વસ્ત્રો ઢીલાં કરવા માંડ્યાં. વસ્ત્રાભૂષણ ઉપરથી તે વારાંગના હોવી જોઈએ એવું અનુમાન થતાં રાજાનું ચિત્ત ચંચળ બન્યું. ભીનાં અને બારીક વસ્ત્રોમાંથી તેનું અંગસૌંદર્ય ડોકીઆં કરતું હતું. આસપાસની પ્રકૃતિએ પણ સ્નાનભીની સુંદરીની શોભા ધારણ કરી હતી અને અધૂરામાં પૂરું એકાન્ત હતું. રાજાનુ મન ઝાલ્યું ન રહ્યું અને અવશપણે તે અનુચિત ચેષ્ટામાં પ્રવૃત્ત થયો.* પણ આલિંગન કરતાં વેંત રાજાને પેલી સ્ત્રીનો દેહ તદ્દન ઠંડોગાર જણાયો. ક્ષોભ અને શંકાનો માર્યો રાજા ચમકીને બેઠો થયો અને તપાસ કરતાં તેને ખાત્રી થઈ કે આ સ્ત્રી તો મરણ પામેલી હતી. પછી તો તેના પશ્ચાત્તાપનો પાર ન રહ્યો. પોતાના આ અનુચિત વ્યવહારના પ્રાયશ્ચિત તરીકે રાજાએ પાસે રહીને પેલા શબનો અગ્નિસંસ્કાર કરાવ્યો અને જાણે પોતાની ધર્મપત્ની ગુજરી ગઈ હોય તેમ તેની પિંડદાનાદિ સંપૂર્ણ ઉત્તરક્રિયા વિધિપુર:સર કરાવી.

---

* कामार्ता हि प्रकृतिकृपणाश्चेतनाचेतनेषु ।—मेघदूतम्

કામાતુરો જડ–સજીવના ભેદને ના પિછાને

આમ છતાં રાજાનું અંતર તો અવારનવાર પેલો પ્રસંગ યાદ આવતાં તેને ડંખ્યા કરતું. એક દિવસ એકાન્ત જોઇ રાજાએ કાલિદાસને પૂછ્યું : " मनोमहिलाविषयादि ताताः कामस्य सत्यं जनकः कवे कः ? ' માયાના મુકામ જેવું મન, મોહિની સ્વરૂપ મહિલા, શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ આદિ વિષયો વગેરે કામને ઉત્પન્ન કરનાર મનાય છે પણ એ સૌમાં કામનો ખરો પિતા કોણ ? "

પ્રશ્ન જેટલો નાજુક તેટલો જ જટિલ હતો. આથી કવિએ બીજે દિવસે તેનો ઉત્તર આપવાનો વાયદો આપી વિદાય લીધી. વિચારમાં ને વિચારમાં જમવાનો સમય થયો પણ કંઇ જવાબ ન જડવાથી કાલિદાસ ભેજાનું દહીં કરતો બેસી રહ્યો. મનમાન્યો ઉત્તર શોધી કાઢવાની ચિંતામાં કવિને ભૂખનું પણ ભાન ન રહ્યું. આખરે તેની પુત્રી પ્રભાવતી રસોડામાં બેઠી બેઠી રાહ જોઇને કંટાળી. પિતાને વિચારમગ્ન થયેલા જોઇ તેણે પાસે આવી મોટેથી હાક મારી. પણ કવિએ જમવાની અનિચ્છા બતાવી. પ્રેમાળ પુત્રીએ ખૂબ રકઝક અને જીદ કરી પેરે પેરે પિતાની મૂઝવણનું કારણ જાણી લીધું અને રાત્રે તેનો ખુલાસો કરવાનું વચન આપી આગ્રહ કરી પિતાને જમાડ્યા.

જમ્યા બાદ આખોયે દિવસ રાજાનો પ્રશ્ન કવિના મગજમાં ઘોળાયાં કર્યો. યૌવન અને સૌન્દર્યની મૂર્તિ સમી પ્રભાવતી, રાત્રિ પડતાં, સોળે શણગાર સજી પિતા પાસે સાસરે જવાની રજા લેવા આવી. આજની તેની રૂપછટા કંઇ ઑર હતી. કવિ કંઇ પણ ન બોલતાં પળવાર પાંપણ પણ હલાવ્યા વિના પુત્રીની રૂપસુધાનું આકંઠ પાન કરી રહ્યો હતો. 'આજનો દિવસ રહી જાને ! મોડું ખૂબ થઈ ગયું છે. લાવ, શેતરંજ કાઢ, ઘણે દિવસે આપણે એકાદ બાજી રમીએ.' કવિએ વિકારવશ બની પુત્રીને રોકી. પ્રભાવતીની યુકિત પાર પડી. પિતાના પ્રશ્નનો ઉત્તર તે પ્રત્યક્ષ પદાર્થપાઠથી આપવા ઇચ્છતી હતી. કવિની કામવશતા તે કળી ગઇ હતી અને મર્યાદાભંગનો પ્રસંગ આવે ત્યારે પોતાને સ્થાને ગોઠવવાને તેણે એક દાસીને જરૂરી સૂચના આપી શણગારીને બીજા ખંડમાં બેસાડી રાખી.

રમતની રંગત જામતી ગઈ. કવિની કામુકતા પણ વધતી ચાલી. આખરે પુત્રીએ પિતાને ભાનભૂલો થયેલો જોઇ ખૂબીભેર દીવો બુઝાવી નાખ્યો અને પેલી દાસીને અંદર ધકેલી પોતે બહાર નીકળી ગઇ. કહ્યું છે કે 'कामातुराणां न भयं न लज्जा।' મોહાંધ બનેલો કવિ સઘળી સાનભાન ગુમાવી બેઠો.

સવારે ઊંઘમાંથી ઊઠતાં કવિને રાત્રિનો પ્રસંગ યાદ આવ્યો અને શરમ ને સંતાપના માર્યા તેને આપઘાત કરવાનું મન થયું. પણ પડખે સૂતેલી સ્ત્રી પ્રભાવતી નહિ પણ દાસી છે એમ જ્યારે તેણે જોયું ત્યારે તેનો પ્રશ્ચાત્તાપ કમી થયો. અને પુત્રીની સમયસૂચકતાથી લાજ રહી તેથી કંઇક આનંદ પામ્યો. રાત્રિની પોતાની પામરતાનું પૃથક્કરણ કરતાં તેને પેલા પ્રશ્નનો ઉત્તર એકાએક સૂઝી આવ્યો કે એકાન્ત એ જ કામવિકારને તત્કાળ પ્રકટાવનાર પિતા છે. પ્રભાવતીની અક્કલ ઉપર તે આફ્રીન થઇ ગયો. અને આવી સદ્ગુણી તેમજ સમયસૂચક પુત્રીનો પિતા થવા બદલ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો.

સ્નાનાદિ નિત્યકર્મથી પરવારી કવિ રાજા સમક્ષ હાજર થયો. રાજાએ તરત જ પોતાનો પ્રશ્ન યાદ દેવડાવ્યો એટલે કવિએ કહ્યું :

" एकान्तमेवैकमवेहि राजन् सर्वेऽपि तेनैव विना व्यलीकाः ॥

"રાજન્! કામવિકારનો ખરો પિતા તો એકાન્ત જ છે. તેના વિના અન્ય સૌ સાધનો નિરર્થક છે."

રાજાને પણ પેલો નદીકિનારાનો કિસ્સો યાદ આવ્યો અને કવિનું કહેવું અક્ષરશઃ ખરું લાગ્યું. જાણે હૃદય ઉપરથી મોટો ભાર ઉતર્યો હોય તેમ રાજા પ્રસન્ન થયો અને દેહશુદ્ધ પ્રાયશ્ચિત કરી પાપમુક્ત થયો.

## કૌતુક કે કપટ ?

" મહારાજ ! મારે ઘેર આજે એક કૌતુક જેવો કીસ્સો બન્યો છે. મેં મારી સગી આંખે જોઈ તપાસીને ખાતરી કરી છે એટલે જ હું અહીં કહેવા આવ્યો છું. વાત એમ બની છે કે ગઈ રાતે મારી ઘોડી અને ગાય બંને વીઆયાં. તેમાં ગાયને પેટે વછેરો અને ઘોડીની કૂખે વાછડી અવતરી. આપને સાચું ન લાગતું હોય તો મારે આંગણે પધારી પ્રત્યક્ષ ખાતરી કરો. જ્યારે આપ નજરે જોશો કે ગાયને વછેરો અને ઘોડીને વાછડી ધાવે છે ત્યારે તો આપ પણ અચરજ પામશો હેં બાપજી ! અહીં આટલા બધા પંડિતો બેઠા છે તેમાંથી કોઈ આનો ભેદ સમજાવશે ?" રબ્બીયલ ગોવાળે કાલિદાસના પ્રતિસ્પર્ધી પંડિત વિષ્ણુશર્માની શીખવણી મુજબ ભરી સભામાં ભોજ સમક્ષ હાથ જોડી ઉપલી વાત રજુ કરી.

" જા, જા. કંઇ ગાંડો થયો ? કહેતા બી દિવાના ઔર સુનતા બી દિવાના ! કંઇ ભાંગ બાંગ તો પીધી નથીને ?" રાજાએ ઉપહાસ કર્યો.

" મહારાજ ! આ કળિકાળમાં જે ન બને તે ઓછું ! હા, માન્યામાં આવે તેવું તો નથી જ. પણ એમ છે કે પાયા વિનાની વાત હોય તો આપ સમક્ષ આવવાની તેની હિંમત જ ન ચાલે. છતાં चक्षुर्वै सत्यम् । માટે ચાલો નજરે જોઈ ખાતરી કરીએ." વિષ્ણુશર્માએ વચમાં વણમાગી વકીલાત શરુ કરી, " જો ઠંડા પહોરનું ગપ્પું નીકળે તો દાખલો બેસે તેવો દંડ કરવો અને જો કંઇ તથ્યાંશ જણાય તો તેની તપાસ કરવી "

'ભલે!' કહી રાજા ઊઠયો અને આખી સભા સહિત ગોવાળના નેસમાં જઈ તેણે પેલો અકુદરતી ધાવણનો પ્રકાર જોયો. સૌ તાજુબ બની આંગળાં કરડવા લાગ્યા. આખરે રાજાએ મૌનનો ભંગ કર્યો. તેણે કાલિદાસને પૂછયું: 'સુકવિ! આમ કેમ થયું હશે? લીમડે તે કેરી પાકે? આ તો પ્રકૃતિ પલટાઇ!''

ઘડીભર કાલિદાસ પણ મૂઝાયો. પરંતુ દેવીની પ્રેરણાથી તેણે આ કોયડાનો ઉકેલ શોધી કાઢવાને છ મહીનાની મુદત માગી અને ભોજે તેની માગણી મંજુર રાખી.

કવિ ઘેર આવી અભ્યાસખંડમાં ભરાઈ તરેહ તરેહની પોથીઓ ઉથલાવવા લાગ્યો. રખીયલ ગોવાળને ઘેર જોયેલા કૌતુકનું રહસ્ય ખોળી કાઢવાની ધૂનમાં તેને ખાવાપીવાનું પણ યાદ ન આવ્યું. ભોજનનો સમય વીતી જવા છતાં કવિ જમવા ન ઊઠયો ત્યારે તેની વિધવા પુત્રવધૂ રંભાવતી તેને બોલાવવા આવી. તેના પગરવથી અને સહેતુક ખોંખારાથી કવિની તલ્લીનતા ન તૂટી ત્યારે તેણે કહ્યું: "કેમ સભામાંથી આવ્યા ત્યારના એવી શી ધમાલમાં પડી ગયા છો કે ભૂખનું પણ ભાન નથી રહ્યું? મારાં સાસુના સ્વર્ગવાસ પછી ઘરમાં જે કહો તે એક હું જ રહી છું. તે બેઠાં હોત તો મારે આમ પૂછવાનો પ્રસંગ જ કયાંથી આવત? માટે મને તમારી પુત્રી ગણીને તમારી જે કંઈ મૂઝવણ હોય તે મને કહો. મા મહાકાલિની તમને સહાય છે પછી ભાર શા છે?"

પુત્રવધૂનાં પ્રોત્સાહક વચનોથી કવિની દેવી પ્રત્યેની શ્રદ્ધા સતેજ બની. પુત્રવધૂએ કરેલી પૂછપરછમાં પણ તેને દેવીની જ પ્રેરણા કામ કરતી લાગી. આથી તેણે ગોવાળને આંગણે જોયેલી અનૈસર્ગિક ઘટના અને તેનો ઉકેલ ખોળી કાઢવાને રાજાએ આપેલી મહેતલની સઘળી બીના રંભાવતીને જણાવી.

"ઓ હો! એટલું જ ને? આ તો કોઈ વિરોધીએ કરેલી કપટચાતુરીની કરામત છે. આનો ઉકેલ કોઇ પોથીમાંથી નીકળવાનો નથી. જાઓ, આનો જવાબ આપવાનું મારે માથે આવ્યું." ચકોર

રંભાવતીએ કવિને ચિંતામુક્ત કરતાં કહ્યું : "લો, ઊઠો. રસોઈ ઠંડી થાય છે. જમીને પછી બધું ઠેકાણે મૂકજો."

* * * *

જોત જોતામાં છ મહીના પૂરા થવા આવ્યા. કવિએ પુત્રવધૂને પેલો પ્રસંગ યાદ કરાવ્યો. રંભાવતીએ ઠંડે કલેજે જવાબ આપ્યો: "મારા ધ્યાનમાં જ છે. જુઓ, પેલા પાંજરામાંના શૂલપાણેશ્વરના પોપટની પાંખો મેં થોડીક કાતરી છે અને જાણે દવમાંથી બળતાં બચી ગયો હોય તેમ બતાવવાને મેં તેનું શરીર રાખોડી રંગે, ડોક હરતાલના રંગે અને ચાંચ ગળીના રંગે રંગ્યાં છે. વળી સભામાં પ્રસંગોચિત શું બોલવું તે પણ મેં તેને શીખવી રાખ્યું છે. માટે તમે તમારે નિશ્ચિન્ત રહેજો."

છેલ્લે દિવસે વિધવાને છાજે તેવાં સફેદ સાદાં વસ્ત્રો પહેરી પેલું પોપટનું પાંજરૂં લઈ રંભાવતી કાલિદાસ સાથે બ્રહ્મસભામાં હાજર થઈ.

"મહારાજ ! પેલા ઘોડી ને ગાયના ગોટાળાનો ઉકેલ આ પોપટને પૂછવાથી મળી રહેશે." કાલિદાસે આવતાં વેંત ખુલાસો કર્યો.

પોપટનો વિચિત્ર વર્ણ દેખી પહેલાં તો રાજાએ પૂછ્યું :

"शुक ! त्वं विहगश्रेष्ठः चतुरो दीर्घदर्शी च ।
हरित्कंठो नीलचंचुः किमर्थं कृष्णदर्शनः ? ॥

"પોપટ, તું પક્ષીઓમાં શ્રેષ્ઠ, ચતુર અને દીર્ઘદર્શી છે. છતાં તારો રંગ રાખોડી કેમ છે ? અને ચાંચ ગળી જેવી તથા કાંઠલો હરતાળ જેવો કેમ છે ?"

પોપટ હસીને બોલ્યો: "રાજન !

"निवास उदधिमध्ये ज्वाला तत्र प्रवर्तते ।
दग्धानि मम गात्राणि तदर्थं कृष्णदर्शनः॥

"સમુદ્રનાં ઊંડા જળમાં હું રહેતો હતો ત્યાં ભડકે આગ બળતી હતી; તેથી મારાં અંગો બળી જવાથી મારો રંગ કાળો બન્યો છે."

પોપટની વાત માન્યામાં ન આવતાં રાજાએ ચીડાઈને કહ્યું :

"रे रे पक्षि दुराचारि अनृतं किं विभाषसे ।
समुद्रे च कुतो वह्निः कुतो ज्वाला प्रवर्तते ॥

"જા, જા. ભૂંડા, જુઠ્ઠું શીદ બોલે છે? સમુદ્રમાં તે વળી અગ્નિ કેવો અને જ્વાળા કેવી?"

પોપટે પાંખો હલાવી ઉત્તર આપ્યો:

"जाताऽश्विन्याः सुवत्सा किं धेनोः किं च तुरंगमः ।
दग्धानि मम गात्राणि यथा राजा तथा प्रजा ॥

"કેમ વળી? જેમ ઘોડીને વાછડી જન્મી અને ગાયને વછેરો અવતર્યો તેમ મારાં અંગો બળી ગયાં. એ તો જેવો રાજા તેવી પ્રજા. राजा कालस्य कारणम्"

રાજાને અણધારી રીતે જોઇતો ખુલાસો જડી ગયો. તેણે રખીયલ ગોવાળ અને તેની સ્ત્રીને બોલાવી સાચે સાચું કબૂલ કરી દેવા ધમકી આપી. ભયનાં માર્યાં બંને જણ બોલી ઊઠ્યાં: "અમે તો પેલા વિષ્ણુશર્માની શિખવણીથી વાછરડી અને વછેરાની ઉલટાસુલટી અદલાબદલી કરી હતી"

રાજાએ વિષ્ણુશર્માને ખૂબ ઠપકો આપ્યો અને રંભાવતીનું યોગ્ય સન્માન કરી પેલો પોપટ પોતાની પાસે રાખી લીધો.

# પૂર્વજન્મનો કઠિયારો

"બ્રાહ્મણને તું જે આપું છું તે તું નહિ પામે." ભરી સભામાં બેઠેલા રાજા ભોજને કાને આ શબ્દો પડયા. જાણે આકાશવાણી થઈ. રાજાએ ફરી કાન માંડયા. આખી સભા સ્તબ્ધ બની સાંભળી રહી: "બ્રાહ્મણને તું જે આપું છું તે તું નહિ પામે." સૌની નજર આ અવાજની દિશામાં નોંધાઇ. એક પોપટ આ શબ્દો બોલી રહ્યો હતો. ત્રીજી વખત સૌ જોઇ ને સાંભળી શકે તેમ બોલીને પોપટ પાંખો ફફડાવી ઊડી ગયો.

નિત્ય નવીન સમસ્યાના શોખીન રાજાને એક નવો તુક્કો જડયો. "બોલો, આ પોપટની અવળવાણીનો અર્થ કોઈ સમજાવશો?" રાજાએ પ્રશ્ન કર્યો: "જો તેના કહેવા મુજબ બ્રાહ્મણોને આપેલા દાનનું કંઈ પણ ફળ મને મળવાનું જ ન હોય તો પછી તમને સૌને દાન આપવાથી મને શો લાભ?"

માર્યા ઠાર! આ તો આબરૂ યે જશે ને આજીવિકા યે જશે. સૌ પંડિતો મૂઝાવા લાગ્યા. આખરે ભગવતી કાલિકાનો ભકત કાલિદાસ ખોંખારો ખાઇ બોલ્યો:

"મહારાજ, પોપટનું કહેવું સાચું છે. પણ તેનો સંબંધ આપના પૂર્વજન્મના એક પ્રસંગ સાથે છે. આપની આજ્ઞા હોય તો સવિસ્તર ખુલાસો કરું."

"જરૂર કરો, કશો વાંધો નથી." રાજાની જિજ્ઞાસા વધી.

"ત્યારે સાંભળો." કવિએ કહેવા માંડયું, "આગલા ભવમાં આપ એક કઠિયારા હતા અને પેલો પોપટ એક અકિંચન બ્રાહ્મણ

હતો. એક વાર પોષ મહીનાની કડકડતી ઠંડી પડતી હતી. આપ લાકડાં વેચવા નીકળ્યા હતા. ત્યાં માર્ગમાં ટાઢથી ધ્રૂજતા પેલા બ્રાહ્મણે આપની પાસે લાકડાં માગ્યાં. તેણે ખૂબ કાલાવાલા કર્યાં, પણ મહેનત મજુરી કરીને આણેલાં લાકડાં એમ ને એમ મફત આપી દેતાં આપનો જીવ ન ચાલ્યો. દૈવયોગે અટારીમાં ઉભેલી કોઈ વેશ્યાએ આ બધું જોયું ને તેના દિલમાં રામ ઉતર્યાં. તેણે પેલા બ્રાહ્મણને લાકડાં આવી દઈ તેના પૈસા પોતાની પાસેથી લેવાનું આપને કહ્યું.

"વૈદ્ય અને વકીલ જેવી માત્ર પૈસાની સગી વેશ્યાને આમ બીજાને દુઃખે દુઃખી થઈ દાન કરવા તૈયાર થયેલી જોઈ આપના અંતરમાં અનુકંપા પ્રગટી. 'આ વેશ્યા મારાં લાંકડા લઇ દાન કરે તે કરતાં હું જ તેનું દાન કેમ ન કરું? આવી આવીને આ ભારીના કેટલા પૈસા આવવાના હતા? અને જંગલમાંથી બીજાં લાકડાં હું કયાં લઈ આવી શકું તેમ નથી? બહુ બહુ તો એક ફેરો વધારે થશે એ જ કે બીજું?' આવો વિચાર કરી આપે લાકડાંના કકડા કરી બ્રાહ્મણને તાપણી સળગાવી આપી. ગરમીથી જરાક ચેતન આવતાં બ્રાહ્મણે અંતઃકરણપૂર્વક આશીર્વાદ આપ્યો:

आर्तेषु विप्रेषु दयान्वितश्च यच्छ्रद्धया स्वल्पमुपैति दानम् ।
अनंतपारं समुपैति राजन् यद्दीयते तन्न लभेद्विजेभ्यः ॥

'બ્રાહ્મણને તું જે આપું છું તે તું નહિ પામે. અર્થાત્ લાકડાંના બદલામાં તને અઢળક સુખ સંપત્તિ મળશે.' ત્યારથી ઉત્તરોત્તર આપની ઉદારતા વધતી ચાલી.

"રાજન્! ખરી ભીડના ટાણે આપેલા નજીવી પણ જરૂરી વસ્તુના દાનથી અનેકગણું પુણ્ય થાય છે. એ પુણ્યના પ્રતાપે આપ આ જન્મે આ સિંહાસન શોભાવો છો."

કાલિદાસના આવા સરસ ઉત્તરથી સૌના મનનું સમાધાન થયું.

# ભોજના પૂર્વજન્મનો ભેદ

" શાસ્ત્રોમાં ન મળે કે બુદ્ધિથી ન જડે તો પણ ગમે તે પ્રકારે આજથી છ મહીનાની અંદર મારા પૂર્વજન્મનો વૃત્તાન્ત તારે મને જણાવવો પડશે; નહિ તો જોવા જેવી થશે. બીજું હું કંઈ ન જાણું." કાલિદાસની દલીલો ન સાંભળતાં ભોજે પોતાની રાજહઠ પકડી રાખી.

ભારે પગલે કવિ ઘેર આવ્યો. સ્નેહીઓએ તેને સૂચવ્યું કે, 'રાજાને ગમે તેવું ગપાષ્ટક ગોઠવીને કહી દેજોને એટલે છૂટ્યા. કયાં કોઈ સ્વર્ગમાંથી આવીને તમારા સાચા–જૂઠાપણાથી સાક્ષી આપવાનું છે ?' પણ શારદાના સેવકે એવો શબ્દછળ કરવાની ધસીને ના પાડી.

પાણીના રેલા પેઠે પાંચ મહીના તો પૂરા થયા. ચિંતાના માર્યા કવિની ભૂખ અને ઊંઘ ઊડી ગયાં. રાજાના પૂર્વજન્મની કથાનો પત્તો મળવાની મુદ્દલે આશા ન હતી. ' બીજું તો કંઈ નહિ પણ રાજા અપમાન કરી બેસે તો આજપર્યંત પ્રાપ્ત કરેલી પ્રતિષ્ઠા ઉપર પાણી ફરી વળે; એવી અપકીર્તિ કરતાં મરવું સારૂં. संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ।' આવો વિચાર કરી ઝટપટ જેવું તેવું જમી લઈ કાલિદાસ બજારમાંથી કોઈ ઝેરી વસ્તુ લઈ આવવા નીકળ્યો.

કવિની વિધવા પુત્રવધ રંભાવતી કેટલાય દિવસથી સસરાજીના ઉચાટ અને ઉદ્વેગનું કારણ શોધી રહી હતી. મનોમન સાક્ષી છે એ ન્યાયે કવિની મુખમુદ્રા પર આજે તેને વારંવાર મુમુર્ષાના ઓળા પથરાતા લાગ્યા. સસરાની સદાય સ્નેહ અને સ્મિત વેરતી દૃષ્ટિ આજે તેને સ્મશાન જેવી શુષ્ક અને બિહામણી દેખાઈ. કંઈક અમંગળની આશંકાથી એકાએક ઊઠીને તે બારણા વચ્ચે ઊભી રહી અને તેણે કવિને બહાર

જતાં રોકયો. પુત્રવધૂની મમતાભરી પૂછપરછથી કવિનું હૈયું પીગળ્યું. ‘स्वजनस्य हि दुःखमग्रतो विवृतद्वारमिवोपजायते’ સહૃદયી સ્વજન આગળ અંતરના આગળા અળગા કરીને માનવીનું દુઃખ આપમેળે પ્રકટ થાય છે. કવિની આંખ ભીની થઇ. પેરે પેરે રંભાવતીએ કવિની ચિંતાનું કારણ જાણી લીધું. બિચારી પુત્રવધૂ રાજાના પૂર્વજન્મની વાત કયાંથી કહેવાની હતી એવું જાણવા છતાં પોતાને દુઃખભાર હળવો કરવાના હેતુથી કવિએ પણ ક્રમે ક્રમે બધી વાત કહી.

“આપની આગળ હું તો બાળક છું છતાં પતિવ્રતના પ્રભાવે રાજાના પૂર્વભવની બીના હું જાણું છું. આગલા જન્મે તેમના કુટુંબ સાથે મારે પણ સંબંધ હતો. માટે રાજા પૂછે તો કહેજો કે હું તો શું પણ મારી પુત્રવધૂ પણ આનો ઉત્તર આપશે. અને જ્યારે રાજા મને પૂછશે ત્યારે હું તેના મનનું સમાધાન કરીશ.” રંભાવતીએ કવિનો ભાર પોતાને માથે લીધો.

બીજે દિવસે કવિ હળવે હૈયે બ્રહ્મસભામાં ગયો. ઘણે દિવસે કવિને આવેલો જોઈ રાજાએ પોતાનો પ્રશ્ન યાદ દેવડાવ્યો. મગર કે મંકોડાની અથવા નાગ કે ઊંટની પકડ છૂટે તો રાજહઠ છૂટે. પણ કવિનો ઉત્તર તૈયાર જ હતોઃ “મહારાજ, હું તો શું પણ મારાપુત્રની વિધવા વહુ પણ એ વાત તો જાણે છે.”

રાજાએ રંભાવતીને માનપૂર્વક તેડી લાવવાને પોતાના વૃદ્ધ પ્રધાનને પાઠવ્યો. પણ તેણે રાજાને કહાવ્યું: “આ અંગત વાત છે અને આપ મારા પિતાને સ્થાને છો તેથી આપ અમારે આંગણે પધારશો તો હું આપને સવિસ્તર હકીકત મોકળા મનથી કહીશ.”

રાજા પોતાના પ્રધાનમંડળ સહિત કાલિદાસને ઘેર આવ્યો. સૌનો સત્કાર કરી રંભાવતીએ પૂછ્યું: “મહારાજ, આપને આપના પૂર્વ-જન્મની કહાણી પૂરી સાંભળવી છે કે અધૂરી?”

“જો સાંભળવી તો પૂરી જ સાંભળવી. અધૂરી સાંભળવામાં શો અર્થ?” રાજાએ પોતાની ઇચ્છા જણાવી.

"અધૂરી સાંભળવી હોય તો હમણાં જ હું આપને ખૂશીથી કહું; પણ પૂરી સાંભળવી હોય તો અહીંથી ઉત્તરે છ દિવસના રસ્તા ઉપર એક ગામ છે ત્યાં આપને એકલા જવું પડશે. ત્યાં એક ખેડૂતને ઘેર એક છોકરો ગાયો ચારવાનું કામ કરે છે. આપ ત્યાં પહોંચશો તે જ રાત્રે પેલા ખેડૂતની ગાયો ચોરાશે અને તેનો પેલો નોકર ચોરોને પકડવા જતાં તેમને હાથે મરાશે. આપ તેની વહારે ધાજો એટલે તે આપના પૂર્વજન્મની બધી હકીકત આપને કહેશે." રંભાવતીએ ખુલાસો કર્યો.

( ૨ )

બીજે દિવસે રાજા પ્રધાનોને કારભાર સોંપી વેશ પલટી ચૂપચાપ ચાલી નીકળ્યો. અડધે રસ્તે તેને યાદ આવ્યું કે પેલા છોકરાનું નામઠામ તો પૂછવું રહી ગયું. પણ હવે શું થાય! રાજાએ રામભરોસે રસ્તો કાપવા માંડ્યો. છટ્ઠે દિવસે એક ગામની સીમમાં તે આવી પહોંચ્યો. કોઈ મળે તો તેને પૂછીને પેલા છોકરાનો પત્તો મેળવવાની ઇચ્છાથી રાજા ફાંફા મારી રહ્યો હતો. એટલામાં ગામ ભણી ઢોરો હાંકી જતા એક છોકરાએ જ તેને પૂછ્યું: "કેમ રાજા ભોજ, આવી પ્હોંચ્યો?"

આ અજાણ્યા પ્રદેશમાં પોતાને આમ એકાએક ઓળખી કાઢ્યો તેથી રાજાએ આશ્ચર્ય પામી તેને પૂછ્યું: "તેં મને કેવી રીતે ઓળખી કાઢ્યો?"

"રાજા, રંભાવતીએ જેની પાસે તને મોકલ્યો છે તે જ હું છું." છોકરાએ ખુલાસો કર્યો: "મારી સાથે ચાલ. રંભાવતીએ કહ્યા મુજબ પાછલી રાતે ચોરોને પકડવા જતાં તેઓ મારો પ્રાણ લેશે. પણ ઘાયલ થયા પછી દશ ઘડી દહાડો ચઢશે ત્યાં લગી મારો જીવ નહિ જાય. તે પહેલાં તું મારી પાછળ આવી પહોંચજે એટલે તારે જે જાણવું છે તે હું તને કહીશ."

રાજા તો દિગ્મૂઢ બની યંત્રવત્ છોકરા સાથે પેલા ખેડૂતને ત્યાં આવ્યો. પાછલી રાતે ગાયો ચોરાયાની બૂમ પડી. પેલો છોકરો ઊઠીને ચોરોની પાછળ દોડ્યો. રાજા પણ તેની પાછળ જવા તૈયાર થયો

પરંતુ તેને અજાણ્યો પરદેશી ગણી અંધારામાં ભૂલો પડશે એમ માની ખેડૂતે સવાર પડતાં લગી રોકી રાખ્યો. નવ ઘડી દહાડો ચઢ્યા પછી રાજા પેલા છોકરા પાસે જઇ પહોંચ્યો. લોહીલુહાણ હાલતમાં છેલ્લાં તરફડીયાં ખાતાં છોકરાએ રાજાને કહ્યું: “અરેરે! આટલો બધો મોડો? ઘડી અધઘડીમાં તો મારો જીવ જતો રહેશે. હવે મારાથી વધારે બોલાય તેમ નથી. પણ મહીના પછી **પાટલીપુત્ર (પટણા)** ના **નગરશેઠને** ત્યાં હું પુત્ર રૂપે અવતરીશ. આગલા ભવના મારે તને ચાલીસ હજાર રૂપિયા ચૂકવવાના છે તેથી તું ત્યાં આવજે એટલે તને રૂપિયા અપાવ્યા પછી જ હું દૂધ પીશ. ત્યાં લગી હું ધાવીશ નહિ; માટે ફરીથી મોડું ન કરતાં વેળાસર આવી પહોંચજે, નહિ તો તને બાળહત્યા લાગશે.” આટલું બોલતાં બોલતાં છોકરો છેલ્લો શ્વાસ લઇ નિશ્ચેષ્ટ થઇ ગયો અને થોડીવાર રોકાઈ રાજા ત્યાંથી આગળ ચાલતો થયો.

બરાબર એક મહીનાની મજલ પછી **ભોજ** **પાટલીપુત્ર** પાસેના જંગલમાં આવી પહોંચ્યો. સાંજ નમતી જતી હતી. શહેરમાં પહોંચતા પહેલાં અંધારું થઈ જાય તેમ હતું. નજીકમાં એક ઝૂંપડી હતી. તેમાં એક ભીલ અને ભીલડી રહેતાં હતાં. રાજાને જોઇ ભીલડીએ તેને આવકાર આપ્યો: “ભલે આવ્યો, રાજા **ભોજ**, આજની રાત તું અહીં રહેજે.”

આ અજાણ્યા પ્રદેશમાં ભીલડીએ પોતાને ઓળખી કાઢ્યો તેથી રાજા આશ્ચર્ય પામ્યો અને પૂછ્યું: “તેં મને કેવી રીતે ઓળખી કાઢ્યો?”

“મારા સતીત્વના પ્રભાવથી.” ભીલડીએ જવાબ આપ્યો.

રાજાને જમાડીને ભીલડીએ તેને માટે ઝૂંપડીમાં ખાટલો ઢાળ્યો અને કહ્યું: “અહીં બહાર રોજ રાતના સિંહ આવે છે તેથી અંદર પથારી કરી છે. મારો ધણી તીરકામઠું લઇને આખી રાત બહાર ચોકી કરશે માટે તારા ઘોડાની ફીકર ન કરીશ.”

ભીલ રોજ રાતના એકાદ સિંહનો શિકાર કરતો. સિંહ પણ

તેનો બદલો લેવાનો લાગ ખોળતા ઝૂંપડીની આસપાસ આંટા મારતા. પણ ભીલને હથિયાર બંધ જોઇ તેઓ દૂર ને દૂર રહેતા. દૈવયોગે, મધરાતે ભીલને ઓચીંતું ઊંઘનું ઝોકું આવ્યું અને ટાંપી રહેલા સિંહ તેના ઉપર તૂટી પડયા. તેઓ તેને દૂર દૂર ઢસરડી ગયા અને તેનાં અંગે અંગના કટકા કર્યા.

ચકોર ભીલડી પળવારમાં આખો મામલો સમજી ગઈ. તેણે હાક મારી: "રાજા, ઊઠ. મારા ધણીને સિંહોએ મારી નાખ્યો."

રાજા સફાળો શસ્ત્રો સજી વહારે ધાયો. તેણે તીર છોડી સિંહોને ભગાડી મૂકયા પણ પાસે જઇને જોયું તો ભીલનું પ્રાણપંખેરું ઊડી ગયું હતું. રાજા તેનું શબ લઈ ઝૂંપડીએ આવ્યો એટલે ભીલડીએ તેને લાકડાં લાવી ચિતા ખડકી આપવા કહ્યું ને પોતે સતી થવાની તૈયારી કરી.

પણ પેલા છોકરાએ મળતી વેળા આપેલો મહીનાનો વાયદો અને ફરીથી મોડા ન પડવાની તાકીદ રાજાને યાદ આવ્યાં. તેણે કહ્યું: "મેં આજે શહેરમાં એક જણને અગત્યના કામસર મળવાનું વચન આપ્યું છે એટલે હવે મારાથી રોકાઇ શકાય તેમ નથી."

"મને બધી ખબર છે. તારું કામ હું જાણું છું. છતાં તારે મારું આટલું કામ કરવું જ પડશે, નહિતર શાપ આપોશ." ભીલડીએ સત્તાવાહી સ્વરે કહ્યું.

રાજા ધર્મસંકટમાં આવી પડયો. એક બાજુ પેલા છોકરાનું વચન અને બીજી બાજુ આ ભીલડીનો આગ્રહ. ઘડીભર તો તે કશાય નિર્ણય ઉપર આવી ન શકયો. તેના મનમાં મંથન ચાલી રહ્યું હતું. ભીલડીના સતીત્વનો પરચો તેણે પ્રત્યક્ષ જોયો હતો. વળી તેણે તેને આશ્રય આપ્યો હતો. આ તેની અંતકાળની ઇચ્છા હતી અને બાળહત્યા તો લાગશે ત્યારે લાગશે પણ સતીનો શાપ તો તરત જ લાગે તેમ હતું. તેથી આખરે રાજાએ તેને ચિતા ખડકી આપી અને પછી જવાની રજા માગી.

પણ આટલેથી પતે તેમ કયાં હતું? ભીલડીએ મક્કમ સ્વરે કહ્યું: "ના, એમ નહિ જવાય. ત્રણ દિવસ મારી ચિતા બળશે. ચોથે દિવસે તેને ટાઢી પાડજે અને પછી તારે જવું હોય ત્યાં જજે."

"પણ રાત્રે મને અને મારા ઘોડાને સિંહ ફાડી ખાય તો ?" રાજાએ બહાનું કાઢ્યું.

"રાતે હું તારી ચોકી કરીશ." ભીલડીએ કહ્યુંઃ "અને જો, ઝૂપડીમાં તારા માટે મેં જોગીનો પોષાક રાખી મૂકયો છે તે પહેરીને શહેરમાં જજે એટલે તારું કામ સરળ થશે."

રાજા નિરુપાય બન્યો. ભીલડી પોતાના પતિનું શબ ખોળામાં લઇને ચિતા પર બેઠી. રાજાએ અગ્નિ પ્રકટાવ્યો. જુગભૂખ્યા જાતવેદાની જીભ જેવી જ્વાળાઓ જોતજોતામાં ભભૂકી ઊઠી. ત્રણ ત્રણ દિવસ અખંડ અગ્નિસ્નાન કરવા છતાં ભીલડીને ઊની આંચ પણ ન આવી. રાતે રાજા ઝૂંપડીની ફાટમાંથી જ્યારે જ્યારે જોતો ત્યારે સતી તીરકામઠું લઈ ચોકી કરતી જણાતી. ચોથે દિવસે પ્રભાત પડતાં તો સઘળું બળીને ખાક થઈ ગયું. રાજાએ પાણી વડે ચિતા ટાઢી પાડી અને સતીત્વના પ્રભાવનો સાશ્ચર્ય વિચાર કરતો તે પોતાને રસ્તે પડયો.

( ૩ )

ભીલડીએ આપેલો જોગીનો પોષાક પહેરી રાજા પાટલીપુત્રમાં પેઠો. ભસ્મ અને ભગવાં વસ્ત્રો ધારણ કરવાથી તે કોઈ મહા અદ્ભુત અવધૂત જેવો દેખાવા લાગ્યો અને સૌના આકર્ષણ અને આદરનું કેન્દ્ર બની ગયો.

"મહારાજ, અમારા નગરશેઠને પાછલી વયમાં પુત્રપ્રાપ્તિ થઈ છે પણ જન્મ્યાને ત્રણ ત્રણ દિવસ થયા છતાં બાળક હજી ધાવતો નથી. શેઠે અનેક ઉપાયો–દવાદારૂ અને જંતરમંતર–કરાવ્યા પણ એકેય કારગત ન નીવડયો. જો આપ કોઈ પણ રીતે તેને ધાવતો કરશો તો મોટી કૃપા થશે" શહેરના દરવાજામાં પેસતાં જ નગરશેઠના મુનીમે રાજાને હાથ જોડી વિનંતિ કરી.

"ઉપાય તો હું જાણું છું પણ તેના લાખ રૂપિયા લઇશ." વેષધારી સાધુએ જવાબ આપ્યો.

"લાખ તો ઘણા કહેવાય. મારા શેઠ ત્રીસ હજાર આપશે." મુનીમે કસવા માંડ્યું. આખરે રકઝક પછી ચાલીસ હજારે સોદો નક્કી થયો. યોગીની મુખકાન્તિ જોઈ નગરશેઠ તેનો સત્કાર કરવા ઊઠ્યો. યોગીએ બાળકને પોતાના ખોળામાં લીધો અને સૌને ખંડમાંથી બહાર કાઢી બારણાં બંધ કરાવ્યાં.

"ફટ ભૂંડા, ફરી પાછું મોડું કર્યું ને?" એકાન્ત જોઈ બાળક બોલી ઊઠ્યો.

રાજાએ માફી માગી વિલંબ થવાનું કારણ જણાવ્યું અને હવે પૂર્વજન્મની વાત કહેવા કહ્યું.

"અરે ભલા આદમી, હું ત્રણ ત્રણ દિવસનો ભૂખ્યો અને તરસ્યો છું તે તો જોતો નથી અને ભાઇ સાહેબ બોલી ઊઠ્યા: પેલી વાત તો કર. હમણાં તો મને ધાવવાની રજા આપ અને અહીં રોકાઈ જા. પખવાડીયા પછી હું પાછો ધાવણ મૂકી દઈશ ત્યારે તને ફરી મળીશ." બાળકે વાયદો આપ્યો.

યોગીએ ખંડમાંથી બહાર આવી બાળક દાઈને આપ્યો અને કહ્યું: "જાઓ, બચ્ચાને તેની મા પાસે લઇ જાઓ; હવે તે ધાવશે.".

શેઠ પણ દાઈની સાથે ગયો અને પુત્રને બચબચ ધાવતો જોઈ તેની આંખમાં હરખનાં આંસુ આવ્યાં. પછી તો યોગીનાં માનપાન વધી ગયાં. શેઠ તો તેને સાક્ષાત્ પરમેશ્વર માની પૂજવા લાગ્યો.

પંદરમે દહાડે પાછો બાળક ધાવતો બંધ થઇ ગયો. યોગી ફરીથી બાળકને એકાન્ત ઓરડામાં લઈ ગયો અને પેલી પૂર્વભવની વાત કહેવા કહ્યું:

"લો! પૂર્વજન્મની વાત સાંભળવાનું એમ વાટમાં પડ્યું છે? આ તો તારો મહિમા વધે તે માટે મેં ધાવણ છોડ્યું છે. હજી બીજી વાર હું ધાવણ મૂકીશ ત્યારે મને પૂછજે." બાળકે બીજી મુદત આપી.

ફરી બાળક ધાવતો થયો પણ પાછું છત્રીશમે દિવસે તેણે ધાવણ ત્યજ્યું. ફરી યોગી બાળકને એકાન્તમાં લઈ ગયો.

"રાજા, હવે તારા ચાલીસ હજાર રૂપિયા લઇને તું ચાલતો થા. કારણ આજથી ચોથે દિવસે મારું મરણ નક્કી છે." બાળકે ચેતવણી આપી.

"ત્યારે મારી પેલી વાતનું શું ?" રાજાએ પોતાનું એકનું એક ગીત ગાયાં કર્યું. તેને ગરજ પૈસાની નહિ પણ વાતની હતી.

"જો, ચોથે દહાડે આ લોકો મને સ્મશાનમાં દાટીને જાય તે પછી તું ખોદીને બહાર કાઢજે અને જે પૂછવું હોય તે પૂછજે. યોગ્ય સંધિ વિના કંઈ થોડું જ કહેવાય ?" બાળકે વચન આપ્યું.

બાળકે પુનઃ પયપાન શરુ કર્યું. યોગીએ હવે શેઠની રજા માગી: "શેઠ, મને મારાં નાણાં આપો તો હું બ્રહ્મભોજન કરાવી ચાલતો થઉં. મારે કંઈ પણ સાથે લઇ જવું નથી તેમ રોકાવું યે નથી."

શેઠે યોગી મહારાજને રોકાઈ જવા ખૂબ આગ્રહ કર્યો, પણ જ્યારે જોયું કે મહાત્મા માને તેમ નથી ત્યારે તેમની નિઃસ્પૃહતા જોઇ શેઠે ચાલીસને બદલે પચાસ હજાર રૂપિયા આપવા માંડ્યા. પરંતુ તેમણે તો ઠરાવેલી રકમ કરતાં એક પાઇ પણ વધુ લેવાની ઘસીને ના પાડી. એ ત્રણ દિવસમાં બ્રહ્મભોજન વગેરે પતાવી યોગીરાજે ત્રીજે દિવસે સાંજના શહેર છોડયું. શેઠ પોતાનાં સગાંસ્નેહી સહિત નગર બહાર દૂર સુધી તેમને વળાવવા ગયો અને છૂટા પડતી વેળા આંસુભીની આંખે પ્રણામ કરીને તેણે ભક્તિપૂર્વક યોગીની ચરણરજ લીધી.

બધાં દેખાતાં બંધ થયાં એટલે રાજા યોગીનો વેષ ઉતારી એક કુંભારણને ઘેર જઈ ઉતર્યો. સવાર પડતાં કુંભારણ ખબર લાવી કે, "નગરશેઠનો દીકરો ગુજરી ગયો છે માટે હું આભડવા જઉં છું."

કુંભારણ ગઈ એટલે રાજા પણ નીકળ્યો અને કોઈ આવે તે પ્હેલાં સ્મશાનમાં સંતાઇને બેઠો. ડાઘુઓ શબને દાટીને પાછા ફર્યા એટલે રાજાએ માટી ખોદીને તેને બહાર કાઢ્યું. રાજાને જોતાંવેંત શબ બોલી ઊઠયું. "રાજા, જો અધરી વાત સાંભળવી હોય તો અત્યારે મને પૂછજે અને પૂરી બીના જાણવી હોય તો અહીંથી છ

દિવસના રસ્તે કનકપુર નામે શહેર છે ત્યાં એક ડેડીને મળજે એટલે તે તને સવિસ્તર હકીકત કહેશે."

બાળકના શબને પાછું દાટીને રાજા કનકપુરને પંથે પડયો.

(૪)

૭ દિવસના એકધારા પ્રવાસ પછી કનકપુરમાં પ્રવેશ કરતાં વેંત રાજાને પેલી ડેડી સામી મળી અને તેણે તરત જ રાજાને ઓળખી કાઢી આવકાર આપ્યો.

"તેં કેમ જાણ્યું કે હું જ રાજા ભોજ છું?" રાજાએ પૂછયું.

"કારણ કે પેલા નગરશેઠના પુત્રે તમને જેની પાસે જવાનું કહ્યું તેજ હું છું." ડેડીએ સાનમાં સમજાવ્યું.

"તો ચાલ પેલી વાત કહે." રાજાએ ઉત્સુકતા દર્શાવી.

"વાત તો જરૂર કહીશ. પણ તમે પ્રવાસ કરી આવ્યા છો તો પહેલાં જરા જમી પરવારી આરામ કરો. ચાલો, તમારા ઉતારાની વ્યવસ્થા કરાવી દઉં." ડેડીએ ગામના એક શાહુકારને ત્યાં પોતાના પરોણાને રહેવાનો બંદોબસ્ત કરાવ્યો.

બીજે દિવસે રાજા ડેડીને આંગણે જઈ ઊભો. બાઈએ તેને બેસવા બાજઠ આપ્યો અને પોતે સામે બેસીને વાત કહેવી શરૂ કરી:

"જુઓ, રાજા, ગયા જન્મમાં તમે એક કઠિયારા હતા, હું તમારી સ્ત્રી હતી, પેલો ગાયોને બચાવવા જતાં ચોરોને હાથે મરનાર છોકરો આપણો પુત્ર હતો અને રંભાવતી આપણી પુત્રવધૂ હતી. ખૂબ મહેનત મજૂરી કરી તમે બાપ દીકરો આપણું ચારે જણનું પેટ ભરતા હતા. એવામાં લાગટ બાર વરસ સુધી દુકાળ પડયો. દુ:ખે પાપે દુકાળનાં દશ વર્ષ તો આપણે ખેંચી કાઢ્યાં. એક દિવસ આપણે ચારેજણ અકેકેક રોટલો લઈને ખાવા બેઠાં હતાં એટલામાં કોઈ ઘણા દિવસનો ભૂખ્યો સાધુ ત્યાં આવી ચઢયો અને હાથવડે પેટ

અને મોં બતાવી અન્નની આશાએ ઊભો રહ્યો. દયાના માર્યા તમે તમારા રોટલામાંથી અર્ધો તેને આપ્યો. પણ તે તો ઝટપટ ગળે ઉતારી ફરી માગવા લાગ્યો. આથી તમે આપણા પુત્રના રોટલામાંથી અર્ધો તેને આપ્યો. પણ જેમ જેમ તે ખાતો ગયો તેમ તેમ તેની ભૂખ તો વધતી ચાલી અને તે આતુર આંખે જોઇ રહ્યો. પરિણામે તમે પુત્રવધૂના રોટલામાંથી ફાડ રોટલો તેને આપ્યો. મેં જાણ્યું કે હવે મારો વારો આવશે તેથી હું તો મારો આખો રોટલો લઇને ચૂપચાપ દૂર જતી રહી. પેલા ઉપવાસીનાં પારણાં તો હજી પૂરાં થયાં ન હતાં તેથી તમે મારા તરફ નજર કરી પણ મને ન દેખી એટલે તમારા પાસેનો બાકીનો અર્ધો રોટલો પણ તેને આપી દીધો. રખેને આમ ને આમ પોતાની પાસે રહેલાં અડધીયાં પેલો સાધુ સ્વાહા કરી જશે એ બીકે પછી તો પુત્ર અને પુત્રવધૂ પણ ત્યાંથી નાસી મારી પાસે આવ્યાં. જ્યારે કંઈ વધુ મળવાની આશા ન રહી ત્યારે પેલો ભૂખડીબારસ ચાલતો થયો. પછી તો કંઇ પણ રોજી કે અન્ન ન મળવાથી એક પછી એક આપણે રીબાઇ રીબાઇને મરી છૂટયાં.

"રાજા, તમે આખો યે રોટલો આપી દીધો'તો તેથી આ ભવે સર્વ પ્રકારે સંપૂર્ણ સુખ પામ્યા. પુત્ર અને પુત્રવધૂએ અર્ધો અર્ધો રોટલો આપ્યો'તો તેથી તેઓ કાલિદાસ જેવા કવિશ્રેષ્ઠનાં પુત્ર અને પુત્રવધૂ બન્યાં. પણ ત્યાં પુત્ર અધવચમાં મરી ગયો અને રંભાવતીને વૈધવ્ય આવ્યું. અને મેં જીવદયા કરતાં પેટને પહેલું સ્થાન આપ્યું તો આ ચાંડાળને ઘેર જન્મી આખો ભવ દુઃખ દેખ્યું."

વૃતાન્ત પૂરો કરી ઢેડીએ ઊંડો નિસાસો નાખ્યો. રાજા પણ મનમાં પસ્તાયો કે આના કરતાં કંઈ ન જાણ્યું હોત તો સારું હતું. હશે! હવે શું થાય? તેણે પેલી ઢેડી અને તેના ધણીને પોતાના નગરમાં આવી રહેવા કહ્યું અને ખૂબ આગ્રહ પછી તેમણે તે સ્વીકાર્યું.

ધારાનગરમાં આવી રાજાએ રંભાવતીને પૂછ્યું: "બેટા

આપણા પૂર્વજન્મની હકીકત તમે ત્રણ જણ જાણી શકયાં તો હું કેમ રહી ગયો ?"

"કારણ કે, અમને પૂર્વજન્મ યાદ રહે તો આ ભવમાં સારી રીતે ચાલીએ; જયારે આપને તો કંઈ સુધરવાપણું બાકી રહેતું જ ન હતું અને છતાં જીંદગીનો સદુપયોગ કરવાની સદ્બુદ્ધિ આપ ધરાવો છો તેથી આપને તેવી યાદની જરૂર ન રહી." રંભાવતીએ ખુલાસો કર્યો.

આટલી અથડામણ પછી રાજા સમજ્યો કે માનવીના જ્ઞાનની મર્યાદા આંકીને અપાર કરુણા અને કલ્યાણકામનાથી કિરતારે કાળનાં જે દ્વાર બંધ કર્યાં છે એ ઇષ્ટાપત્તિને ઉથામવા મથવું એ સરિયામ મિથ્યાભિમાન અને મૂર્ખતા છે. માનવીના સ્વામીત્વ કે સામર્થ્ય જેવું કંઈ પણ હોય તો તે વર્તમાનની વહેતી ગંગામાં હાથ ધોઇ લેવા એટલું જ છે.

## સતીના દર્શને

" કવિ, આપણા નગરમાં કોઈ સતી શિરોમણિ સ્ત્રી છે ખરી? જો હોય તો તેની દિનચર્યા દેખીને ખાત્રી કરી તેનાં દર્શનથી પાવન થઈએ." કુતુહલપ્રિય રાજાએ એક દિવસ એકાન્તમાં કાલિદાસને પૂછ્યું.

"એમ તો સતી તરીકે લેખાતી ગામમાં ઘણીયે સ્ત્રીઓ છે. પણ સ્ત્રીચરિત્રનો પાર કોણ પામી શક્યું છે? માટે તો તેને મૂર્તિમંત માયા કહી છે. 'મન જાણે પાપ અને મા જાણે (કોણ પોતાના સંતાનનો ખરો) બાપ.' વળી આ તો કળિયુગના દિવસો છે. છતાં જેનું સતીત્વ સો ટચના સોના જેવું શંકાથી પર છે એવી એક પરમ સતી મારી જાણમાં છે." કાલિદાસે ઉત્તર આપ્યો.

'ત્યારે તો તેનું નામઠામ પણ તને ખબર હશે.' રાજાની જિજ્ઞાસા જાગી.

"હા નગરમાં શંકરશર્મા નામે એક સુદામા સમાન નિષ્કિંચન અને નિઃસ્પૃહી અગ્નિહોત્રી રહે છે. તેની પત્ની ગિરિજા સાચે સાચ સતી પાર્વતી જેવી પરમ પતિવ્રતા છે. બ્રાહ્મણ એકનિષ્ઠાથી અયાચકવ્રત પાળી આકાશવૃત્તિથી જે શેર અન્ન મળે તેથી સંતોષપૂર્વક પોતાની આજીવિકા ચલાવે છે. અને તેની પતિપરાયણ પત્ની ભાગ્યે જ ઘરની બહાર નીકળે છે એટલે પરપુરુષની દૃષ્ટિએ પડવાનો પ્રસંગ જ આવવા દેતી નથી." કવિએ માહિતી આપી.

"એમ? ત્યારે તો તેનાં દર્શન અવશ્ય કરવાં જોઈએ." રાજાની ઉત્સુકતા ઑર વધી.

"પણ ત્યાં જ મોટી મૂશ્કેલી છે ને? જુઓ, એક કામ કરો. પહેલાં તો તેના પતિને બ્રહ્મસભામાં બોલાવી સંસર્ગ તો સાધો."

કવિએ રસ્તો સૂચવ્યો.

રાજાએ તરતજ દંડધરને મોકલી **શંકરશર્માને** સભામાં તેડાવ્યો. બ્રાહ્મણ જાણતો હતો કે રાજા નિમંત્રિત વિદ્વાનોનો દાનાદિથી સત્કાર કરતો હતો. જોકે તે પોતે તો અપરિગ્રહી હતો એટલે તેને દાનની સ્પૃહા પણ ન હતી. પરંતુ રાજાના આમંત્રણને માન આપવા ખાતર તે સભામાં જવા તૈયાર થયો.

પતિને નીકળતો જોઈ સતીએ ચેતવણી આપી : "સાંભળો, રાજા તમને ગમે તેટલું ભારે દાન ભાવ અને આગ્રહપૂર્વક આપે છતાં ભૂલેચૂક તે લેતા નહિ. કારણ, હાથ ધરવાથી આપણા હૈયામાં આસક્તિ ઘર કરી જશે, લક્ષ્મીના મદથી આપણે ઇશ્વરને ભૂલી જઈશું અને આપણું તપ નષ્ટ થશે. માટે ખૂબ સાવધ રહેજો."*

**શંકરશર્માને** કંઈ કહેવું પડે તેમ ન હતું. રાજાએ તેને આવતો જોઈ ઊભા થઈ આદરપૂવક આવકાર આપ્યો. શિષ્ટાચાર મુજબનો વાર્તાલાપ થયા પછી સોના મહોરો ભરેલા બે થાળ મંગાવી રાજાએ **શંકરશર્માને** સ્વીકારવા વિનંતિ કરી. બીજો કોઇ હોત તો આટલી અતુલ ધનસંપત્તિ જોઈ સહસા તેનો અંગીકાર કરવા લલચાયો હોત. પણ **શંકરશર્માએ** તો તેની સામે ઊંચી નજરે ન કરી. રાજાને લાગ્યું કે કદાચ બે થાળ ઓછા પડ્યા હશે તેથી બે બીજા થાળ મંગાવ્યા. રાજાનો હેતુ સમજી જઈ **શંકરશર્માએ** આખરે મૌનનો ભંગ કર્યો:

"मातर्लक्ष्मि भजस्व कञ्चिदपरं मत्कांक्षिणी मास्म भूः
भोगेभ्यः स्पृहयालवो न हि वयं का निस्पृहाणामसि ॥

"મા, લક્ષ્મી, કોઇ બીજાનું ઘર શોધી લે. મારે ઘેર આવવાની આશા મૂકી દે. અમને સુખભોગની લેશ પણ સ્પૃહા નથી, અમારા જેવા નિઃસ્પૃહીને શીદ શોધે છે?" પછી રાજાને ઉદ્દેશીને તેણે કહ્યું : "રાજન્! અવિવેક માફ કરજો. કોઈ પણ જાતનું દાન ન લેવાની મારી પ્રતિજ્ઞા આપ આવા અનેક થાળ આપો તો પણ હું તોડું

* जिह्वा दग्धा परान्नेन करौ दग्धौ परिग्रहात् ।
मनो दग्धं परस्त्रीभिः कार्यसिद्धिः कथं भवेत् ॥

તેમ નથી. મારે મન સૃષ્ટિનું સઘળું ધન ધૂળ સમાન છે. અમારું ખરું ધન તો સંતોષ અને પ્રભુભજન છે. વિશ્વંભર જેવો ધણી અમને અમારી જરૂર જેટલું શેર અન્ન આપી રહે છે. પછી દ્રવ્ય સંચયની ઉપાધિ વહોરી લઈ નાહક દુઃખી શીદ થઈએ? હા, મારા જેવી કંઇ કામસેવા હોય તો ખૂશીથી ફરમાવો; સેવક તૈયાર છે."

"મહારાજ, મહાકાળેશ્વરના મંદિરમાં આપના શ્રેયઃ નિમિત્તે રુદ્રાભિષેક કરાવવાની આપની ઇચ્છા છે તો શંકરશર્મા જેવો વિદ્વાન અને કર્મકાંડી બીજો કોણ મળશે?" કવિએ રાજાને સૂચના કરી.

"હા, એ ઠીક સંભાર્યું. ચાલો, शुभस्य शीघ्रम्. કાલે સોમવારે આરંભ કરો." રાજાએ આજ્ઞા કરી,

"ભલે. જેવી આપની ઇચ્છા. પણ આ સવાસો રુદ્રાભિષેક કરવા બદલ હું કશી દક્ષિણા નહિ લઉં." શંકરશર્માએ પોતાની શરત રજુ કરી.

"તમે ન માનો ત્યાં શું થાય? પણ આ પ્રયોગ તો તમારે જ કરવો પડશે." રાજાએ એકી સાથે સંકોચ અને આગ્રહ દાખવ્યો.

બીજે દિવસે શંકરશર્મા તો સીધા સવારથી મંદિરમાં જઇને બેઠા, અહીં ભોજરાજાએ બ્રહ્મચારીનો વેષ ધારણ કરી, હાથમાં કમંડલુ લઈ, ચાખડીએ ચઢી, શંકરશર્માને બારણે આવી 'भवति भिक्षां देहि' નો ઉચ્ચાર કર્યો.

"મહારાજ, રસોઈ થવાને થોડીકવાર છે. મારા પતિ પણ એટલામાં આવી પહોંચશે. આપ ત્યાં લગી જરાક થોભી જશો?" અંદરથી ગૃહિણીનો વિનયમધુર સ્વર સંભળાયો. આપણા બ્રહ્મચારીજીને બીજે કયાંય જવું જ ન હતું એટલે તેમણે તો આસન જમાવ્યું. રસોઇ તૈયાર કરી સતીએ જમવાના સ્થળે ભોંય લીંપી તે ઉપર સુંદર મંડળ કાઢ્યું અને યતિને હાથપગ ધોવા પાણી આપી પોતે કેરીઓનો રસ કાઢવા બેઠી. રસથી ભરપૂર કેરીઓ ઉપરથી રાજાની નજર સહસા સતીના સાડી હેઠળ સંતાયલા સુપુષ્ટ સ્તનમંડળ ઉપર પડી. ભોજની ચિત્તવૃત્તિ ચંચળ બની. માનવીના અંતરમાંથી અમી ઊડી જાય તો ધાન્યાદિ વનસ્પતિમાંથી રસ પણ ઊડી જાય એ કહેવત સાચી પડી. કેરીઓમાંથી નીકળતો રસ એકાએક ઘટી ગયો. સતી પોતાના પતિવ્રતના પ્રભાવથી તરત જ આનું કારણ કળી

ગઈ અને વેશ પલટીને આવેલા રાજાને તે ઓળખી ગઈ. રાજાની સાન ઠેકાણે લાવવા તેણે આમ્રફળને ઉદ્દેશીને એક અન્યોક્તિ ઉચ્ચારી:

"रे रे रसाल स्वरसं न हि मुञ्चसे किम्?
आबाल्यतः पतिव्रतं न हि खण्डितं मे।
शुद्धं मनः परनरे न हि निष्ठितं वै
भोजस्तु किं भवति हि परदारलुब्धः?॥

"બચપણથી આજ લગી મારું પતિવ્રત કદિ ખંડિત થયું નથી કે સ્વપ્ને પણ મારું મન પરપુરુષમાં ચોટયું નથી; છતાં હે રસ-ભરપૂર ફળો તમે રસ કેમ છોડતાં નથી? કે શું પછી અહીંનો રાજા ભોજ પરસ્ત્રીમાં આસક્ત થયો છે?"

પોતાનું નામ સાંભળી રાજાની સાન ઠેકાણે આવી અને તરત જ કેરીઓમાંથી રસ છૂટવા લાગ્યો. રાજા તો ફાટયે ડોળે બધું જોઇ રહ્યો. તે સમજી ગયો કે સતીએ મને ઓળખી તો કાઢયો પણ મારો મનોવિકાર પણ તેનાથી છૂપો ન રહ્યો. આ વેષપલટાનો પ્રપંચ તો પકડાઈ ગયો છે માટે તે મને શાપ દે તે પહેલાં જ લાવ હું માફી માગી લઉં. આમ વિચારી તરત જ રાજાએ સતીના ચરણોમાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં અને ક્ષમા યાચી ખુલાસો કર્યો કે, "આમ વેશપલટો કરી અહીં આવવામાં મારો એક માત્ર હેતુ આપ જેવી સતી શિરોમણિનાં દર્શન કરી પાવન થવાનો હતો."

"રાજા! આપ પ્રજાના પિતા રૂપ છો અને અમે આપનાં સંતાનો છીએ. મારું શીલ અખંડિત છે અને આપના ચિત્તમાં ઉઠેલો ક્ષણિક વિકાર પણ તત્કાળ શમી ગયો છે તેની તો આપને કેરીમાંથી ફરી પૂર્વવત્ પૂરો રસ નીકળતાં પ્રતીતિ થઈ જ હશે. માટે હવે શોચ કે સંતાપનું કંઈ કારણ નથી." સતીએ ઉદાર દિલે ખુલાસો કર્યો.

રાજા ફરીથી તેને પગે લાગીને ચાલતો થયો અને આમ ફરીથી કદિ કોઈ સતીનાં સતનાં પારખાં લેવાની પ્રગલ્ભતા ન કરવાનો નિશ્ચય કરી પશ્ચાત્તાપ કરતો પાછો ફર્યો.

# દુનિયા રંગરંગીલી

"હું નથી ધારતો કે મારા રાજ્યમાં કોઇ દુરાચરણી માણસો હોય. કેમ કવિ, તમને શું લાગે છે?" ભોજે કાલિદાસને પૂછ્યું.

"મહારાજ! ત્યારે આપે હજી દુનિયા પૂરી દેખી નથી. જો બધાં માણસો ન્યાય અને નીતિથી વર્તતાં હોત તો પછી કોઇ પણ જાતના શાસનની જરૂર જ ન રહેત. ના, પણ તેમ નથી. જગતમાં એવાંયે ઉંધી ખોપરીનાં માનવી મળે છે કે જેમને જાન, માલ કે ઇજ્જતના જોખમે પણ પારકી સ્ત્રી કે સંપત્તિને એંઠી નજરે જોવાની ને લાગ મળે તો ઘર ભેગી કરવાની બુરી આદત પડી ગઇ છે. કહ્યું છે કે 'निजाङ्गना यद्यपि रूपराशिस्तथापि लोकः परदारसक्तः' જેવું પુરુષોનું તેવું જ સ્ત્રીઓનું. ખાત્રી કરવી હોય તો ચાલો, અત્યારે જ અંધારપછેડો ઓઢી નીકળી પડીએ." કવિએ માનવસ્વભાવની નિર્બળતા સમજાવી.

(૧)

રાજા અને કવિ વેષ પલટી નગરચર્ચા જોતા મુખ્ય વેપારી લત્તામાં થઇને જતા હતા. સામેથી એક રૂપગર્વિતા નવયૌવના સુંદર છટાભેર ચાલી આવતી હતી. એક ધનિક પુત્ર ટીકી ટીકીને તેને જોઇ રહ્યો હતો. તે પાસે આવી એટલે તેનું ધ્યાન ખેંચવા તેણે ખોંખારો ખાધો. બંનેની નજર એક થતાં પેલા યુવકે ખંધાઇપૂર્વક આંખ મીચકારો કર્યો. યુવતી પણ તેના માથાની હતી. તેણે પણ સામે તીરછી નજર ફેંકી. પેલા મોહાંધ યુવકે તકનો લાભ લઇ ધીમેથી પૂછ્યું:

"वक्रं पश्यसि किं बाले पतितं तव किं भुवि?

"સુંદરી! આમ વાંકી નજરે શું જુએ છે? શું તારું કંઈ ભોંય પડી ગયું છે?"

સામેથી જડબાંતોડ જવાબ મળ્યોઃ "रे रे मूर्ख न जानासि हृतं तारुण्यमौक्तिकम् । હત્ મૂર્ખ! એટલું યે નથી સમજતો કે મારું તારુણ્ય રૂપી મોતી હરાઇ ગયું છે તે હું શોધું છું?"

ટાણાની ધારી અસર થઇ. જીવનની વસંત જેવા જોબનને વ્યભિચારમાં વેડરી મારવા જેવી બેવકૂરી ન કરવાની ચાનક લાગવાથી પેલો લક્ષ્મીપુત્ર નીચે મોંએ ચાલતો થયો. શિક્ષા કે શરમ કરતાં આત્મસંયમનો અંકુશ કેટલો અસરકારક નીવડે છે તે રાજાએ પ્રત્યક્ષ જોયું.

(૨)

ચાલતાં ચાલતાં સૂર્ય માથે આવ્યો. રાજા અને કવિ એક પરબ પાસે આવી પ્હોંચ્યા. લોકોની અવરજવર ઓછી થઈ હતી. પાણી પાનાર ભોઇયણ આડી પડી પડી રડ્યા ખડ્યા વટેમાર્ગુને પાણી પાતી હતી. તેની મદભર આંખો અને છૂટ્ટી જબાન તેના છટકેલપણાને છતાં કરતાં હતાં. તેનાં અસ્તવ્યસ્ત વસ્ત્રોમાંથી ઉપસી આવતી અંગ-છટાથી આકર્ષાઈ એક વિલાસી યુવક પાસે આવી તરસી આંખે તેની રૂપસુધા પી રહ્યો હતો. ભોઇયણે ન તો પોતાનાં વસ્ત્રો ઠીક કર્યાં કે ન તો તેને પાણી પીવાનું પૂછ્યું. તે તો પડી પડી મસ્ત બેપરવાઈથી પોતાના જોબનના જાદુથી પેલા તરુણને કામણ કરી રહી હતી. પછી તો પુરુષસહજ પ્રગલ્ભતાથી પેલા તરુણે તેના ઉન્નત ઉરપ્રદેશને અનુલક્ષીને માર્મિક પ્રશ્નો પૂછવા શરુ કર્યા અને પેલી પરબવાળીએ તેના ઉડાઉ ઉત્તરો આપવા માંડ્યા. એ આખી પ્રશ્નોત્તરી આ રહીઃ

"कस्येऽयं तरुणि प्रपा? पथिक नः, किं पाय्यतेऽस्यां पयः,
धेनूनामथ माहिषं? बधिर रे वारः, कथं मङ्गलः ।
सोमोवाथ शनैश्चरोऽमृतमिदं, यत्तेऽधरे दृश्यते
भो भो पान्थ विलाससुन्दरसखे! यद्रोचते तत्पीब ॥"

'તરુણી, આ કોની પરબ છે?' તરુણે પૂછ્યું.

'પથિક, એ અમારી છે.' ઉત્તર મળ્યો.

'તે અહીં શું પીવા મળે છે?' યુવકે અજાણપણું દર્શાવ્યું.

'पयः' પેલીએ ટૂંકામાં પતાવ્યું.

પણ પાણીને બદલે 'पयः' નો અર્થ દૂધ કરી પેલાએ ફરી પૂછ્યું.

'કોનું દૂધ? ગાયનું કે ભેંસનું?'

'અરે બહેરા! દૂધ નહિ પણ વાર-વારિ,' પાછો જવાબ મળ્યો. પરંતુ વારનો અર્થ જળ ન કરતાં તેણે સામું પૂછ્યું:

'કયો વાર? મંગળ, સોમ કે શનિ?'

'અરે આ અમૃત' પેલીએ ચીડાઇને પાણી બતાવ્યું.

'તારા અધર ઉપર દેખાય છે તે અમૃત?' તરુણે છેલ્લું તીર ફેંક્યું. ચપરખંધી બાઇયણ સમજી ગઇ કે વટેમાર્ગુ છે તો મારા માથાનો. આવો રંગીલો જવાન જતો કેમ કરાય? આથી તેણે મીઠું હસીને અર્થસૂચક ઉત્તર આપ્યો:

'મારા રસિયા પ્રવાસી! તને જે રુચે તે પી. બધું તારું જ છે.'

પરબ જેવા જાહેર સ્થળે ઉઘાડેછોગ આવી લીલા ચાલતી જોઇ રાજા ચીસ ખાઇ ગયો અને બીજા વધુ કીસ્સાઓ જોવા કે જાણવાનું નામ ન લેતાં મૂગો મૂગો કવિ સાથે મહેલમાં પાછો ફર્યો.

## ભોજનો મસિયાઇ ભાઇ

"જા, મહારાજને કહે કે આપનો મસિયાઇ ભાઈ મળવા આવ્યો છે." પરદેશથી આવેલા કોઈ નવીન પંડિતે ભોજના દ્વારપાલને કહ્યું.

પ્રતિહારી પંડિતજીના દિદાર સામે ફાટયે ડોળે જોઈ રહ્યો. તેણે શંકા ઊઠાવી: "કેમ? કંઈ ભાંગબાંગ તો પીધી નથી ને?"

"ભાંગ?" ભૂદેવે આંખમાં ચમક લાવી કહ્યું: "ભાંગ તો ઘણા દિવસથી પીધી નથી. પણ મહારાજને મળ્યા પછી પીશ ખરો અને તને પણ પાઇશ."

દરવાને રાજાને ખબર પ્હોંચાડી. ઘડીભર તો રાજા પણ વિચારમાં પડી ગયો. તેને કોઇ દૂરની પણ માશી ન હતી. તો પછી આ મસિયાઈ ભાઈ કયાંથી ફૂટી નીકળ્યો? છતાં કુતૂહલ ખાતર તેણે અનુજ્ઞા આપી.

પેલો પરદેશી પંડિત પ્રવેશતાં વેંત રાજાને આશીષ આપી ઊભો રહ્યો.

"કહો, માશીબાના શા સમાચાર છે?" રાજાએ રમુજમાં પૂછ્યું.

"હું નીકળ્યો ત્યારે તો ખાસ્સાં મઝામાં હતાં પણ હવે મારો આપની સાથે મેળાપ થતાં તો બિચારાં સ્વધામ પ્હોંચી જવાનાં." પંડિતે થડકયા વિના ઉત્તર આપ્યો.

રાજા અને તેની સભા આ વિચિત્ર વાત સાંભળી વિસ્મય પામ્યાં. આથી પંડિતે હાથ જોડી ખુલાસો કર્યો: "આપની અને મારી મા, લક્ષ્મી અને અલક્ષ્મી, એ સગી બ્હેનો ઠરી. પરંતુ આપનાં દર્શન થતાં મારી દરિદ્રતા તો હવે દૂર થવાની એટલે મારે તો મારી મા અલક્ષ્મીના નામનું નાહી જ નાખવાનું ને?"

આવો અર્થસૂચક ઉત્તર સાંભળી સૌ સાનન્દાશ્ચર્ય પામ્યા. રાજાએ પંડિતને એક લાખ સોના મહોરો આપવા કોષાધ્યક્ષને આજ્ઞા કરી.

પરંતુ દાનનો સ્વીકાર કરવાની ઉત્સુકતા દર્શાવવાને બદલે પંડિતજી તો નીચી ડોકે પૃથ્વી ભણી ત્રાટક માંડ્યું હોય તેમ જોઈ રહ્યા. આથી રખેને એક લાખ મહોરો ઓછી પડી હોય એમ ધારી રાજાએ બે લાખ મહોરો આપવા ફરમાવ્યું. પણ ત્યાં તો ભૂદેવે ભૂમિ ઉપરથી નજર ઉઠાવી જાણે આકાશનો તાગ લેવા માગતા હોય તેમ સીધી ઊંચે ઠેરવી. રાજાએ બે ને બદલે ચાર લાખ મહોરો આપવા હુકમ કર્યો અને બ્રાહ્મણને તેના વિચિત્ર વર્તનનું રહસ્ય સમજાવવા કહ્યું.

"જ્યારે આપે એક લાખની આજ્ઞા આપી ત્યારે મેં નીચી નજર કરી સૂચવ્યું કે એટલું તો પાતાળમાં પહોંચેલો બલિ રાજા પણ આપી શકે અને જ્યારે વાત બે લાખ પર પહોંચી ત્યારે મેં આભમાં નજર નોંધી એટલું તો સ્વર્ગે સિધાવેલ કર્ણરાજા પણ આપી શકે એમ જણાવ્યું. પણ આપની દાનવીરતા આખરે તેમને બંનેને ટપી ગઈ છે અને તેથી આપનો અને માનવલોકનો મહિમા ત્રણે લોકમાં વધી ગયો છે." પંડિતે હાથ જોડી ખુલાસો કર્યો.

આ સાંભળી પ્રસન્ન થયેલા રાજાએ તેને હંમેશાં બ્રહ્મસભામાં આવવાનો અધિકાર આપ્યો.

# છાશ ઢોળાઇ કે જીંદગી ?

તમાશાને તેડું ન હોય તેમ લોકોનું ટોળું જામ્યું હતું. 'ગાંડો હાથી મહાવતને પાડીને દોડયો આવે છે' એવી બૂમ સાંભળી ગામ બહાર મેળાની મોજ માણતી માનવમેદનીએ નાસભાગ કરી મૂકી. સૌને પોતાના જીવની પડી હતી. લોકોની ગીરદી એટલી ભારે હતી કે નગરનો વિશાળ દરવાજો સાંકડો પડતો હતો. ધક્કામૂક્કીમાં ગામમાં ગોરસ વેચવા જતી એક ગોવાલણીના માથા ઉપરની મટકી ભડાક કરતી નીચે પડી અને ચોમેર છાંટા ઊડાડી છાશનો રેલો ચાલ્યો.

'અરેરે ! બિચારીને અપશકુન થયા.' 'ગરીબનું નસીબ ગરીબ.' 'દોડતી વખતે ભાન કયાં ગયું'તું ? જાણે બાપનો લાડવો લુંટાઇ જતો હોય તેમ ભાગ્યાં પછી શું થાય ?' ટોળામાંથી તરેહતરેહના અવાજો ઊઠ્યા. પણ પેલી ગોવાલણી તો જાણે ભારે ગમ્મત થઇ હોય તેમ ખડખડાટ હસી પડી ત્યારે તો સૌની તાજુબીનો પાર ન રહ્યો. તેના ચહેરા ઉપર રંજ કે ક્ષોભની એક રેખાયે ન હતી. અશ્વારૂઢ થઈ નીકળેલો રાજા ભોજ આ તમાશો જોઇ રહ્યો હતો. ગોવાલણના આ અપ્રાસંગિક હાસ્યનો મર્મ જાણવાનું તેને મન થયું. પાસે આવીને તેણે પૂછ્યું :

"બહેન, તને વાગ્યું તો નથીને ? તારે ઘેર તને કોઈ નહિ વઢે ? આટલું નુકસાન થયું છતાં તું તો હસે છે ! તારો જીવ જરાયે બળતો નથી ?"

"રાજા, આજ લગીમાં મેં એટલી તો વિપત્તિઓ વેઠી છે કે તેની આગળ આનો તે શો હિસાબ? અતિઋણિયાને ઋણ નહિ ને

અતિદુઃખિયાને દુઃખ નહિ. હવે તો પડ પડ તો કે સદાવડો. મારે માથે દુઃખનાં માત્ર ઝાડ ઊગવાં બાકી રહ્યાં છે. મારી આખી કથની જાણ્યા વિના હું આવી રીઢી કેમ બની છું તે નહિ સમજાય." ગોવાલણે રાજાની અજાયબી દુર કરવા ખુલાસો કર્યો. પણ તેથી તો ઉલટી રાજાની અજાયબી વધી. તેણે પૂછ્યું: "બાઈ, તેં એવાં તે શાં દુઃખ વેઠયાં છે?"

"મારી કહાણી એટલી તો લાંબી છે કે કહ્યે પાર આવે તેમ નથી છતાં ટુંકમાં કહું છું, તો સાંભળો," ગોવાલણે બોલવા માંડ્યું:

> "हत्वा नृपं प्रियमवेक्ष्य भुजङ्गदष्टम्
> देशान्तरे विधिवशाद्गणिकास्मि जाता ।
> पुत्रं भुजंगमधिगम्य चितां प्रविष्टा
> शोचामि गोपगृहिणी कथमद्य तक्रम् ॥

"મારો પતિ એક રાજા હતો. તેને મારીને મારા પ્રેમી સાથે હું ભાગી. પણ મારા પ્રેમીને સર્પ ડસ્યો. પછી તો હું વિદેશમાં વેશ્યા બનીને રહી. પરંતુ ત્યાં અજાણતાં મારે જ પેટે જન્મેલા રાજપુત્ર સાથે મેં રતિ-સુખ ભોગવ્યું. પાછળથી ખબર પડતાં અમે બે બળી મરવા ચિતા પર ચડયાં. પુત્ર તો બળી મૂઓ પણ ઓચીંતુ માવઠું થતાં હું અર્ધી દાઝેલી બચી ગઈ. છેવટે એક ગોવાળે દવાદારૂ કરી મને સાજી કરી અને તેના ઘરમાં બેસાડી. હવે કહો, આ ગોળી ફૂટી તેનો શો શોક કરું?"

( ૨ )

આવી રોમાંચક અને રહસ્યભરી કથની આમ ટૂંકાણમાં સાંભળીને કોને સંતોષ થાય? તેમાં યે આ તો પાછો રાજા ભોજ! તેણે ગોવાલણને સમજાવીને રાજમહેલે બોલાવી અને તેની તમામ હકીકત સવિસ્તર કહેવા ઉત્સુકતા અને અનુકંપાથી આગ્રહ કર્યો.

સ્ત્રીસહજ લજ્જા અને લાગણીવશતાથી તેણે ધીમેથી પોતાની આત્મકથાનો આરંભ કર્યો:

"મૂળે તો હું ઉત્તર દેશના રાજા કર્ણચંદ્રની પટ્ટરાણી હતી અને પાછી માનીતી હતી. પણ રાજા હર્યાં એટલે બીજી રાણીઓ તો હોય

ને ! વળી જરા અમલ કસુંબાની આદત હતી એટલું જ; બાકી મારા ઉપર તેમના તો ચારે હાથ હતા. પણ મારું અસંતુષ્ટ મન અવળે રસ્તે ચઢ્યું. બરાબર ભર્તૃહરિ ને પિંગલા જેવો ઘાટ બન્યો. નદીને આ કિનારે અમારો રંગમહેલ હતો અને સામે કિનારે મારો અશ્વપાળ રહેતો હતો. રોજ રાતે રાજાને સ્ત્રીચરિત્રથી રીઝવીને તે અફીણના ઘેનમાં ઘોરવા માંડે એટલે હું ગુપ્ત રીતે નદી પાર કરીને મારા પ્રેમી પાસે જતી. તેનામાં એવું ખાસ કશું બળ્યું યે ન હતું. ઉલટું મોડું થતું તો તે મને ચાબુકથી ફટકાવતો. પણ મને ખોટો ચસકો પડી ગયો હતો એટલે તેનાં ખાસડાં ખાઇને પણ હું તેને જળોની પેઠે વળગી રહી.

"રણવાસ હોય એટલે રાજખટપટ તો હોય જ. તેમાં યે હું તો ઠરી માનીતી. એટલે અણમાનીતીનાં દાસદાસીઓ મારી ખોડખાંપણ ખોળતાં જ હોય. મારી લંપટતાની ગંધ આવતાં તેમણે વિગતો એકઠી કરવા માંડી અને આસ્તે આસ્તે ખુદ રાજાને કાને વાત પહોંચાડી. મારા ભોળીયા રાજાએ પહેલાં તો ન માન્યું અને ઉલટું બીજી રાણીઓ કેવી મારી અદેખાઇ કરે છે તેના ઉદાહરણ રૂપે નિખાલસ દિલે તેમણે મને બધી વાત કહી. પરંતુ મારી કામાંધતા એટલી તો વધી હતી કે વાત આટલી હદે પહોંચી છતાં હું ન ચેતી. મેં તો મારી ગત ન બદલી. પછી તો કોણ જાણે કયારે રાજાના દિલમાં શંકા પેઠી. એક રાત્રે આવતાં વેંત જાણે વધુ પડતું અફીણ લીધું હોય તેમ તે ઘોરવા લાગ્યા. મારા પાપનો ઘડો ફૂટવાનો હશે તેથી રાજાના આ ચેનચાળાથી હું છેતરાઇ અને હંમેશ મુજબ છાનીમાની છટકી. રાજા પણ હું ન જાણું તેમ છુપાઇને પાછળ પાછળ આવ્યો અને મારા પાપકર્મની પ્રત્યક્ષ પ્રતીતિ થતાં હું પાછી ફરું તે પહેલાં જ મહેલે જઇ પ્હોંચ્યો. રોષ અને રીસના માર્યાં મને શિક્ષા કરવાને બારીએથી જે દોરી વડે હું ઉતરતી હતી તે તેણે કાપી નાખી. અધૂરામાં પૂરું આવેશમાં ને આવેશમાં રાજાના હાથમાંથી મેં આપેલો રેશમી રૂમાલ અજાણતાં નીચે પડી ગયો હતો. પાછા ફરતાં જ્યારે મેં આ બધું જોયું ત્યારે મારા તો હાંજા જ ગગડી ગયા. મને લાગ્યું કે મારું આવી બન્યું,

દૈવયોગે મારી એક વિશ્વાસુ દાસીએ મને દીઠી અને તેણે બીજી દોરી બાંધી મને ઉપર લીધી. 'હવે રાજા શું કરશે? એ બીકે મારુ કાળજું ફફડતું હતું. સવાર પડતાં કૂતરાને મોતે મરવાનું નક્કી હતું. હું રજપૂતાણી હતી. મોતનો મને ડર ન હતો પણ બદનામીથી ડરતી હતી. મરું કે મારું એવો મરણીયો નિરધાર કરી તીખી તેજદાર કટારથી સજ્જ થઈ ચોરપગલે હું શયનખંડમાં આવી. મારા કુકર્મથી કલેશ પામી રાજા પોતાનું દુઃખ ભૂલવા બેહદ દારુ પીને બેશુદ્ધ બની પલંગમાં પડયો હતો. મને જરાક હીમ્મત આવી. એક પાપના પરિણામમાંથી છૂટકવા અનેક પાપો કરવાં પડે છે. પળવારમાં તો મારા મનમાંથી સેંકડો વિચારો પસાર થઈ ગયા. હું ઝટ નિર્ણય ઉપર આવી ગઈ. આવો લાગ કયાં મળવાનો હતો! ખીંટી ઉપરથી ખડગ લઇ એક જ ઝટકે મેં રાજાનું માથું ધડથી જુદું કર્યું. હવે પળનો પણ વિલંબ કરવો પાલવે તેમ ન હતું. જે કંઇ જરઝવેરાત હાથમાં આવ્યું તે લઇને હું તાબડતોબ મારા પ્રેમી અશ્વપાળ પાસે પ્હોંચી. મેં તેને મામલો સમજાવ્યો. જો પકડાયાં તો અવળી ધાણીએ પીલાવું પડશે. આથી પાછલી રાતનો કુકડો બોલ્યો કે અમે બે પાણીપંથા ઘોડા પલાણી અંધારામાં અદૃશ્ય થયાં.

( ૩ )

થોડીવાર થાક ખાઇ, ગળું ખંખારી ખિન્નસ્વરે ગોવાલણે પાછી પોતાની રામકહાણી આગળ ચલાવી:

"શઢ કે સુકાન વિનાની નૌકામાં અમે અજાણ્યા સમુદ્રમાં સફર શરુ કરી હતી. સૂર્યોદય થતા સુધીમાં અમે ઠીક ઠીક દૂર નીકળી ગયાં હતાં. પણ પાછળ રાજ્યના સ્વારો છુટયાજ હશે એવા ભયથી કયાંય ન થોભતાં અમે મારતે ઘોડે આગળ ને આગળ નાસી રહ્યાં હતાં. સૂર્ય ઊંચે ચડતો ચડતો માથે આવ્યો. ભૂખ, તરસ, થાક અને તાપથી અમારી આંખે અંધારાં આવવા લાગ્યાં. છતાં અમે એકધારી આગેકૂચ જારી રાખી. આખરે અમારા જાતવાન ઘોડા પણ થાકીને લોથપોથ થઈ ગયા એટલે ન છુટકે એક નિર્જન વનની ગીચ ઝાડીમાં અમે મુકામ કર્યો. ઘોડાના તંગ ઢીલા કરી તેમને ચંદીપાણી નીરી અમે જે

ભાવ્યું તે ખાઈ લીધું અને પલાણમાંના ઘાસીઆ પાથરી આડાં થયાં. જોતજોતામાં આંખ મળી ગઈ. કહ્યું છે કે, 'ભૂખ ન જુએ લૂખો ભાત, ઊંઘ ન જુએ તૂટી ખાટ ને પ્રેમ ન જુએ જાત કજાત.' અશ્વપાળના પાથરણાનો છેડો ઝાડના મૂળ પાસેના સાપના દર ઉપર આવી ગયો હતો. અમને તેની ખબર ન હતી. ઉકળાટથી અકળાઇ સાપ બહાર નીકળ્યો અને તેના કાતિલ ડંખથી મારો પ્રેમી પંચત્વ પામ્યો. હું તો એવી ઊંઘમાં પડી હતી કે અંતકાળના તેના પછાડા કે પોકાર કશાયથી હું ન જાગી. છેક સાંજે મારી આંખ ઉઘડી ત્યારે મેં જોયું તો અશ્વપાળનો પ્રાણ તેનાં કરેલાં કર્મોનો હિસાબ આપવા ક્યારનો ય પરલોકમાં પહોંચી ગયો હતો.

"મારી કમબખ્તીની સાચી શરુઆત હવે જ થઇ. અઘોર વન અને અજાણ્યો પંથ. એકલી અબળા જાત અને પાસે ઝવેરાતનું જોખમ. તેમાં યે પાછી હું તો રાણી મૂઈ હતી એટલે રણવાસની બહારની દુનિયા દેખેલી નહિ. વનમાં તેમ જ મારા મનમાં અંધારું જામતું જતું હતું. હવે કરવું શું ? મને સાપ કેમ ન કરડયો ? ઘડીભર આત્મહત્યા કરવાનું મન થયું. પણ મારી પાપી લાલસાઓએ એટલું મનોબળ મારામાં રહેવા જ કયાં દીધું હતું ? હું ખૂબ રોઈ. મારી જીંદગીના એકેએક પ્રસંગ આંખ આગળ ખડા થયા. આખરે રડી રડીને થાકી. ત્યાં મને હિંમત કે દિલાસો આપી છાની રાખવા થોડું જ કોઈ આવે તેમ હતું ! ઇશ્વર દુઃખ આપે છે ત્યારે સાથે સાથે તેનો સામનો કરવાની શક્તિ પણ આપે છે. મેં આંખો લૂછી નાખી. બધું ઝવેરાત એક જ ઘોડા ઉપર લાધું. બીજો ઘોડો જીવતો રહે તો મારો પત્તો મળી આવે તેથી મેં નિષ્ઠૂર બની એ નિર્દોષ અને વફાદાર પ્રાણીનો પ્રાણ લીધો. જે અશ્વપાળની ખાતર મેં રાજા જેવા રાજાને મારતાં પાછું ન જોયું તે જ અશ્વપાળના શબને રઝળતું મૂકી વજ્ર જેવું હૈયું કરી મેં મારો ઘોડો હાંકી મૂકયો. આખરે અંધારામાં માર્ગ સૂઝતો બંધ થયો એટલે એક ઝાડના થડે ઘોડો બાંધી હું વૃક્ષ ઉપર છૂપાઇને બેઠી.

" મધરાતે લૂટારૂઓની એક ટોળી મારા ઝાડ નીચે આવી ચઢી

અને મારા ઘોડા ઉપરની બધી માલમતા ઉઠાવીને ચાલતી થઈ. સારું થયું કે મારા ઘોડાને તેઓ ન લઈ ગયા. સવાર પડતાં ઘોડે ચઢી હું આગળ ચાલવા માંડી. ઝવેરાત લૂંટાઈ ગયું તેનો શોક કરવાનો સમય ન હતો. મારો જાન બચી ગયો એટલો પ્રભુનો પાડ. ચોરોએ ધાર્યું હશે કે ઘોડેસ્વાર કોઈ શસ્ત્રસજ્જ પુરુષ હશે. જો તેમણે મને દીઠી હોત તો હું પણ તેમના પંઝામાં પડત.

"રસ્તે ચાલતાં મને સામેથી બે રાજકુમારો મળ્યા. બંને મારા રૂપલાવણ્યથી મોહાંધ બન્યા હતા અને મને હાથ કરવાની હોંસાતુંસી કરતા હતા. મામલો મારામારી ઉપર પ્હોંચેલો જોઈ મને એકાએક એક યુક્તિ સૂઝી. મેં બંનેને શાન્ત પાડી મારી શરત જણાવીઃ 'જઓ, મને એક ધનુષ્યબાણ આપો. હું અહીંથી તીર છોડું તે તમારે પગપાળા દોડતા જઇને લઈ આવવું. જે તીર લઇને વહેલો પાછો ફરશે તેને હું વરીશ.' બંનેએ તે કબૂલ કર્યું. મેં તાણીને એવું તો આબાદ તીર ફેંક્યું કે દૂર દૂર દૃષ્ટિમર્યાદાની બહાર સૂસવાટાભેર ચાલ્યું ગયું. બંને જણે દોટ મૂકી. મેં તરત જ ઉલટી દિશામાં મારો ઘોડો મારી મૂક્યો. બિચારા પાછા આવ્યા હશે ત્યારે ચાટ પડ્યા હશે."

જરાક વિષાદઘેરું હસી તેણે પાછું આગળ ચલાવ્યું, "એક બલામાંથી તો જાણે છૂટી પણ મારું કીસ્મત મને ક્યાં છોડે તેમ હતું? આગળ જતાં સંધ્યાકાળે એક ગામનું પાદર આવ્યું. હું મારા રાજ્યથી ખૂબ દૂર નીકળી ગઇ હતી. અહીં ઓળખાઈ જવાનો કે પકડાઇ જવાનો ભય ન હતો. મારી મીલ્કત તો લૂંટાઈ ગઈ હતી. પણ પેટનું ભાડું ચૂકવ્યા વિના થોડું જ ચાલે તેમ હતું. એટલે મેં આ જ ગામમાં રોકાઈ જવાનો નિર્ણય કરી ઘોડાને છૂટો મૂકી દીધો. ગામને ગોંદરે એક ઝાડ નીચે લોથપોથ થઇ હું પડી. ભૂખ, થાક અને ચિંતાથી મારા પ્રાણ આકુળ વ્યાકુળ થઇ ગયા હતા. આ પારકા પ્રદેશમાં મારા જેવી અસહાય અબળાનું રણી ધણી કોણ? મને મારો મહેલ અને સુખવૈભવ સાંભરી આવ્યાં પણ મેં જ અભાગણીએ હાથે કરીને આ આપત્તિ વહોરી લીધી હતી. હું પેટભરીને પસ્તાઇ. મારા ભોળીયા પતિનો પ્રેમ

વારે વારે મને યાદ આવ્યો. પણ હવે એ બધું રાંડ્યા પછીનું ડહાપણ શા કામનું ? મારૂં હૈયું ભરાઇ આવ્યું. હું મોકળું મૂકીને રડી. રડીરડીને મારી આંખો સૂઝી ગઇ ને કંઠ સુકાઈ ગયો. પણ પાસે કોઇ પાણી પાનાર પણ ક્યાં હતું ? સુખમાં તો સૌ બેલી થાય પણ દુઃખમાં તો રામ વિના બીજું કોણ બેલી થાય તેમ હતું ! હવે મને ભગવાન સાંભર્યા. વાટે જતા લોકોને હું કૌતુકની વસ્તુ થઇ પડી. કોઈ દયા ખાતું તો કોઈ ન કહેવાના શબ્દો સંભળાવતું. મને તો એ બધું દાઝ્યા ઉપર ડામ જેવું લાગતું. ગઈ કાલની હું રાજરાણી આજે રસ્તાની ભિખારણ બની હતી. કોઈ પૂછશે તો હું શું કહીશ ? શું મારે લોકોની દયા ઉપર જીવવું પડશે ?" આટલું બોલતાં બોલતાં તેની આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. ઊંડો નિસાસો નાખીને તેણે આગળ ચલાવ્યું:

( ૪ )

"મારી જીંદગીમાં મેં કદિ કોઇની આગળ હાથ લાંબો કર્યો ન હતો. કોઈની મદદ માગતાં મારી જીભ ઉપડતી ન હતી. એટલામાં એક માલણ મારી પાસે આવી. જાણે સગી માજણી બહેન હોય તેમ તેણે મારે વાંસે હાથ ફેરવી મને દિલાસો દેવા માંડ્યો. જાણે ભગવાને જ તેને મોકલી હોય એમ મને લાગ્યું. તેના માયાળુ શબ્દોથી હું પાણી પાણી થઈ ગઈ. પણ તેની નજર તો મારા રૂપ ઉપર ઠરી હતી. તેણે મને એક શેઠાણીને ત્યાં છોકરાં સાચવવાનું કામ અપાવવાનું કહ્યું. ઘરકામ તો મેં કદી કર્યું ન હતું. દુનિયાનાં દુઃખ મેં જોયાં ન હતાં. વખાની મારી હું તેની સાથે ગઈ. તે મને એક સુંદર શણગારેલા મકાનમાં લઈ ગઈ અને એક જાજરમાન સ્ત્રીના હાથમાં સોંપી ચાલતી થઈ. ધીમે ધીમે મને મારી દુર્દશાનું ભાન થવા માંડ્યું. હું એક વેશ્યાને ત્યાં વેચાઈ ચૂકી હતી. ઘડીભર તો મને ભારે આઘાત લાગ્યો. પણ અહીંથી હવે નાસી છૂટાય તેમ ન હતું. બારણે ચોકીદાર લાકડી લઈ બેઠો હતો. જીભ કરડીને મરી છૂટવાનું મન થયું; પણ જીવ ન ચાલ્યો. પછી તો 'विवेकभ्रष्टानां भवति विनिपातः शतमुखः' 'ભ્રષ્ટ થયું જરી તેનો

શતમુખ વિનિપાત જ નિર્મેલો ' જેવું થયું. મારા કીસ્મતનો દોષ કાઢી હું ધીરે ધીરે આ નિત્યના નવા સંસારમાં પલોટાતી ગઈ. રૂપ તો હતું જ. કુદરતે બક્ષેલો કંઠ પણ હતો. ઉસ્તાદો પાસે તાલીમ લઇ હું જોતજોતામાં ગાયનવાદન, નૃત્ય અને નખરાંબાજીમાં પ્રવીણ થઇ ગઇ. મારાં મૂલ્ય અને માન વધી ગયાં. નર્કના કીડાને અહીં પણ સ્વર્ગસુખ લાગવા માંડયું. દશ વર્ષમાં તો હું રીઢી ગણિકા બની ગઈ.

" પણ મારી કમનસીબીએ અહીં પણ મારો પીછો પકડ્યો. રાજા કર્ણચન્દ્રથી થયેલો મારો કુંવર હું નાઠી ત્યારે નવ વરસનો હતો. અત્યારે તે ઓગણીસ વર્ષની ખીલતી યુવાનીમાં આવ્યો હતો. હું ભલા તેને હવે કયાંથી ઓળખી શકું ? અને મારી મા આ ધંધો લઈ બેઠી હશે એવી તો તેને સ્વપ્ને પણ શંકા કયાંથી હોય ? કંઇક કામ પ્રસંગે તે આ ગામમાં આવી ચઢયો અને અહીંની નામીચી નાયકણ તરીકે તેણે મને તેના ઉતારે બોલાવી. મારા નૃત્યસંગીત અને રૂપલાવણ્યથી તે મુગ્ધ યુવાન મારી જાળમાં ફસાયો અને અજાણતાં મારા જ પુત્ર સાથે મેં અઘટીત કર્મ કર્યું.

" મોડી રાતે હું પાછી ફરી. નીકળતી વેળા નશાના ઘેનમાં બારણે બાંધેલી ગાય પાસેની વાછરડીની પૂંછડી ઉપર મારો પગ પડયો. વાછરડી દુઃખની મારી ચીસ પાડી ઊઠી. આ જોઈ અચાનક ગાયને વાચા ફૂટી: 'પેટના જણ્યા પુત્ર સાથે અનાચાર કરનારને તારી પૂંછડી કયાંથી દેખાય?' મેં તો સાંભળ્યું ન સાભળ્યું કરી આગળ પગ ઉપાડયો. પણ મારો પુત્ર મને વળાવવા આવ્યો હતો તેણે આ સાંભળ્યું. તેનું અંતઃકરણ મારા જેટલું બુઠ્ઠું બની ગયું ન હતું. તેણે તરત જ મને પાછી બોલાવી અને બધી વાતની ખાત્રી કરી લીધી. તેને પારાવાર પશ્ચાત્તાપ થયો. સવારે તેણે વેદપાઠી વિપ્રોને બોલાવી આ અઘોર પાપનું પ્રાયશ્ચિત પૂછયું. તેમની સલાહ મુજબ જંગલમાં પીપળાનું એક સૂકું થડ કોરાવી અમે બે અંદર પેઠાં અને ચોમેર અગ્નિ સળગાવરાવ્યો. મારો પુત્ર તો જોતજોતામાં બળી મૂઓ. પણ મારાં

પાપની સજા આટલેથી પતે તેમ ન હતી. અચાનક માવઠું થયું અને મુશળધાર વરસાદથી અગ્નિ હોલવાઈ ગયો. બળેલી જળેલી હું બચી ગઈ અને પાંચ દિવસ લગી ત્યાં પડી રહી. આખે અંગે બળતરાનો પાર જ ન હતો. જંગલનાં જીવજંતુ અને પશુ પંખીને હાંકી કાઢવા જેટલું પણ મારામાં જોર ન હતું. જીવતે જીવત નર્કના અગ્નિકુંડનો મેં અનુભવ લીધો. આખરે એક ગોવાળે મને દીઠી. જંગલી વનસ્પતિના લેપ લગાડી તેણે મને જતન કરીને જીવાડી. હું પાછી પૂર્વવત્ કાન્તિમાન બની. ગોવાળ વિધુર હતો તેથી તેણે મને ઘરમાં બેસાડી. પછી તો હું નિત્ય ગોરસ વેચવા ગામમાં આવવા લાગી અને આપે જોયું તેમ આજે મારી ગોળી ફૂટી ગઈ. કહો, હવે મારે તે આ ઢોળાયલી છાશને કયાં રડવું ? મારી આખી જીંદગી જ આમ ઉકરડે ઢોળાઇ ગઈ પછી છાશનો શો હિસાબ ?"

ગળગળા સાદે તેણે પોતાનો વૃત્તાન્ત પૂરો કર્યો અને શરમ ને સંતાપની મારી તે બેભાન બની ગઈ. થોડીવારે દાસી પાસે પાણી છંટાવી રાજાએ તેને જાગ્રત કરી. રાજાનું હૈયું તેનાં દુઃખો સાંભળી દયાથી દ્રવી ગયું. ધારાનગરની પાડોશના ડુંગરી પ્રદેશમાં તેણે તેને એક ઝૂંપડી બંધાવી આપી અને તેનું શેષ જીવન સુખેથી વીતે તેવો બંદોબસ્ત કરી આપ્યો.

લોકકથા કહે છે કે એક દિવસે એ મહિયારી ઝૂંપડીમાંથી ઓચીંતી અદ્દસ્ય થઈ અને મહી નદી રૂપે પ્રકટી.

# તર્ક વિનાની વિદ્યા વંધ્યા

"સાચું કહેજે, કાલિદાસ, આપણી બ્રહ્મસભામાં તારાથીયે વધુ વિદ્યા ભણેલા પીઢ વિદ્વાનો છે છતાં તું જ કેમ સૌથી આગળ તરી આવે છે? ગમે તેવી અટપટી સમસ્યા ઉકેલવાની હોય કે ગમે તેવા દેશવિદેશમાં દિગ્વિજયો મેળવી આવેલા સમર્થ પંડિત સાથે વાદવિવાદ કરવાનો હોય પણ તેઓ તો પોથીઓ ઉથલાવતા કે માથું ખંજવાળતા રહે છે ને ચટ લઈને તું જ સમર્પક ઉત્તર આપી સૌને છક્ક કરી નાખે છે એનું કારણ શું?" ભોજ રાજાએ પ્રશ્ન કર્યો.

"ખરી વાત. મારાથી વધુ વિદ્યાભ્યાસ કરેલો હોય તેવા ઘણાયે વિદ્વાનો આપણે ત્યાં છે. છતાં હું તેમને ટપી જાઉં છું તેનું કારણ મારી તર્કશક્તિ છે. બધે જ કંઈ ભણતર કામ નથી લાગતું. કેવળ પોથીપંડિતને લોકો ભણ્યા પણ ગણ્યા નહિ કહે છે તે ખોટું નથી. હું તો એવો દાવો કરું છું કે, તર્ક વિનાની વિદ્યા વંધ્યા છે." કવિએ પોતાની સફળતાનું રહસ્ય સમજાવ્યું; "જો કંઈ શંકા રહેતી હોય તો વખત આવ્યે હું પ્રત્યક્ષ દાખલો બતાવી પૂરવાર કરી આપીશ."

આમ રાજા મૂળે કૌતુકપ્રિય તો હતો અને તેમાં પાછું કવિએ તેને પ્રત્યક્ષ દૃષ્ટાંત દેખાડવાનું વચન આપ્યું એટલે તે તો વારંવાર કવિને તેના વચનની યાદ આપવા લાગ્યો. પણ કવિ હંમેશાં જવાબ આપતો: "એમ કંઈ શોધ્યા કીસ્સા ન જડે, એ તો અનાયાસે આવી મળે." પણ તેથી કંઈ રાજા તેનો પીછો મૂકે કે ભૂલે તેમ ન હતું.

એમ કરતાં કરતાં માળવાની પ્રાચીન રાજધાની ઉજ્જયિનીમાં નગરની અધિષ્ઠાત્રી દેવી હરસિદ્ધિ માતાનો દર બાર વર્ષે ઉજવાતો

મહોત્સવ આવ્યો. રાજા પણ તેના પંડિતો સાથે ધારાનગરથી અહીં આવ્યો હતો. સમારંભ પૂરા એક મહીના પર્યંત પહોંચતો હતો અને દૂરદૂરથી વ્યાપારીઓ અને વિદ્વાનો, યાત્રાળુઓ અને યાચકોનાં પૂર અહીં આવતાં હતાં.

એકવાર **ભોજ** અને **કાલિદાસ** ગુપ્તવેષે નગરચર્યા કરતા કરતા શહેરને સીમાડે એક વૃક્ષ નીચે આવી સવારના શીતળ સમીર અને કૂળાં સૂર્ય કિરણોથી તનમનમાં તાઝગી ભરતા બેઠા હતા. એટલામાં દૂરથી બે પ્રવાસીઓ આવતા દેખાયા. બંને કાકા ભત્રીજો–**સોમશર્મા** ને **ભદ્રશર્મા**–પોતાનો જ્યોતિષનો ધંધો અજમાવવા ને તેમાં ન ફાવ્યા તો છેવટે યાત્રા તો થશે એમ ધારી ઘેરથી નીકળ્યા હતા. રાજા અને કવિ કંઇક જાણવા મળશે એવા હેતુથી તેમનું ધ્યાન ન ખેંચાય તેમ તેમની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

થોડે દૂર જતાં આડ વાટે આવેલી એક આમલી ઉપર કાકાએ એક ચાસ પક્ષી બેઠેલું જોયું અને બોલ્યા:

"भारद्वाजमयूराणां चाषस्य नकुलस्य च ।
एतेषां दर्शनं सौम्यं वामभागे विशेषतः ॥

"ભારદ્વાજ પક્ષી, મોર, ચાસ અને નોળીયાનું દર્શન થાય એ સારા શુકન કહેવાય. તેમાંયે તે ડાબા હાથે દેખાય તો વિશેષ સારું.

"જો પેલો આમલીની ડાળે ચાસ દેખાય. આપણે જરાક તે રસ્તે ઉફરાટા જઇશું તો આપણને જતાં વેંત ફક્કડ દૂધપાક મળશે. अमृतं क्षीर-भोजनम् "

"હા, દૂધપાક જરૂર મળશે. પણ મારી ગણતરી મુજબ ખૂબ રખડપટ્ટી પછી મળશે અને તેય જરાક ખાટો હશે." ભત્રીજા **ભદ્ર**-શર્માએ પોતાનો મતભેદ દર્શાવ્યો.

"બેસ, બેસ હવે. કાલ સુધી તો મારા પાસે કક્કો ઘૂંટતો હતો અને આજે મારી જ સાથે વિવાદ કરવા નીકળ્યો છે ? આ તો કુંભાર કરતાં ગધેડાં ડાહ્યાં." કાકા ખીજાયા.

પણ ભદ્રશર્મા શાન્ત અને સમજુ હતો. જેનું સાચું પડશે તે ખરો. છભાજોડી કર્યે શું વળે ? એમ વિચારી તે મૂગો મૂગો ચાલવા લાગ્યો. થોડી વારમાં બંને જણ નગર બહાર તળાવને તીરે આવી પ્હોંચ્યા. પાણીનું બેડું ભરીને ઉપડવાની તૈયારી કરતી એક બ્રાહ્મણીએ તેમને જોષી જાણી પનઘટ આગળ રોકયા અને પૂછ્યું:

"મહારાજ, મારા પતિ દશેક મહીનાથી દેશાવર ગયા છે. આ ઉત્સવ ઉપર તે આવવાનું કહી ગયા હતા. પણ આઠ દિવસ તો થઈ ગયા છતાં હજી તે આવ્યા નથી; તો જરા જોઇ આપોને કે તે કયારે આવશે. મોડા તો નહિ થાય ?"

હવે જોષીઓની એવી માન્યતા છે કે તેમને જે પ્રશ્ન પૂછવામાં આવે તે તદ્દન ટૂંકો, મુદ્દાસર અને નકાર વિનાનો હોવો જોઇએ. પણ ઉપલા પ્રશ્નમાં આમાંની એકકેય શરત જળવાઇ ન હતી તેથી સોમશર્મા જરા વિચારમાં પડ્યો. જોષીને વિચારમાં પડેલો જોઈ પેલી બ્રાહ્મણીની ઉત્કંઠા તીવ્ર બની અને એકાએક તેના તેના માથેથી માટીનું માટલું હેઠું પડ્યું. ગોળીના કકડે કકડા થઈ ગયા અને પાણીનો રેલો સીધો તળાવમાં જઇને મળ્યો. પરંતુ તેનો કાંઠો અખંડિત રહી ગયો. બિચારી બ્રાહ્મણી તો આથી સીયાવીયા થઇ ગઈ. આ માનશુકન થવાથી કાકાએ અનિષ્ટની આશંકા લાગતાં ગોળ ગોળ જવાબ આપ્યો: "બ્હેન, હાલમાં તારા પતિનું આવવાનું વિઘ્નમાં પડ્યું હોય તેમ લાગે છે."

બાઇને તો જોષીનું વચન 'બાર વર્ષે બાવો બોલ્યો: બેટા, દુકાળ પડજો' જેવું લાગ્યું. બેડું ફૂટયું ત્યારનું જ અમંગળની આશંકાથી તેનું કાળજું ફફડી રહ્યું હતું તેમાં જોષીનો જવાબ ખંજરની જેમ તેના હૈયામાં ભોંકાઇ ગયો. બિચારી આશાભરી અબળાની આંખે અંધારાં આવ્યાં. અત્યાર લગી ભદ્રશર્મા કાકાની આમન્યા ખાતર બધું ચૂપચાપ જોઇ રહ્યો હતો. પણ હવે તેનાથી મૂગા રહી શકાયું નહિ. આશા અને આશ્વાસન આપતાં તેણે કહ્યું:

"બ્હેન ! મુદ્દલે મૂંઝાઇશ નહિ. મારું તને વચન છેઃ આજે જ

તારો પતિ પુષ્કળ દ્રવ્ય લઇને ઘેર આવશે. હા, માર્ગમાં તેને મોટી આફત આવશે અને તારો જીવ પણ ઊંચો નીચો થશે. પણ માતાજીની મહેરથી સૌ સારાં વાનાં થશે અને આજે રાત્રે જ તમે પતિપત્ની આનંદકલ્લોલ કરશો."

ભત્રીજાએ પોતાની ઉપરવટ જઈ આગાહી ભાખી તેથી કાકાનું પાકી આવ્યું. એક વડીલના પૂરા તોરથી તેમણે આજકાલના ઉદ્ધત યુવાનોની છોકરમત ઉપર છટાદાર પ્રવચન કર્યું. પણ ભીંત બોલે તો ભદ્રશર્મા બોલે. તેની ખામોશીથી 'अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति' પેઠે કાકા આખરે કંટાળીને ચૂપ થયા. પેલી બ્રાહ્મણીની આંખો ભદ્રશર્માએ આપેલી આશાના તેજથી ચમકી ઊઠી. તેણે ઉમળકાભેર કહ્યું: "મહારાજ, ભગવાન કરે ને તમારું વચન સાચું પડે. મોડા મોડા પણ મારા પતિ ઘેર આવશે તો હું તમને બંનેને મિષ્ટાન્ન જમાડીશ. તમે ક્યાં ઉતરવામા છો તે કહો એટલે હું તમને તેડવા આવીશ"

ભદ્રશર્માએ તેઓ કઇ ધર્મશાળામાં મુકામ કરવાના છે તેનું ઠેકાણું બતાવ્યું અને બંને જણ ત્યાંથી પોતાને ઉતારે પ્હોંચ્યા. ખભેથી ખડીઓ ઉતારીને તરત જ કાકાએ શરુ કર્યું: "જો, ભાઇ, તું જાણે તો છે જ કે,

"मक्षिका मशको वेश्या मूषको याचकस्तथा।
ग्रामणीर्गणकश्चैव सप्तैते परभक्षकाः ॥

"માખી, મચ્છર, વેશ્યા, ઉંદર, માગણ, ગામેતી અને જોષી એ સાત પારકાનું ખાઇને જીવનારાં પ્રાણી છે. માટે આપણને બેસી રહે નહિ પાલવે. એ તો ઊઠો ને શહેરમાં ટહેલ નાખી ભોજનનું નિમંત્રણ કે સીધું જે મળે તે લઈ આવો."

"તમારું વચન માથે ચડાવવા હું તૈયાર છું, પણ આજના જોગ જોતાં એમ ઉતાવળે આંબા પાકે તેમ નથી. નગરમાં ફરો કે ન ફરો પણ નોતરૂં તો મોડું વ્હેલું પેલી બ્રાહ્મણીનું જ આવવાનું છે ને તમારા વચન મુજબ ત્યાં દૂધપાક મળવાનો છે. આપણે જેટલા

અધીરા થઇશું તેટલું વધારે ટળવળવું પડશે." ભત્રીજાએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"મોટા ભવિષ્ય ભાખનારા ન જોયા હોય તો! હજી ઉગે છે તો હમણાં ને મારી આગાહી ખોટી ઠરાવવા નીકળ્યા છે. તને જેટલા દિવસ થયા તેટલાં મને વરસ થયાં છે; સમજ્યો? જાણે અમારાં આટલાં વરસ પાણીમાં ગયાં?" કાકાનો ક્રોપાગ્નિ ભભૂકી ઊઠયો. પણ ભદ્રશર્મા તો "માફ કરો. મારી ભૂલ થઈ. મારો ઇરાદો તમારું કથન તોડી પાડવાનો ન હતો. મેં તો ઉતાર્થ કહ્યું'તું. લો હું તો આ ચાલ્યો. જોઉં કંઇ નોતરું કે સીધુંબીધું મળે તો," કહી ચાલતો થયો.

તેને બ્રાહ્મણવાડામાં પેસતો જોઈ કાલિદાસે રાજાને કહ્યું: "મારું માનો તો આ ભત્રીજાની ગણતરી ખરી પડવાની છે. જે હશે તે પાછલે પહોરે જણાશે માટે હવે તો તેની પાછળ એકાદ ગુપ્તચર ગોઠવી ચાલો આપણે નિત્યકર્મ વગેરે આટોપી લઇએ." ભોજ સંમત થયો અને બે વિશ્વાસુ દૂતોને પેલા કાકાભત્રીજાની બારીક તપાસ રાખવાનું સોંપી કવિ સાથે મહેલે પ્હોંચ્યો.

જમી પરવારી બપોર પછી રાજા અને કવિ પેલા જોષીઓને ઉતારે જઈ ચઢયા. ત્યાં તેમને પેલા દૂતોએ બાતમી આપતાં કહ્યું:

"બિચારો ભદ્રશર્મા ખરા બપ્પોરે સારા યે શહેરમાં ઘેર ઘેર ભટકયો અને ભોજન કે સીધું આપવા ખૂબ કરગર્યો. પણ કોઇએ તેને દાદ જ ન દીધી. થાકીને તે ખાલી હાથે પાછો ફર્યો. તેને આવતો દેખી તરત જ સોમશર્મા તડુકી ઊઠયો: 'અલ્યા, આટલું બધું મોડું? મને ડોસાને ભૂખ્યો રઝળાવીને તું તારું પેટ ભરી આવ્યો ને?'

"ભદ્રશર્માએ પોતાનું ભૂખ્યું પેટ બતાવી કહ્યું: 'કાકા, તમે મને શું એવો એકલપેટો ધાર્યો? આ કળિયુગમાં લોકોની શ્રદ્ધા ઘટી ગઈ છે. હું દવે પોળ, ત્રવાડી મહોલ્લો, પંડ્યા શેરી ને વ્યાસ ફળીયામાં બધે ફરી વળ્યો. પણ સ્ત્રીવર્ગ દેવદર્શને ગયેલો અને પુરુષો તો પલળે જ શેના? છેવટે બજારમાંથી કોઈ શેઠ શાહુકાર સીધું અપાવશે એમ ધારી ત્યાં પણ આંટો મારી આવ્યો. પણ ત્યાં તો કોઇ મોટો સોદાગર

ગુજરી જવાથી હડતાલ પડેલી જોઈ હું ટાંટીયા ઘસતો પાછો આવ્યો.'

"ભત્રીજાનું ભૂખ્યું પેટ દેખી કાકાની ખાત્રી થઈ. તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી કહ્યું: 'બળ્યું આ ભીખી ભીખીને ખાવું. નીતિવચન છે કે,

रोगी चिरप्रवासी परान्नभोजी परावसथशायी ।
यज्जीवति तन्मरणं यन्मरणं सोऽस्य विश्राम: ॥

રોગિયલ, વર્ષોભર પરદેશમાં પ્રવાસ કરનાર, પારકાનું અન્ન ખાઈ જીવનાર ને પારકે ઘેર રહેનાર–પોતીકા ઘર વિનાનો–એ જીવતાં મૂએલા જેવા જ છે. તેમના નસીબમાં કદિ નિરાંત હોતી નથી. તેમનો તો મૂએ જ છૂટકારો થાય છે.' આમ કહી કાકાએ મન વાળ્યું. થોડીવાર થાક ખાઈ કૂવેથી પાણી કાઢી બંને ન્હાયા ને પૂજાપાઠ પતાવી સૂતા છે તે હજી ઊઠ્યા નથી."

**ભોજે** ગુપ્તચરોને વિદાય કર્યા. **ભદ્ર**શર્મા પણ ઊંઘ પૂરી થતાં ઊઠીને બહાર આવ્યો. બારણે જ તેને પેલી બ્રાહ્મણી હરખાતી સામી મળી ને બોલી: "મહારાજ, તમારું કલ્યાણ થજો. મારા પતિ હમણાં જ ક્ષેમકુશળ આવી પ્હોંચ્યા છે. હું તો તમારા વચન ઉપર શ્રદ્ધા રાખી બજારમાંથી સઘળી સામગ્રી લાવી તળાવથી આવી રસોઈ કરવા બેઠી હતી. પવનથી બારી બારણાં ખખડતાં એટલે મને તેમના આવવાના ભણકારા વાગતા. રસોઈ તો કરી રહી. પછી તો ઓરડામાંથી ઓસરીમાં ને ઓસરીમાંથી ઓરડામાં એમ આંટા મારવા માંડ્યા. બપોર પણ નમવા આવ્યો ને મારા મનમાં સો સો શંકાઓ ઊઠવા લાગી. પણ આખરે માતાજીની મહેરથી એ આવી પ્હોંચ્યા.

"એવું થયું કે તેમની પાસે મૂલ્યવાન રત્નો હતાં. દૂરથી તેમણે ચોરોને દીઠા; એટલે એક ઝાડ ઉપર છૂપાઈ ગયા. આખી રાત ત્યાં ગાળી તેથી મોડું થયું. ચાલો, હવે ઉતાવળ કરો. રસોઈ તો કરી ગઈ છે પણ જરાક ઊની કરી લઈશ. તમારા જમ્યા વિના એ જમશે નહિ."

ભત્રાજાએ કાકાને જગાડયા અને બંને જમવા ચાલ્યા. કાલિદાસે રાજાનું ધ્યાન ખેંચ્યું: "કેમ તર્ક વિનાની વિદ્યા વંધ્યા–નો દાખલે

જોયો ને? ભત્રીજા કરતાં કાકો વધુ ભણેલો છે છતાં ખરું તો ભત્રીજાનું જ પડયું. વધુ ખાત્રી તેમને કાલે સભામાં તેડશો એટલે થઇ જશે." **ભોજ** આશ્ચર્યમાં ગરકાવ થઇ ભત્રીજાનું સાચું કેમ પડયું તેનો વિચાર કરતો મહેલે ગયો.

બીજે દિવસે દૂત મોકલી **ભોજે** કાકાભત્રીજાને **બ્રહ્મ**સભામાં બોલાવ્યા. રાજાએ **ભદ્ર**શર્માને પૂછયું: "કહો, કાલે દૂધપાક કેવો હતો? જુઓ, તમે કાલે નગરમાં આવ્યા ત્યારથી આજલગીની રજેરજ ખબર **અમને** છે માટે કંઇ પણ ન છુપાવતાં સાચે સાચું કહેજો. અમારે તો તમારો કાલનો અનુભવ આ સભા સમક્ષ રજૂ કરાવી તેમાંથી રહસ્ય તારવવું છે; એટલે ગભરાવાની જરૂર નથી. તમે પણ અહીંથી કંઇક શીખીને જશો."

ઘડીભર તો **ભદ્ર**શર્મા સમજી જ ન શકયો કે દૂધપાકના સ્વાદ સાથે અહીં શો સંબંધ છે. છતાં જે થાય તે ખરું એમ કરી તેણે ખુલાસો કર્યો: "મહારાજ, અમને જમાડનાર બાઇએ પોતાના પતિની પ્રતીક્ષા કરવામાં જોયું જ નહિ કે દૂધપાક ફાટી ગયો છે. અધૂરામાં પૂરું અમે ખૂબ મોડેથી જમ્યા એટલે જરાક ખાટો પણ થયો હતો."

"પણ તમે શા ઉપરથી તમારા કાકાનો પ્રતિવાદ કર્યો હતો કે દૂધપાક તો મળશે પણ તે ખૂબ રઝળપાટ પછી અને તેય ખાટો?" રાજાએ ધીરે ધીરે મુદ્દા ઉપર આવવા માડયું. તે જાણવા માગતો હતો કે **ભદ્ર**શર્માએ ફક્ત તુક્કો ફેંકયો હતો કે કંઇ તર્ક લડાવ્યો હતો.

"એમ છે કે ચાસના શુકન અમને સ્વાભાવિક રીતે થયા ન'તા. અમારે ચાહીને આડે રસ્તે ફંટાવું પડયું'તું, એટલે દૂધપાક પણ સહેલાઇથી નહિ પણ મુશ્કેલીથી મળશે એમ મેં અનુમાન ખેંચ્યું. અને ચાસ આમલીના ઝાડ ઉપર હતો એટલે દૂધપાક ખાટો હશે એમ મેં તર્ક લડાવ્યો." **ભદ્ર**શર્માને હવે આ પ્રશ્નોત્તરીનો ભેદ સમજાતો ગયો એટલે પછી તો તેનો વાણીપ્રવાહ વણથંભ્યો વહેવા લાગ્યો: "આસપાસની પરિસ્થિતિ ધ્યાનમાં લીધા વિના કેવળ વિદ્વાને આધારે ભવિષ્ય ભાખવા જતાં તો કોકવાર પરિણામ લગભગ ઉલટું જ આવે છે. અમારો કાલનો જ બીજો દાખલો આપું. પેલી બ્રાહ્મણીએ તેના પતિના આગમન વિષે પ્રશ્ન પુછયો. પણ 'प्रथमग्रासे मक्षिकापातः' પેઠે તેનું બેડું ફૂટી ગયું એટલે મારા કાકા-

શ્રીએ અમંગળની આશંકાથી તેને ઉડાઉ જવાબ આપ્યો. પરંતુ મેં ગોળીના ફૂટવાનું સૂક્ષ્મ નિરીક્ષણ કરી અટકળ કરી કે ગોળી ફૂટવાથી કંઇક આપત્તિ તો આવશે પણ કાંઠલો અખંડ રહ્યો તેથી તેના પતિને કશી આંચ નહિ આવે. ગોળીના નીચેના કાચલાના અનેક કકડા થયા તેથી મેં ધાર્યું કે તે પુષ્કળ ધન લાવશે. અને છેલ્લે પાણીનો રેલો તરત જ સીધો તળાવમાં મળી ગયો તેથી મેં વિચાર્યું કે આ પતિપત્નીનો મેળાપ પણ આમ આજે જ થશે. મારા આ કથન ઉપરથી આપ જોઈ શકશો કે તર્ક વિનાની વિદ્યા વંધ્યા છે. કહેવત છે કે, 'વૈદ્ય ઘરડો સારો ને જોષી જુવાન સારો.' કારણ કે વૈદકમાં જેટલી અનુભવની જરૂર છે તેટલી જ્યોતિષમાં તર્કની જરૂર છે. કહ્યું છે કે,

तर्कविहीनो गणको निर्लज्जा कुलवधूर्यतिर्मूर्खः ।
कटके च प्राहुणिको मस्तकशूलानि तानि चत्वारि ॥

તર્કશકિત વિનાનો જોષી, લજ્જા વિનાની કુલાંગના, અક્કલ વિનાનો સાધુ અને સૈન્યમાં શત્રુનો બાતમીદાર એ ચાર મસ્તકશૂળ ( માથાના દુઃખાવા ) સમાન છે.

"આજે મારા કાકાશ્રીને મેં ખાત્રી કરાવી છે કે તર્કના આધારથી તેમણે શીખવેલી વિદ્યા મને સિદ્ધ થઇ છે. મારી સફળતાથી સૌથી વધુ આનંદ અને ગર્વ પણ તેમને જ થયો છે. બાપ કરતાં બેટો ને ગુરુ કરતાં શિષ્ય સવાયો નીકળે તેમાં તેમની જ પ્રતિષ્ઠા છે. માટે જ કહ્યું છે કે: इच्छेत्पुत्रात्शिष्यात्पराजयम्. પણ ગમે તેમ તો યે તેમની નજરે તો હું બાળક જ લાગું એટલે મારા અનુમાન ઉપર તેમને ઝટ વિશ્વાસ ક્યાંથી પડે? તેથી જ કાલે અમારી વચ્ચે રકઝક ચાલતી હતી. મહારાજ, માફ કરજો; ખુલાસો ખૂબ લાંબો થઇ ગયો છે." ભદ્રશર્માએ ઉપસંહાર કર્યો.

"ના રે, વિપ્ર, તારા આ ખુલાસાથી તો ઘણું જાણવાનું મળ્યું. જુઓ, તમારે બંનેને ધારાનગરમાં રહેવાની વ્યવસ્થા હું કરાવું છું અને નિત્ય આ સભામાં આવવાનો અધિકાર આપું છું." પ્રસન્ન થયેલા રાજાએ તેમની કદર કરી.

સભા વિસર્જન થતાં રાજાએ કાલિદાસની પીઠ થાબડી: "શાબાસ! કવિ, શાબાસ! તારું વિધાન સાચું ઠર્યું."

# ધારાનગરના ધન્વંતરી

ગુજરાતના ગૌરવ સમો **નાગર** વૈદ્ય **વાગ્ભટ ભોજનો** રાજ્યવૈદ્ય હતો. વિપુલ અભ્યાસ અને વિશાળ અનુભવથી તેણે દેશભરમાં પ્રતિષ્ઠા જમાવી હતી. ભલભલા અટપટા રોગોનું નિદાન કરવામાં અને ઔષધોપચાર કરવામાં તે એટલો તો સિદ્ધહસ્ત હતો કે સૌ તેને ધારાનગરના **ધન્વંતરીના** માનભર્યાં બિરૂદથી બોલાવતાં. પણ તેની ખાસ વિશેષતા તો એ હતી કે પ્રાચીન પ્રાણાચાર્યોનાં પુસ્તકોમાં બતાવેલા ઉપાયો ઉપરાંત તે પોતાની જાત ઉપર નિત્ય નવા નવા પ્રયોગો અજમાવી તરેહતરેહની નવી પદ્ધતિઓ અને સિદ્ધાન્તો શોધ્યાં કરતો.

માનવીના શરીરસંગોપનમાં પાણીનું સ્થાન ક્યાં અને કેટલું છે તે નક્કી કરવા તેણે ત્રણ દિવસ પાણી વિના કાઢ્યા. એમ તો નિર્જળા એકાદશી ઘણુંયે કરે છે. પણ આપણા આ પ્રયોગવીર તો પળેપળના પોતાના સૂક્ષ્માતિસૂક્ષ્મ અનુભવોની વૈજ્ઞાનિક ધોરણે સમીક્ષા કરી માનવજાતના જ્ઞાનરાશિમાં પોતાની અંજલિ ઉમેરવા અર્થે આવા અખતરા કરતા હતા. પાણીના પ્રયોગોને અન્તે તેમણે તારવેલા એ બોધપાઠ આપણે જોઇએ.

क्वचिदुष्णं क्वचिच्छीतं क्वचित्क्वथितशीतलम् ।
क्वचिद्भेषजसंयुक्तं वारि क्वापि न वारितम् ॥

કદિ ઊનું તો કદિ ટાઢું, કદિક ઊકાળીને ઠારેલું તો ક્યારેક દવા મેળવેલું પણ પાણી તો પીવું જોઇએ. કોઈ પણ પ્રસંગે પાણી પીવાનો સર્વથા નિષેધ ક્યાંય કરેલો નથી.

પાણીની ઉપયોગીતા અને ઉપકારકતા વર્ણવતાં તે થાકતા નથી. પાણી કેમ અને કયારે પીવું તે વિષે તેમની સલાહ સાંભળીએ:

अजीर्णे भेषजं वारि, जीर्णे वारि बलप्रदम् ।
भोजनान्ते विषं वारि, मध्ये तदमृतोपमम् ॥

અપચા ઉપર પાણી ઔષધ રૂપ છે; પાચન થયા પછી પણ પાણી શક્તિપ્રદ છે. જોકે જમ્યા પછી તરત જ પાણી પીવું એ ઝેર જેવું છે; પણ જમતાં જમતાં વચ્ચે વચ્ચે પીવું તે અમૃત સમાન છે.

**વાગ્ભટે** પોતાના આ સ્વાનુભવસિદ્ધ પ્રયોગો પરથી **અષ્ટાંગહૃદય** નામનો આયુર્વેદનો બહુ મૂલ્યવાન ગ્રંથ રચ્યો છે જે આજે યે વૈદ્યજગતમાં **વાગ્ભટના** ટૂંકા નામથી પ્રચલિત છે અને પ્રમાણરૂપ મનાય છે.

**વાગ્ભટનો** જમાઇ પણ સમર્થ વૈદ્ય હતો. લોકો આ સસરા જમાઈને અનુક્રમે બૃહદ્ **બાહડ** (**વાગ્ભટ**) અને લઘુ **બાહડના** નામે ઓળખતા. લઘુ **બાહડ** પણ અવારનવાર સસરા સાથે રાજભુવનમાં જતો આવતો. એકવાર સસરાએ રાજાની નાડીચિકિત્સા કરી નિત્ય નિયમ પ્રમાણે અભિપ્રાય આપ્યો કે, "આજે આપનું આરોગ્ય બરાબર છે." પણ પાસે બેઠાં બેઠાં રાજાની મુખાકૃતિનું સૂક્ષ્મ અવલોકન કરી રહેલા લઘુ **બાહડે** આ સાંભળી આડું જોઇ સ્હેજ મોં મચકોડયું.

રાજાની ચકોર નજરથી તે છાનું ન રહ્યું; તેથી તેણે પૂછયું: "કાં, છોટે વૈદરાજ, મોં કેમ બગાડયું ?"

"મહારાજ, આપ અમારા અન્નદાતા છો તેથી આપના આરોગ્યમાં કંઇ બાધા જેવું જણાય તો અમને જરૂર ચિંતા થાય. પણ વડીલો સમક્ષ વણપૂછ્યે બોલવું એ વ્યવહારનીતિની નજરે અનુચિત હોવાથી હું મોં કટાણું કરી બેસી રહ્યો. છતાં આપે પૂછ્યું તો હવે કહું છું કે આજે પાછલી રાતે આપ પથારીમાં આળોટતા હતા ત્યારે આપના શરીરમાં ક્ષયરોગનો સંચાર થયો છે અને તેથી આપની મુખકાન્તિ ઉપર શ્યામ છાયાનો આછો આભાસ દેખાય છે."

લઘુ **બાહડે** કરેલું નિદાન સાંભળી રાજાએ તેને તેનું નિવારણ કરવા કહ્યું; એટલે તેણે કહ્યું: "મહારાજ, આનું ઔષધ તૈયાર કરતાં

ત્રણ લાખ મહોર ખર્ચ થશે અને છ મહીના લાગશે." રાજાએ આ પોતાના આરોગ્યનો પ્રશ્ન હોઈ ગમે તેટલું ખર્ચ કરવાની મંજુરી આપી.

બરાબર છ મહીના પૂરા થતાં સારું મૂહુર્ત જોઈ રાજાને પેલી કીમતી દવા આપવા લઘુ બાહડ હાજર થયો. સઘળી તૈયારી કરી રાજા જેવો દવા લેવા પલંગ ઉપર બેઠો કે જાણે અકસ્માતથી પડી ગઈ હોય તેમ વૈદ્યે તેના હાથમાંની નાનકડી શીશી કે જેમાં પેલું મૂલ્યવાન ઔષધ આણ્યું હતું તે છટકાવી અને આરસ જડેલી ફરસબંધીપર પડતાં તેના ટૂકડે ટૂકડા થઇ ગયા. રાજાના રોષનો પાર ન રહ્યો. તે આવેશભેર બોલી ઊઠયોઃ

"વાહ ! વૈદ્ય, વાહ ! આવી જ રીતે ઉપચાર કરતા રહેજો. ત્રણ લાખના ખર્ચે અને છ મહીનાની મહેનતે તૈયાર કરેલું બહુમૂલું રસાયન આમ જ વેડરી માર્યું ને ? મારા રોગનો પણ વિચાર ન કર્યો ? આખરે તો છોકરમત કરીને !"

પણ વૈદ્યના ચહેરા ઉપર તો શરમ કે સંતાપની રેખાયે ન ફરકી. તેણે તો જાણે કંઇ જ ન બન્યું હોય તેમ સ્વસ્થતાથી કહ્યું:

"મહારાજ, શીદ અકળાઓ છો ? આ ઔષધ આપને એવી રીતે જ આપવાનું હતું. આ સુગંધી ચૂર્ણની સુવાસથી જ આપનો રોગ નષ્ટ થયો જાણો. પાછલી રાતે આપ દર્પણમાં જોશો તો આપની ખાતરી થશે. કવાથના ઉકાળા ઢીંચવાના તો ગરીબોને હોય. આપના જેવા રાજવંશીના રોગો તેનાથી ન મટે. વળી આપનું દર્દ તદ્દન પ્રારંભની ભૂમિકાએ હતું. રોગ ઊંડો ગયો ન હોય તો રસાયનનું સેવન કરવાથી ઉલટી ધાતુક્ષીણતા થવા સંભવ છે. અને પેલી લોકમાન્યતા તો આપ જાણો છો કે દવા ઢોળાય કે શીશી ફૂટે તે તો શુભ શુકન કહેવાય. એ તો રોગના વિદાય થવાની એંધાણી લેખાય છે."

પાછલી રાતે રાજાએ દર્પણમાં પોતાનું મુખ જોઇ પેલી શ્યામલ છાયા જતી રહ્યાની ખાત્રી કરી અને બીજી સવારે તેણે લઘુ બાહડને સભામાં બોલાવી તેની તારીફ કરી જીવન પર્યંતની આજીવિકા બાંધી આપી.

( ૨ )

"દેવ ! આપે અમને સ્વર્ગમાંથી તો દેશવટો દીધો જ છે. હવે પૃથ્વી ઉપરથી પણ અમારો પગ કાઢવાનો પ્રયાસ ભોજના રાજ્યવૈદ્યો કરી રહ્યા છે. તેના રાજ્યમાંથી તો અમારે ફરજીયાત હિજરત જ કરવી પડી છે." આયુર્વેદના પ્રણેતા દેવોના વૈદ્ય અશ્વિનીકુમાર બંધુઓ પાસે જઇ રોગોએ રાવ ખાધી.

"એમ? ગભરાતા નહિ. અમે ઘટતો ઉપાય કરીશું." બંને અશ્વિનીકુમારોએ તેમને આશ્વાસન આપી વિદાય કર્યાં અને પછી વાગ્ભટ-સસરા જમાઈ-ની પરીક્ષા કરવા નીલપંખીનું રૂપ લઇ બંને ભાઈ નાના વાગ્ભટના આંગણે આવી ગોખના પોલાણમાં છૂપાયા. થોડી વારમાં લઘુ બાહડના કાને પક્ષીઓનો અર્થસૂચક અવાજ અથડાયો: 'कोऽरुक् ? कोऽरुक् ? कोऽरुक् ?' ( कः अरुक् અર્થાત્ નિરોગી કોણ ? )

તેણે તરત જ એ ગેબી પ્રશ્નનો એવો જ ટૂંકાક્ષરી ઉત્તર આપ્યો:

'हितभुक्, मितभुक्, अशाकभुक्; सोऽरुक्'

'હિતભુક્ એટલે હિતકારક, પ્રકૃતિને પથ્ય હોય તેવું ખાનાર;

'મિતભુક્ એટલે મિતાહારી, ( પેટના ચાર ભાગ કરી બે ભાગ ભરાય તેટલું અન્ન ખાવું અને એક ભાગ પાણી માટે અને એક ભાગ વાયુ સંચાર માટે ખાલી રાખવો. )

'અશાકભુક્* એટલે તુરીયાં, કાકડી, ચીભડાં જેવાં શાક, ચટણી, ચટાકા વગેરે ન ખાનાર-એ ત્રણ નિરોગી કહેવાય છે,'

---

* આજે તો પ્રજીવકો (વીટામિન્સ)ને નામે એલોપથી ને નેચરોપથીના નિષ્ણાતો લીલાં શાકભાજીનું પુષ્કળ પ્રમાણમાં સેવન કરવાની સલાહ આપે છે. પણ આયુર્વેદનો અભિપ્રાય છે કે: शाकेन वर्धते रोगः पयसा वर्धते तनुः ।

घृतेन वर्धते वीर्यं मांसान्मांसं प्रवर्धते ॥—वृद्धचाणक्य :

વળી સરખાવો: पञ्चमेऽहनि वा षष्ठे शाकं पचति यो गृहे ।

अनृणी चाप्रवासी च स वारिचर मोदते ॥—यक्षप्रश्नोत्तर

આ ઉત્તર સાંભળી બે **અશ્વિન્** ભાઇઓ પૈકી એકના મનનું સમાધાન થયું. પરંતુ વિશેષ ખાત્રી કરવા માટે બીજા ભાઇએ પેલા પ્રશ્નનો પુનરુચ્ચાર કર્યો:

कोऽरुक् कोऽरुक् कोऽरुक् ?'

અને લઘુ **બાહડે** ઉપરના ઉત્તરનું વિવરણ કરતાં કહ્યું:

'अशाकभोजी घृतमत्ति योऽन्धसा
पयोरसान् शीलति नात्ति योऽम्भसा ।
अभुक् विभुक् नापकृता विदाहिना
चलत्प्रभुग् जीर्णभुगल्पसारभुक् ॥

'ઝાઝાં શાક ન ખાય, ઘી અને ભાત ખાય, દૂધ અને તેમાંથી બનતા રસવાળા પદાર્થોનું સેવન કરે પણ જમતાં વચ્ચે ખૂબ પાણી ન ઢીંચે, છેક નિરાહારી ન રહે, ખૂબ ખાઉધરો પણ ન બને, અપથ્ય–વાયડા પદાર્થો કે તીખા તમતમતા દાહક અને ઉદ્દીપક પદાર્થો ન ખાય, અજીર્ણમાં ન ખાય પણ પ્રથમનું જમેલું પૂરેપૂરું હજમ થયા પછી કકડીને ભૂખ લાગે ત્યારે જ ખાય અને પોષક તત્ત્વો વિનાના પદાર્થો ન ખાય તે નિરોગી રહે.'

બંને ભાઇ આ ઉત્તર સાંભળી બોલતા બંધ થયા. પરંતુ તેનું ચિકિત્સાજ્ઞાન જોવા બીજે દિવસે આવી તેમણે તેમનો પ્રશ્ન ફરી પૂછ્યો: 'कोऽरुक् कोऽरुक् कोऽरुक्' અને નાના **વાગ્ભટે** તેમને જોઇતો ઉત્તર આપ્યો:

'वर्षासु यस्तिष्ठति शरदि पिबति हेमन्तशिशिरयोरत्ति ।
माद्यति मधुनि ग्रीष्मे स्वपिति भवति च खलु सोऽरुक् ॥

'ચોમાસામાં બહાર ન ફરતાં બેસી રહે, શરદમાં માત્ર યોગ્ય પદાર્થો પીએ, હેમન્ત અને શિશિરમાં (શિયાળામાં) પુષ્ટિકારક વસાણાં ને પાક ખાય, વસંતમાં માદક ચીજોનું સેવન કરે અને ગ્રીષ્મમાં સારી પેઠે ઊંઘે તે નિરોગી રહે.'

સંતુષ્ટ થયેલા **અશ્વિનીકુમારો** ત્રીજે દિવસે મોટા **વાગ્ભટની** પરીક્ષા કરવા યોગીઓનું રૂપ લઇ હાજર થયા અને તેને પૂછ્યું:

'अभूमिजमनाकाशमहृन्तव्यमवारिजम् ।
सम्मतं सर्वशास्त्राणां वद वैद्य किमौषधम् ॥

'વૈદરાજ, કહો, એવું ઔષધ કયું છે કે જે નથી તો પૃથ્વી પર પેદા થતું કે નથી આકાશમાં થતું; જેને નથી વાટવું પડતું કે નથી કોઈ રસમાં બાંધવું પડતું અને છતાં જેને સર્વ શાસ્ત્રોનો આધાર છે?'

ઉત્તર આપતાં વાર લાગે તો તે **વાગ્ભટ** શાનો ? તેણે કહ્યું:

"अभूमिजमनाकाशं पथ्यं रसविवर्जितम् ।
पूर्वाचार्यैः समाख्यातं लंघनं परमौषधम् ॥

"એવું પરમ ઔષધ તો લંઘન–લાંઘણ છે. જેમ સૌ રોગોનું મૂળ કુબજીયાત છે ( सर्वेषामेव रोगाणां कारणं कुपिता मलाः ) તેમ સૌ ઉપચારોનું મૂળ ઉપવાસ છે." પણ બધાં માણસો ઉપવાસ કરી શકતાં નથી. તેમને કયારેક અલ્પાહારથી પણ ધીરે ધીરે આરામ થાય છે. કહ્યું છે કે,

ये गुणा लंघने प्रोक्तास्ते गुणा अल्पभोजने ।
निर्वाते ये गुणाः प्रोक्तास्ते गुणाः कर्णबन्धने ॥"

**વાગ્ભટના** આવા સમર્પક ઉત્તરથી પ્રસન્ન થયેલા **અશ્વિની** કુમારોએ તેને પોતાનો પરિચય આપ્યો અને વરદાન આપી અંતર્ધાન થયા.

# જાય દરિયાની ખાડમાં.

ભોજ રાજા બ્રહ્મસભામાં બિરાજેલા પંડિતો ઉપર સહેતુક દષ્ટિ ફેરવી રહ્યો હતો. પણ સૌ કોઈ નીચું મોં ઘાલી એક બીજા ભણી તીરછી નજરે જોઇ રહ્યા હતા. માત્ર કાલિદાસના હોઠ ફફડી રહ્યા હતા.

વિદર્ભ દેશથી આવેલા વિદ્વાન વસુબન્ધુએ 'अम्भोधिर्जलधिः पयोधिरुदधिर्वारांनिधिर्वारिधिः' એવી સમુદ્રવાચક છ શબ્દોની એક પંક્તિ આપી સભાને સમસ્યાપૂર્તિ કરવા અથવા વિજયપત્ર આપવા પડકાર કર્યો હતો.

ચોમેર ચૂપકીદી પથરાઇ હતી. રાજાની આતુર આંખ સભા ઉપર મંડાઇ હતી. વસુબન્ધુ પોતાની વાંકડી મૂછોને વળ દઇ રહ્યો હતો. પણ કાલિદાસ તેના તરફ આંખો ચમકાવી મૂછમાં હસી રહ્યા હતો. આખરે તે ઊઠયો અને સભા એકકાન બની સાંભળી રહી:

अम्बा कुप्यति तात मूर्ध्नि विधृता गंगेयमुत्सृज्यताम्
विद्वन् षण्मुख सन्ततं मयि रता तस्या गतिः का वद ।
कोपाटोपवशाद्विरूद्धवदनः प्रत्युत्तरं दत्तवान्
अम्भोधिर्जलधिः पयोधिरुदधिर्वारांनिधिर्वारिधिः ॥

"પિતાજી, આપે આ ગંગાજીને જટામાં રાખ્યાં છે તેથી માતાજી દુભાયાં છે." એકવાર કુમાર કાર્તિકસ્વામીએ કૈલાસપતિ શંકરને કહ્યું.

"બેટા, તું તો સમજુ છે. જે સદાકાળ મારા ઉપર સ્નેહ વર્ષાવતી આવી છે તે હવે ક્યાં જાય?" શંકરે સામો સવાલ કર્યો.

પણ છ મુખવાળા કાર્તિકેય આથી છેડાઇ પડ્યા અને રોષમાં આવી છયે મુખથી એકી સાથે બોલ્યા: "જાય દરિયાની ખાડમાં."

આવી અર્થસૂચક સમસ્યાપૂર્તિ સાંભળી વસુબન્ધુનો ગર્વ ગળી ગયો અને સારીયે સભા અને રાજાએ કવિને પ્રશંસાનાં પુષ્પોથી વધાવી લીધો.

## આશીર્વાદનો અર્થ

"सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात्" આશીર્વાદને બદલે પુરુષસૂક્તના પહેલા શ્લોકની પ્રથમ પંક્તિ ઉચ્ચારી પરદેશથી આશાભર્યો આવેલો બ્રાહ્મણ ભોજ સમક્ષ ઊભો રહ્યો.

પણ ભોજ જેવા બહુશ્રુત વિદ્વાન આગળ આમ અગડંબગડં હાંક્યે રાખવાથી શું વળે ? ઉટલું આથી તો વિપ્રની વિદ્યાહીનતા ઉઘાડી પડી. રાજાનો ભાવશૂન્ય ચહેરો જોઈ બ્રાહ્મણ ઝંખવાણો પડ્યો.

પંડિતોની પંક્તિમાં પ્રથમ સ્થાને બેઠેલો કાલિદાસ આ તમાશો ધ્યાન દઈને જોઇ રહ્યો હતો. બ્રાહ્મણની અલ્પજ્ઞતા જોઇ તેને પોતાની નિરક્ષરતા અને તેના નિવારણ અર્થે પોતે આદરેલી ઉગ્ર તપશ્ચર્યા સાંભરી આવ્યાં. તેણે વિચાર્યું: પૂર્વજન્મોના સુકૃતજન્ય સંસ્કારો અને સદ્‌ભાગ્ય વિના વિદ્યાપ્રાપ્તિનું વરદાન કંઇ વાટમાં નથી પડ્યું. આથી પેલા વિપ્રની આંખોમાં દેખાતાં આશાભંગ અને ભોંઠપ જોઇ તે તેની વહારે ધાયો.

"મહારાજ, આવો પ્રશસ્તિપૂર્ણ આશીર્વાદ તો આજે જ સાંભળ્યો" કાલિદાસે વિપ્રની વકીલાત કરવા માંડી: "જુઓ, એ આખો શ્લોક આમ છે:

"सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
चलितश्चकितश्छन्नस्तव सैन्ये प्रधावति ॥

"આપની પ્રચંડ સેના શત્રુઓને સર કરવા જ્યારે વિજય પ્રસ્થાન કરેછે ત્યારે તેના ભારથી હજાર ફેણવાળો શેષનાગ ચલિત થઇ જાય છે, હજાર નેત્રવાળો ઇન્દ્ર આશ્ચર્યચકિત થઇ જાય છે અને કિરણોરૂપી હજારો પગવાળો સૂર્ય ધૂળથી ઢંકાઇ જાય છે."

યથાસંખ્ય અલંકારનો આ શ્લોકમાં કવિએ કરેલો ચમત્કૃતિ અને ચાતુર્યપૂર્ણ ઉપયોગ જોઇ રાજા પ્રસન્ન થયો અને પેલા પરદેશી બ્રાહ્મણને પુષ્કળ દ્રવ્ય અપાવી સંતુષ્ટ કર્યો.

# અભિમાનનાં પડળ દૂર થયાં

"મહારાજ, આપની આજ્ઞા અનુસાર આખા રાજ્યમાં પાકા ધોરી માર્ગ તૈયાર થઈ ચૂકયા છે. સડકની બંને બાજુએ ઘટાદાર વૃક્ષો રોપાઇ ગયાં છે અને થોડે થોડે અંતરે વાવ, કુવા, તળાવ વગેરે બંધાવી વટેમાર્ગુઓને વિશ્રામ લેવાની સંપૂર્ણ વ્યવસ્થા થઈ ગઈ છે." મહામંત્રીએ ભોજરાજાને સમાચાર આપ્યા.

"હવે, એ જ પ્રમાણે એકેએક નાના મોટા ગામને જોડતી સડકોની જાળ ગુંથી દો અને જ્યાં ત્રણ ચાર રસ્તા ભેગા થાય ત્યાં મુસાફરખાનાં બંધાવી રક્ષકોનાં થાણાં નંખાવો જેથી પ્રવાસ સુખરૂપ તેટલો જ સલામત બને" રાજાએ આગળના કાર્યની રૂપરેખા સમજાવી.

"જેવી હજૂરની આજ્ઞા." કહી મહામંત્રી વિદાય થયા.

તરત જ દાનાધ્યક્ષ આવ્યો. તેણે આજે આપવાનાં દાનાદિની નોંધ રજુ કરી. રાજાએ ઉદાર હાથે થોડાંક વધુ નામો ઉમેર્યાં અને કેટલાંક દાનોની રકમનો આંકડો વધાર્યો.

પછી આવ્યા રાજ્યના સ્થપતિ. 'કેમ પછી પેલા મંદિરનું કામ કેટલે આવ્યું ?' રાજાએ પૂછપરછ શરુ કરી.

"હજુરનો હુકમ થતાં વેંત કામ તો કયારનું શરુ કરી દીધું છે. પાયો પૂરાઇ જવા આવ્યો છે. આજકાલમાં ચણતર શરુ થશે. પથ્થરો ઘડાઇ રહ્યા છે. ચૂનાની ચકકીઓ અને ઇંટોની ભઠ્ઠીઓ ચાલુ થઇ ગઇ છે. સુતારો અને લુહારો પણ કામે વળગી ગયા છે." સ્થપતિએ હેવાલ પેશ કર્યો.

"અરે! લાકડું, લોખંડ, ઇંટ અને પથ્થરની શી જરૂર છે? શિલ્પશાસ્ત્રી, મારી ઇચ્છા તમે સમજ્યા લાગતા નથી. જુઓ, જાણે કે ખર્ચ કરવામાં જરાયે પાછું વાળીને જોવાનું નથી. પથ્થરોને ઠેકાણે આરસ અને સંગેમરમર વાપરો અને લોઢા કે લાકડાને બદલે છૂટથી સોના ચાંદીનો ઉપયોગ કરો. લાકડા વિના જ્યાં ન જ ચાલે ત્યાં સુખડથી કામ લો. શું સમજ્યા? તમને ટુંકમાં કહ્યું, એવું તો ભવ્ય મંદિર બનાવો કે આલમભરમાં આપણી સંપત્તિ અને શિલ્પની અમર નામના થઈ જાય અને આપણા ઉપર પ્રભુની પ્રસન્નતા ઉતરે." રાજાએ પોતાની અભિલાષા વ્યક્ત કરી.

"સરકાર, આપની આ નિરવધિ ઉદારતાથી આ કળિયુગને આપે સત્યયુગનું સ્વરૂપ આપ્યું છે. આપના જેવા ધર્મરાજા ઉપર પ્રભુની પ્રસન્નતા નહિ ઉતરે તો બીજા કોના ઉપર ઉતરશે?" પાસે ઉભેલા પરિજનોએ પ્રશંસાનાં પુષ્પો વરસાવ્યાં.

આવાં સ્તુતિવચનો સાંભળી રાજાનો ગર્વ ફૂલ્યો સમાયો નહિ. આત્મગૌરવના ઘેનમાં ને ઘેનમાં રાજા નિદ્રાવશ થયો ને સ્વપ્નસૃષ્ટિમાં સરવા લાગ્યો. તેની નજર સમક્ષ પેલું ભવ્યમંદિર ખડું થયું. સ્થપતિએ તેની ઇચ્છા મુજબ છૂટે હાથે ખર્ચ કરીને આ મૂલ્યવાન મંદિર તૈયાર કરાવ્યું હતું. સંગેમરમરની દિવાલો ઉપર હીરા, માણેક, નીલમને પન્નાથી તરેહતરેહનું નકશીકામ કર્યું હતું. શિલ્પીઓએ પોતાની તમામ કળા અહીં ઠાલવી દીધી હતી. હરખાતે હૈયે રાજાએ ફરીફરીને બધું બારીકાઈથી જોયું. જેમ જેમ તે જોતો ગયો તેમ તેમ તેનું અહંભાન વધતું ગયું. બધું જોઇ તે બહાર બાગમાં આવ્યો. અહીં રંગ ને સુગંધની સ્પર્ધા કરતાં ફળને ફૂલથી લચી પડતાં વૃક્ષો અને વેલીઓની મનોહર રચના જોઇ તેણે ઊંડો આત્મસંતોષ અનુભવ્યો. તેની ગરદન અક્કડ બની, આંખોમાં સ્વામીત્વની નશીલી ચમક આવી અને મૂછો પર તાલ દેતાં તેનાથી સહસા બોલી જવાયું. "હા...શ. આ મંદિરથી આખા આર્યાવર્તના સૌ રાજવીઓ મારા આગળ ઝાંખા પડશે. અને મરણ પછી હવે મને સ્વર્ગમાં જતાં કોણ રોકી શકે તેમ છે? અરે મુક્તિ તો મારા ચરણ ચૂમતી આવશે."

પણ એકાએક રાજાની આત્મપ્રશંસામાં ભંગ પડયો. બરાબર તેની તરફ તાકીને ઉપરથી તેજનો અંબર ઉતરતો જોઈ તેની આંખો વિસ્મયથી વિસ્તૃત બની. જેમ જેમ પેલો જ્યોતિ:પુંજ પાસે આવતો ગયો તેમ તેમ તેની મધ્યમાં રહેલા દૈવી પુરુષની આકૃતિ સ્પષ્ટ થતી ગઈ. રાજાએ આપોઆપ આદર અને આશ્ચર્યથી હાથ જોડી મસ્તક નમાવ્યું અને પૂછ્યું: 'દેવ, કૃપા કરી કહેશો, આપ કોણ છો!'

"રાજા **ભોજ**! હું **સત્ય** છું. માયાની મૃગજળ પાછળ દોડતાં માર્ગભૂલ્યાં માનવીઓને હું પ્રભુના પંથે વાળું છું. મુમુક્ષુ જીવોની આંખે ચઢેલાં અહંતાનાં પડળ ચીરી હું તેમને દિવ્ય દૃષ્ટિ આપું છું. તારામાં હિંમત હોય તો ચાલ મારી સાથે. હું તને માનવીના મનમંદિરના મર્મ દેખાડું." આકૃતિએ મધુર સ્વરે કહ્યું.

ક્ષોભ અને ભયનો માર્યો રાજા ન તો કંઇ નિશ્ચય કરી શકયો કે ન કંઇ બોલી શકયો. 'બસ, ડરી ગયો? તારું પોતાનું અંતઃકરણ પણ તને ઉઘાડીને જોતાં બ્હીક લાગે છે?' આકૃતિએ ઉપહાસ કર્યો.

"નહિ રે! એમાં બ્હીવા જેવું શું છે?" **ભોજ** ક્ષત્રિયસહજ હિંમત એકઠી કરી બોલ્યો: "પોતાનુંજ અંતર જે ન જાણે તે બીજાનું તો કયાંથી જાણવાનો? અને મેં તો દાન, ધર્મ, તપ, તીર્થ વગેરે કરવામાં કથી કચાશ રાખી નથી, પછી મારા જેવા પુણ્યવાનને વળી શીદ ડરવું પડે?"

"તારી પોતાની નજરે તું ભલે પુણ્યાળુ દેખાય પણ ઇશ્વરની નજરે તું કેવો દેખાય છે તે તું જાણે છે?" દૈવી પુરુષે શરુઆત કરી: "આપણી આસપાસનું વાયુમંડળ નરી આંખે સ્વચ્છ દેખાય છે પણ છાપરાના છિદ્રમાંથી જ્યારે સૂર્યનાં કિરણો પડે છે ત્યારે તેના પ્રકાશથી એ જ હવામાં ભમતાં અસંખ્ય રંગબેરંગી સૂક્ષ્મ ત્રસરેણુઓ (રજકણો) દેખાય છે તે તેં જોયાં છે? સો ગળણે ગાળેલા પાણીમાં પણ સૂક્ષ્મદર્શક કાચ વડે કરોડો કીટાણુઓ દેખાય છે તે તું જાણે છે? તેજ પ્રમાણે જ્ઞાનચક્ષુરૂપી સૂક્ષ્મદર્શક યંત્ર વડે તારા અંતઃકરણના ખૂણેખૂણા તપાસીશું ત્યારે જ તારા પુણ્યની પરીક્ષા થશે. બોલ, છે જીગર?"

રાજાએ સંમતિસૂચક માથું હલાવ્યું "ઠીક. ત્યારે હવે મને તારાં પુણ્યકાર્યો ગણાવ એટલે એક પછી એક તેની કસોટી કરીએ." આકૃતિએ આગળ ચલાવ્યું: "તારાં પાપોની તપાસ પછી કરીશું."

પાપનું નામ સાંભળી રાજા જરાક ખિન્ન થયો. છતાં પોતાનાં પુણ્ય ગણાવવાની તક આવેલી જોઈ તે ટટ્ટાર થયો. સામે ફળોના ભારથી લચી પડતાં ત્રણ વૃક્ષો ભણી આંગળી ચીંધી તેણે કહ્યું: "દેવ, દેખો, આ ત્રણેય વૃક્ષો મારી ભૂતદયા, ન્યાયનિષ્ઠા અને પ્રભુભક્તિનાં પ્રતીક સમાં છે. તેમના ઉપર લાગેલાં ફળો જ મારા પુણ્યની વિપુલતાની સાક્ષી પૂરે છે."

રાજાએ ધાર્યું કે મારા પુણ્યાળુપણાનો હવે તો સત્યને સ્વીકાર કરવો જ પડશે. પણ આ શું? સત્યદેવના હાથનો સ્પર્શ માત્ર થતાં પેલાં ઝાડો ઉપરનાં ફળો ટપોટપ તૂટી પડ્યાં અને તેમના રસ ને ગરથી ભોંય ઉપર ઠેરઠેર લાલ પીળા ડાઘ પડ્યા.

"ભોજ! આ ફળો તો ભારે છેતરામણાં નીકળ્યાં! તાપથી માણ ઓગળે તેમ મારા સત્યના તેજથી એ બધાં ગરી પડ્યાં. તારાં દયા, ન્યાય અને ભક્તિનાં કર્મો શું તેં મોક્ષ મેળવવાને કર્યાં'તાં કે લોકોને દેખાડવાને? કેવળ પ્રભુપ્રીત્યર્થે કર્યાં હોત તો કદિ આમ ન બને! ભલા, આ પુણ્યના ભરોસે તારે સ્વર્ગમાં જવું'તું?" સત્યનાં શબ્દબાણ સોંસરાં રાજાને હૈયે વાગ્યાં.

રાજાની આંખ ખૂલી. અંતરના ઊંડાણમાં તેણે એકરાર કર્યો કે મારી બધી પ્રવૃત્તિઓનો પ્રધાન હેતુ તો કીર્તિ કમાવાનો હતો.

"હશે. એ તો જાણે સમજ્યા! ચાલ, હવે તારું મંદિર તો જોઈએ!" સત્યદેવની પાછળ રાજા પણ મંદિરમાં આવ્યો. તેને લાગ્યું કે મંદિરની ભવ્યતા જોઈ જરૂર સત્યદેવ મને શાબાશી આપશે એટલે તેના પગમાં જરા જોર આવ્યું.

"રાજા, પેલા ગવાક્ષ (ગોખ)માંનાં પક્ષીઓ મણિમાણેકનાં બનાવેલાં લાગે છે. પણ તે અહીં કેમ મૂક્યાં છે? કંઈક હેતુ તો હશેને?" સત્યની પ્રશ્નપરંપરા પાછી ચાલી.

"દેવ, એ મારી ત્રિકાળસંધ્યાનાં સૂચક છે. કેવાં સ્વર્ગ ભણી માટ માંડી પાંખો પ્રસારી મને સ્વર્ગે પહોંચાડવાની ખાત્રી આપે છે?" રાજાએ હોંસભેર કહ્યું.

"પણ આ બધો ઠાઠ ઠઠેરો શા માટે? ઈશ્વર તો સર્વજ્ઞ અને સર્વવ્યાપી છે. તે આ ડોળદમામથી થોડા અંજાઈ જાય તેમ છે? પશ્ચાત્તાપના અશ્રુસ્નાનથી પાવન થઈ કાલાઘેલા આવડે તેવા શબ્દોમાં પોતાનું અંતર ઠાલવી કરેલી પ્રાર્થના પ્રભુને પહોંચ્યા વિના રહેતી નથી. ખેર! લાવ, જરા પેલાં પક્ષી તો જોઉં." એમ કહીને રાજાની સાથે સત્યદેવ ગવાક્ષમાં આવ્યા.

પણ અહીંનું દશ્ય દેખી રાજાની આંખે અંધારાં આવ્યાં. દૂરથી સુંદર દેખાતાં પક્ષીઓ અહીં નિર્જીવ થઈ ઢળી પડ્યાં હતાં; કેટલાંક સુકાઈ ગયાં હતાં તો કેટલાંક સડવાથી દુર્ગંધ ફેલાવતાં હતાં. જે હજી બેઠેલાં જ હતાં તેમની પણ પાંખો એટલી તો અશક્ત બની ગઈ હતી કે કોશીષ કરવા છતાં તે ઊડી શકતાં ન હતાં. પક્ષીઓની આ પામર દશા દેખાડી સત્યદેવે કહ્યું:

"કેમ? તારાં સંધ્યાવંદન આવાં જ કે? નિષ્કામ ભાવે જે કરીએ તે જ ઈશ્વરને પહોંચે. દુનિયાને દેખાડવા માટે કરેલું તો દુનિયામાં જ રહેને!"

રાજા ચૂપચાપ સાંભળી જ રહ્યો. જવાબ પણ શો દે? સત્યદેવ મંદિરના સભામંડપમાં આવ્યા. પાછળ રાજા પણ અનિચ્છાએ ખેંચાઈને આવ્યો. પણ તેણે શું જોયું? સત્યદેવનાં પગલાં થતાં વેંત સોનું રૂપું કટાયલા લોઢામાં પલટાઈ ગયું; દિવાલો ખખડી ગયેલી લાગી; ઝવેરાત જડેલા નકશીકામની જગાએ કાળાં ટપકાં જ દેખાયાં અને આરસ-પહાણ અને સંગેમરમરને બદલે ઈંટ ને પથ્થર થઈ ગયાં.

ભોજના ચહેરા ઉપરથી નૂર જ ઊડી ગયું. દેવ તેને કંઈ પૂછે તે પહેલાં જ તેણે સામું પૂછ્યું: "અરે? ભીંતો ઉપર શીતળાનાં ચાઠાં જેવાં આ કાળાં ટપકાં શાથી પડ્યાં હશે?"

"આ કાળાં ટપકાં એ તો તારા મુખમાંથી નીકળેલાં ક્રોધનાં કડવાં વચનો, ગર્વના હુંકારો, ગાળો, પોતાની પામરતા છુપાવવા જોડી કાઢેલી અસત્ય વાતો વગેરેની ચિત્રગુપ્તને ચોપડે ચઢેલી નોંધોનાં ચિહ્ન છે. તું તો એ બધું ભૂલીયે ગયો હોઇશ પણ અંતર્યામીથી કંઇ જ અજાણ્યું નથી." સત્યદેવે ખુલાસો કર્યો.

રાજાએ કાનની બુટ પકડી. જેમ જેમ તે સત્યદેવના ખુલાસા સાંભળતો ગયો તેમ તેમ તેના અંતરમાં અજવાળું પથરાતું ગયું. એટલામાં તો આખું યે મંદિર નાનાં મોટાં જુદી જુદી જાતનાં જીવજંતુઓથી ઉભરાઇ ગયું વચ્ચે વચ્ચે વીંછી અને કાનખજૂરા પણ હતા, રાજા તો ફાટી આંખે જોઇ જ રહ્યો. "આ જીવડાં અહીં કોણ લાવ્યું?" અકળાઇને તે બોલી ઊઠયો.

"તારા વિના બીજું કોણ લાવે? એ બધાં તારી બૂરી વાસનાનાં સ્વરૂપો છે. તારા કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર, ઇર્ષા, દ્વેષનાં એ ફરજંદો છે." સત્યદેવે સમજ પાડી.

"દેવ, એ બધું ખરૂં. પણ હું પૂછું છું કે દુનિયાભરમાં કોઇ એવો માણસ મળશે કે જે છાતી ઠોકીને કહી શકે કે હું તદ્દન નિષ્પાપ છું?" રાજાએ જાણવા માગ્યું.

"ના, ના. કોઇ નથી." મંદિરમાંથી અવાજ આવ્યો.

દુનિયામાં પૂર્ણ પવિત્ર કોઈજ નથી એટલું જાણી રાજાને પાછી હીંમત આવી. તેનું ઘવાયેલું અભિમાન પાછું સતેજ થયું. આથી સત્યદેવે તેની સાન ઠેકાણે આણવા તેને સામેની ભીંત પર નજર કરવા કહ્યું.

"ઓહો! આ તો દર્પણ જેવી દેખાય છે! અને આ શું? આ ભૂખ્યાં ને નાગાં માણસોની હારની હાર એક સરખા ચાલી જાય છે પણ તેનો છેડો ય આવતો નથી!" રાજા આશ્ચર્ય પામ્યો.

"કેમ સમજ પડે છે? આ ભૂખ્યાં ને નાગાં માણસો તે તારા રાજ્યની રંક રૈયત છે. તેમને અન્નવસ્ત્ર આપવાને બદલે તેં તો મોટે ભાગે એવાઓને જ દાન દીધે રાખ્યાં છે કે જેમને તે ન મળ્યાં

હોત તોયે ચાલત. અને તેમને પણ તેં શા માટે પોષ્યાં છે તે તું જાણે છે ? તેઓ સદા તારી ખુશામત કર્યાં કરે છે, તારા ગુણાનુવાદ ગાઇ તારી કીર્તિ ફેલાવે છે અને તારા અભિમાનને પોષે છે તેથી જ. અને તારા ભંડારોમાં ધનધાન્યના ઢગલા ક્યાંથી આવતા ? આ નાગાં ભૂખ્યાં ગરીબો પાસેથી. તારા અધિકારીઓ મારી ઠોકાને તેમના મોંમાંથી કોળીયા ઝૂંટવી લઇ તારે દ્વારે જમા કરતા અને તું તે તારા ખુશામતીઆઓને ખવડાવતો.” સત્યનો અવાજ ઉગ્ર બન્યો.

રાજાના અંતરમાં પશ્ચાત્તાપની પાવકજ્વાળા પ્રગટી. તેને પોતાના દોષો દેખાવા લાગ્યા. પુણ્યો ગણાવવા નીકળેલો ભોજ પોતાનાં પાપોના ભારથી દબાઈ ગયો. “એમ ગભરાયે કેમ પાર આવશે ? આથી યે વધુ આકરી આત્મપરીક્ષા તો હજી હવે કરવાની છે. જે કર્મો કરતાં તેના ભયંકર પરિણામની પણ તેં પરવા કરી ન હતી તે હજી પાછલી ભીંત પર જોવાનાં છે.” સત્યદેવે રાજાનું પાણી માપ્યું. રાજાની હીંમત છૂટી ગઇ હતી. “દેવ, આપે બતાવ્યું તેટલું જ મારાં આંતરચક્ષુ ઉઘાડવા માટે પૂરતું છે. મારે હવે વધુ નથી જોવું. મને માત્ર એક જ વાત સમજાવો. મારાં સાધનો અને સંકલ્પો શુદ્ધ હોય કે અશુદ્ધ હોય પણ આ મંદિર મેં મારે માટે નહિ પણ ઇશ્વરને માટે જ બંધાવ્યું છે. છતાં આપે મને મારી શ્રદ્ધા અને આનંદના ભુક્કા ઉડાવી દે એવું આ બધું શા માટે બતાવ્યું ?” રાજાએ છેલ્લો પ્રશ્ન પૂછ્યો.

“ કારણ કે, તારી આ શ્રદ્ધા અને આનંદ પોકળ હતાં. જો આ મંદિરમાં ઇશ્વરનો વાસ હોત તો તેં જે જોયું તેમાંનું કંઇ પણ દેખાત ખરું ? અહીં તો તેં તારા અહંકારની મૂર્તિની જ પ્રતિષ્ઠા કરી છે. તારી આંખે આવેલાં એ અહંતાનાં પડળ દૂર કરવા જ હું અહીં આવ્યો છું. બાકી આવાં મંદિર તો ઇશ્વરના કોપ રૂપ વીજળી પડવાને લાયક છે.” સત્યનો અવાજ ગાજી ઊઠ્યો.

અને સાચે જ મોટા વજ્રકડાકા સાથે મંદિર ઉપર વીજળી ત્રાટકી. ગંજીફાના મહેલ પેઠે આખું મંદિર કડડભૂસ કરતું ભોંયભેગું

થયું અને ભોજ મહા મુસીબતે પોતાનો જીવ બચાવવા ભાગ્યો. એકાએક તેની આંખ ઊઘડી ગઈ. સ્વપ્નમાં દીઠેલા દૃશ્યથી તેને આખે અંગે પ્રસ્વેદના રેલા ઊતર્યા હતા. રાજાને જાગેલો જોઈ બંદીજનોએ યશોગાન શરૂ કર્યાં. દરવાજા ઉપરની દેવડીમાંથી શરણાઈના સુમધુર સૂરો અને નોબતના ડંકા સંભળાવા લાગ્યા. પ્રભાતનો શીતળ પવન પક્ષીઓનો કલરવ, પુષ્પોનો પરિમલ અને અરુણોદયની આહ્‌લાદક આભા ચારેકોર ઉદાર હાથે વેરતો વા'તો હતો. પણ રાજાના મન ઉપર તો પેલા ભયંકર સ્વપ્નની ગાઢ છાયા છવાઈ ગઈ હતી. તેની બેચેનીનો પાર ન હતો. શરીરના એકેએક સાંધા દુઃખતા હતા. જાણ્યે અજાણ્યે પોતાને હાથે થયેલા નાના મોટા અસંખ્ય દોષો એક પછી એક તેની આંખ આગળ ખડા થતા હતા અને તેના કાળજાને કોરી ખાતા હતા. ઊઠતાં વેંત તેણે આજ્ઞા કરી: 'આટલામાં જે પંડિતો હાજર હોય તેમને બોલાવી લાવો.' અને તરત દંડધર દોડીને ત્રણ પંડિતોને તેડી લાવ્યો.

"વિપ્ર, કોઈ એવો ઉપાય છે કે જેથી માનવી પ્રભુના કોપમાંથી બચી શકે?" રાજાએ એક પંડિતને પૂછ્યું.

"ધર્માવતાર, એવો વિચાર આપને આવે છે જ કેમ? એવો ડર તો આપના શત્રુઓને હોય," પંડિતે નમ્રતાથી ઉત્તર આપ્યો.

"બહુ થયું! હું વળી ધર્માવતાર ક્યારનો? આવી ચાપલુસી કરી કરીને તમે સૌએ આજ લગી મારી આંખે અભિમાનનાં પડળ ચઢાવ્યાં કર્યાં છે. પણ સત્યદેવે જ્ઞાનના અંજન વડે મારી દૃષ્ટિ નિર્મળ કરી છે એટલે તમારાં ભાટાઈનાં બણગાં હવે મને ભમાવી શકે તેમ નથી. જાઓ, મારે તમારું કામ નથી." રાજાએ ઝડતી લેવા માંડી.

"ના, ના, જાણ્યે અજાણ્યે આપણા હાથે પાપો તો કૈંક થતાં હશે. પણ પ્રભુને કરુણાનિધિ અમસ્તો નથી કહ્યો. તેની કૃપાદૃષ્ટિ થતાં આપણાં સમસ્ત પાપો ભસ્મ થઈ જાય છે. માટે ચિંતા કરવાનું કંઈ કારણ નથી." બીજા પંડિતે આશ્વાસન આપવા માંડ્યું.

"શાસ્ત્રો તો પોકારી પોકારી કહે છે કે ઈશ્વરને ઘેર અન્યાય નથી. તેનો

તો અટલ નિયમ છે કે કરો તેવું પામો ને વાવો તેવું લણો. પણ આ વિદ્વાન પંડિતજી તો જાણે ઈશ્વર શ્રીમંતોનો પક્ષપાત કરનાર હોય તેમ મારા તમામ દોષો માફ કરશે એવાં મને ઊંડાં ભણાવવા નીકળ્યા છે !" રાજાએ બીજાઇને તેને ચાલતા થવા જણાવ્યું.

"બેશક, જેવું વાવો તેવું લણો એ તો કર્મનો કઠોર કાયદો જ છે. ઈશ્વર કંઈ અન્યાયી નથી. પણ શાસ્ત્રોમાં બતાવેલાં જપ, તપ, વ્રત, અનુષ્ઠાન કંઈ નિરર્થક નથી ! મારી સમજ પ્રમાણે એવાં પુણ્યકર્મોથી આપણાં પાપો ધોવાય છે" ત્રીજા પંડિતે પોતાનો અભિપ્રાય ઉચ્ચાર્યો.

"ધોવાતાં હશે; તેની ના નથી. પણ તે લૌકિકપણા અને અહં-ભાવના ત્યાગપૂર્વક કેવળ ઈશ્વરપ્રીત્યર્થે અનન્ય ભાવથી થાય તો જ. જ્યાં લગી મન શુદ્ધ નથી થયું ત્યાં લગી કોઈ ઉપાયે ઈશ્વરનો અનુગ્રહ ઉતરતો નથી. મને કોઇ ચિત્તશુદ્ધિનો માર્ગ બતાવશો ?" રાજાએ પોતાના અંતરની ઝંખના વ્યક્ત કરી અને પોતાના સ્વપ્નની સઘળી બીના કહી સંભળાવી.

સૌ કોઇ અવાક્ બની સાંભળી રહ્યા. પેલા પંડિતજી તો ચૂપ જ થઈ ગયા. આખરે એક ખૂણામાં ચૂપચાપ ઉભેલો એક દીન દુર્બળ બ્રાહ્મણ બોલી ઊઠયો: "મહારાજ, કોઇ કહેવાતા પંડિતોને ન પૂછતાં એક માત્ર ઈશ્વર ઉપર વિશ્વાસ રાખો અને શ્રદ્ધા ને ભક્તિપૂર્વક તેનું શરણ સ્વીકારો. આપના મનની તમામ મૂંઝવણો તેને જણાવો. તેનાથી કશું ન છુપાવો. આપની આતુરતા અને અધિકારની તેને ખાત્રી થશે એટલે તે દીનબંધુ આપને હાથ ઝાલીને પાસે બોલાવશે."

બ્રાહ્મણના આ આશાભર્યા આશ્વાસને રાજાના જલતા જીગર પર અમીસીંચન જેવી અસર કરી. રાજાએ તેને પાસે બોલાવી બારીકાઇથી જોયું તો એ તો પોતાનો જૂનો મિત્ર કાલિદાસ નીકળ્યો. કેટલાંક વર્ષો થયાં તે ગુપ્ત વેષે દૂર દેશાવર ચાલ્યો ગયો હતો તેથી કોઈ તેને ઝટ ઓળખી ન શક્યું. બંને મિત્રો ભાવપૂર્વક ભેટી પડ્યા અને રાજા પૂર્વવત કવિની સલાહ મુજબ વર્તવા લાગ્યો.

## ભોજની ઘાત ગઈ.

"બ્હેન! તું કોણ છે? આ નિર્જન સ્થળે અંધારી રાતે તું એકલી કેમ રડે છે? તને શું દુઃખ છે તે કહે તો કંઇ ઉપાય પણ થાય." મધ્યરાત્રિએ નગર બહાર કોઈ સ્ત્રીને ડુસકાં ભરીને રડતી સાંભળી નગરચર્ચા કરવા નીકળેલા રાજા **ભોજે** પાસે જઈને પૂછ્યું.

પેલી સ્ત્રીએ **ભોજને** ન ઓળખ્યો અને તેથી કહ્યું: "હું **ભોજની** દાનપ્રિયતાની દેવી છું. મારે તેને એક સંદેશો પ્હોંચાડવો છે. તારાથી તે બને તો કહું."

"હું જરૂર પ્હોંચાડીશ." **ભોજે** વચન આપ્યું અને સાંભળવા તત્પર થયો.

"કાલે હું ઓચિંતી સ્મશાને જઈ ચડી હતી. ત્યાં તો ભૂતપ્રેતાદિ હર્ષાવેશમાં નાચતાં હતાં અને પરસ્પર તાળી આપી કહેતાં હતાં કે, 'આજથી આઠમે દિવસે આપણને **ભોજનું** ભક્ષ મળશે, વૈતાલરાજે આગાહી ભાખી છે.' આ સાંભળી મારું તો કાળજું કંપી ઊઠ્યું." દેવીએ કહેવા માંડ્યું: "પછી તો મેં વૈતાલ પાસેથી યુક્તિપ્રયુક્તિથી બધી બાતમી મેળવી લીધી: આજથી આઠમે દિવસે રાજાને ઘાતચન્દ્ર છે. યોગ એવો છે કે રાત્રે પાતાળમાંથી શેષનાગ આવી સૂતેલા રાજાને પગે ડંખ દેશે ને તેથી રાજા રામશરણ થશે.

"મેં વૈતાલને કરગરીને કહ્યું 'જો **ભોજ** મરશે તો પૃથ્વી પરથી દાન, દયા ને પરોપકારનો નાશ થશે અને તેના આશ્રયે નભતાં અસંખ્ય માનવીઓ નિરાધાર થઈ જશે. લાખ મરજો પણ લાખનો પાલનહાર ન મરશો. માટે કૃપા કરી આનું કંઈ નિવારણ હોય તો જણાવો.'

"થોડી વાર વિચાર કરી વૈતાલે કહ્યું: 'એક જ માર્ગ છે. શેષ નાગ આવે ત્યારે તેના માર્ગમાં ઠેર ઠેર સુગંધી પુષ્પમાળાઓથી વીંટેલાં દૂધના કૂંડાં ગોઠવી મોરલી ને મૌવરના મીઠા સ્વરથી તેનું મનરંજન અને આદરાતિથ્ય કરવામાં આવે તો સંભવ છે કે **નાગરાજ** રાજાની કાળ-

ઘડી ચૂકી જાય. પણ તારે આ વાત જાતે જઈને ભોજને ન જણાવવી.' જો આ બાતમી રાજાને સમયસર નહિ પહોંચે તો તે મરી જશે એ વિચારથી હું રડતી હતી." દેવીની આંખો આંસુભીની થઈ.

સઘળો વૃત્તાન્ત સાંભળી રાજાએ પોતાની ઓળખ આપી અને નાગરાજને રીઝવી, આવતું મોત ટાળવા પોતે બધા ઉપાયો કરી છૂટશે કહી દેવીને દિલાસો દીધો. દેવી અંતર્ધાન થયાં ને રાજા મહેલમાં જઈ પલંગ પર પડયો. પણ કાળનાં નોતરાં આવેલાં જાણ્યા પછી ઊંઘ તે કયાંથી આવે? તેના અંતરમાં સેંકડો સંકલ્પો ઘોળાવા લાગ્યા. આખરે આ બધા વિલાસવૈભવ અહીંના અહીં જ રહી જશે! પાસાં ઘસી ઘસીને રાજાએ રાત પૂરી કરી.

સવારે સ્નાનાદિથી પરવારી તેણે નિત્ય નિયમ કરતાં વધુ દાન દીધાં. પછી પોતના અષ્ટપ્રધાનો અને સામંતોને બોલાવી રાતની વાત કહી પોતાની મરણોત્તર રાજ્યવ્યવસ્થા કેમ કરવી તેની ઝીણામાં ઝીણી સૂચનાઓ આપી અને સ્વામીનિષ્ઠ સામંતોને તેમની વફાદારી અખંડ રાખવા અનુરોધ કર્યો. પછી તો મંદિરોમાં મૃત્યુંજયના જપજાપ વગેરેનાં અનુષ્ઠાનો અને આઠે પહોરનાં સદાવ્રતો શરુ કરાવ્યાં.

આઠમા દિવસે દરબારગઢના પ્રવેશદ્વારથી શયનખંડના પર્યંક પર્યંત સંખ્યાબંધ ચાંદીનાં કૂડાં છલોછલ દૂધથી ભરીને મૂકાવ્યાં. કૂડાંને મઘમઘતાં ફૂલોની માળાઓ વીંટી અને તે ઉપર મૂલ્યવાન અત્તરો છંટાવ્યાં. કૂડાંની હારની બે પાસ દેશભરના કુશળ ગારૂડીઓ અને સર્પશાસ્ત્રી સુમધુર સ્વરે પોતાનાં વાજીંત્રો વગાડતા બેઠા.

બરાબર મધ્યરાત્રિનો સમય થયો એટલે નાગરાજ અનંત સડસડાટ રાજભુવનના દ્વારમાં પેઠો. દાખલ થતાં વેંત સુગંધી દ્રવ્યોના પરિમલથી તેનું મગજ તર થયું. ક્ષણેક થોભીને તે આગળ ચાલ્યો અને માર્ગમાં મૂકેલાં કૂડાંમાંથી થોડુંક દૂધ પીધું. પણ પાછું રાજાને ડંખ દેવાનું તેને યાદ આવ્યું. તેણે ગતિ વધારી. પરંતુ મોંવરો ને મોરલીના મીઠા સરોદે આંખો મીંચી ફેણ માંડી તેણે જરાક ડોલી લીધું. પછી તો નાગની ઝડપ વધી. પણ પેલી કાળઘડી તો વીતી ચૂકી હતી.

સુંદર સુવાસ અને સંગીતના સૂરો વચ્ચે બીજા કોઇ દિવસે

રાજા ઝટ ઊંઘી ગયો હોત. પણ આજે તો મોતના દૂત જેવા **નાગરાજ** આવનાર હતા એટલે આટઆટલી અનુકૂળતા હોવા છતાં રાજાને એકાદ ઝોકું તો શું પણ બગાસું યે ન આવ્યું. અનિમેષ આંખે તે પર્વના પ્રવેશદ્વારમાં પેસતા નાગની પ્રતીક્ષા કરી રહ્યો હતો. આખરે શેષનાગની સ્વારી આવી પહોંચી. મરણોન્મુખ રાજાએ પલંગમાં જ બેઠા થઈ જઈ ભક્તિપૂર્વક પ્રણામ કર્યાં અને ગદ્‌ગદ્ કંઠે '**નાગરાજ**સ્તોત્રથી સ્તુતિ કરી. પોતાના સત્કારનો સુંદર સમારંભ જોઈ શેષનાગનો રોષ કૃપામાં પલટાતો જતો હતો. રાજાએ કરેલી સ્તુતિથી તો ઊલટો તે પ્રસન્ન થયો. **નાગરાજે** જોયું કે ઘાતની ઘડી તો વીતી ગઈ હતી એટલે તેણે રાજાને ગમે તે વરદાન માગવા કહ્યું. **ભોજે** ભાવભેર નમન કરી પોતાને કદિ પણ સર્પાદિ વિષમય સત્વનો કે ઝેરી દ્રવ્યનો ભય ન રહે તેવું વરદાન માગ્યું અને **અનંતે** 'તથાસ્તુ' કહી તેને સંતોષ્યો.

"દેવ! એક ખુલાસો પૂછું? આપની અવકૃપાને પાત્ર થાઉં એવું આ સેવકના હાથે શું થયું છે?" રાજાએ હાથજોડી પોતાની જિજ્ઞાસા જણાવી.

"સાંભળ, ગત જન્મમાં તું કઠિયારો હતો. તારા ઉદાર સ્વભાવ પ્રમાણે તું રંક ને વિદ્વાન બ્રાહ્મણોને મફત લાકડાં પૂરાં પાડતો. એકવાર મહામારીનો રોગ ફાટી નીકળતાં ઘણા પંડિતો મરણ પામ્યા અને તેમને બાળવાને તેં સુખડ ને અગરુનાં કાષ્ટ પૂરાં પાડવા માટે સર્પકુળોના પ્રિય નિવાસ સમાં તમામ વૃક્ષો સાફ કરી નાખ્યાં. ઘરબાર ગુમાવી બેઠેલા સર્પોએ મારી પાસે આવી તેં વર્તાવેલા કેરની ફરિયાદ કરી. મેં તેમને વચન આપ્યું કે બે જન્મ સુધી હું દંશ દઈ તેનો પ્રાણ લઈશ. ગયા જન્મમાં તને ને તારા પુત્રને ડસીને મેં પ્રાણ લીધેલા. પણ આ જન્મે તો તારી ભકિતથી પ્રસન્ન થઈ હું તને અભયવચન અને વરદાન આપું છું" આટલું બોલતાં બોલતાં **નાગરાજ** અદૃશ્ય થયા.

પછી તો રાજા નિશ્ચિન્ત બની નિદ્રાવશ થયો અને બીજે દિવસે પોતાના પ્રજાવત્સલ રાજાની ઘાત ગઈ તેથી લોકોએ ભારે ઉત્સાહ અને આનંદથી ઉત્સવ ઊજવ્યો.

# મૃત્યુની કવિતા

"માફ કરો, મહારાજ, મારાથી નહિ બને." કાલિદાસે પોતાની અશક્તિ દર્શાવી.

"નહિ, તારે મારી આટલી મરજી સંતોષવી જ પડશે." ભોજે આગ્રહ કર્યો.

"જુઓ, આપ મારા અંતરંગ મિત્ર છો એટલે આપના એવા અમંગળની કલ્પના પણ મારાથી થઇ શકતી નથી. અને અવસાનના અંતઃક્ષોભથી જે વેધક ઉદ્‌ગારો નીકળે તે કૃત્રિમ કલ્પનાથી કેમ નીકળે? બાકી આપણી આંખ આગળ રોજ-બ-રોજ અનેક માણસો મરણ પામતાં આપણે જોઈએ છીએ. તેમાં સજ્જનોની લોકો સ્તુતિ કરે છે ને દુર્જનોની નિંદા કરે છે. એવું જ આપણા મરણ પછી લોકો આપણું બોલશે." કવિએ દલીલ કરી.

પણ રાજા તો પોતાના મૃત્યુ પછી લોકો શું કહેશે તેની કવિતા સાંભળવાની હઠ લઇ બેઠો હતો. રાજહઠ કોનું નામ? કવિએ જોયું કે રાજા પીછો છોડે તેમ નથી તેથી તે ગુપચુપ એકશિલા નગરીમાં જઇ રહ્યો. કવિના રીસાઇને ચાલ્યા જવાથી રાજા ખિન્ન થયો. દિવસે દિવસે તેની ગ્લાનિ વધતી ગઈ. આખરે રાજાથી કવિ વિના ન રહેવાયું. કાલિદાસનો પત્તો મેળવી, કાપાલિકનો વેષ લઈ તે એકશિલામાં કવિ પાસે હાજર થયો. કાલિદાસ તેને ઓળખી ન શક્યો.

"યોગીરાજ, ક્યાંથી આવો છો?" કવિએ પૂછ્યું.

"ધારાનગરથી. હમણાં તો ત્યાં ભારે ઉત્પાત થઇ ગયો છે." કાપાલિકે સમાચાર આપ્યા.

"કેમ? એવું તે શું બન્યું છે?" કવિની જિજ્ઞાસા વધી.

"તમે નથી જાણતા? **ભોજરાજ** કૈલાસવાસી થયા છે." કાપાલિકે છેલ્લું તીર ફેંક્યું. સાંભળતાં વેંત કવિ મૂર્છા પામી ઢળી પડ્યો. થોડી વારે શુદ્ધિ આવતાં આંસુ ઝરતી આંખે તેણે રાજાનો સ્નેહ અને સદ્‌ભાવ સંભારી સંભારી ઊંડા નિસાસા નાખવા માંડ્યા. સહસા તે બોલી ઊઠ્યોઃ

"अद्य धारा निराधारा निरालम्बा सरस्वती ।
पण्डिताः खण्डिताः सर्वे भोजराजे दिवंगते ॥

"**ભોજરાજ** સ્વર્ગે સીધાવતાં, આજે **ધારાનગરી** અનાથ બની છે; **સરસ્વતી** નિરાધાર બની છે અને પંડિતો નિરાશ્રિત બન્યા છે."

કવિની પોતાના ઉપરની ગાઢ પ્રીતિની આમ પ્રત્યક્ષ પ્રતીતિ થતાં રાજા પણ લાગણીના આવેશથી અચેત બની ધરણી પર ઢળી પડ્યો. કવિને આથી શંકા ગઈ અને બારીકીથી જોતાં તેણે રાજાને ઓળખી કાઢ્યો. પછી પાણી છાંટી તેણે રાજાને સાવધ કર્યો અને કહ્યું: "આખરે મને છેતરીને પણ તમે તમારી જીદ પૂરી કરી ને?" પેલા શ્લોકમાં સ્હેજ સુધારો કરવાનો છે. સાંભળો,

"अद्य धारा सदाधारा सदालम्बा सरस्वती ।
पण्डिता मण्डिताः सर्वे भोजराजे भुवि स्थिते ॥

"**ભોજરાજા** ભૂમિ ઉપર વિરાજતા હોવાથી આજે **ધારા** સનાથ છે, **સરસ્વતી**ને આશ્રય મળ્યો છે અને પંડિતોની છટા ઑર ખીલી છે."

રાજા રીસાયાલા કવિને મનાવીને માનભેર **ધારાનગર**માં પાછો લાવ્યો અને તેમની જુગલજોડી પૂર્વવત્ કાવ્યચર્ચા કરવા લાગી.

# આયુષ્યનાં દાન

"મારો વિચાર મરણપર્યંત તારે ત્યાં ગુપ્તવાસ કરવાનો છે. બેશક, મારી ગરજ પડશે એટલે રાજા મને ગોતવા નીકળશે. પણ આ જન્મમાં મારે હવે તેને મારું મોં બતાવવું જ નથી. પળમાં રીઝે તો પળમાં ખીજે એવા ચંચળ મનના માનવીની મૈત્રી તે કોણ કરે?* મારે ઘેર રહું તો મારો પત્તો મેળવ્યા વિના તે રહે નહિ. દિવસે તો હું ભરવાડ બની વનમાં વિચર્યાં કરીશ પણ રાત્રિ અહીં ગાળીશ. પણ તારે તે વાત ગુપ્ત રાખવી પડશે." રાજા તરફથી વારંવાર થતા અનાદરથી કંટાળી કાલિદાસે પોતાનો ગુપ્તવાસ કરવાનો નિશ્ચય તેની માનીતી વેશ્યાને જણાવ્યો.

વેશ્યાએ તેને કોઈ ન જાણે તેમ રાખવાની ખાતરી આપી.

કવિના ગુપ્તવાસને ખાસ્સા છ મહીના થઈ ગયા. ભોજને ધીરે ધીરે કવિની ખોટ સાલવા લાગી. તેણે ચોમેર તપાસ શરૂ કરાવી પણ ક્યાંય કવિનો પત્તો ન લાગ્યો. આગળ આ જ પ્રમાણે કાલિદાસ જ્યારે જ્યારે છુપાઈ ગયો હતો ત્યારે ત્યારે તે ધારાનગરમાંથી જ નીકળી આવ્યો હતો. તેથી તેણે એક યુક્તિ રચી. તેણે એક શ્લોકનો પૂર્વાર્ધ પ્રગટ કર્યો:

'कमले कमलोत्पत्तिः श्रूयते न तु दृश्यते ।

કમળમાંથી કમળ પ્રગટે છે એવું સાંભળ્યું છે પણ દેખ્યું નથી.'

---

*क्षणे तुष्टाः क्षणे रुष्टास्तुष्टा रुष्टा क्षणे क्षणे ।
अव्यवस्थितचित्तानां प्रसादोऽपि भयंकरः ॥

અને તેના બંધબેસતો ઉત્તરાર્ધ રચી લાવનારને ભારે ઈનામ આપવાનું જાહેર કર્યું.

સીતાજી જેવાં સતી પણ સુવર્ણ મૃગના પ્રલોભનથી રાવણની જાળમાં ફસાયાં હતાં તો પછી એક વેશ્યા રાજા ભોજની જાળમાં ફસાય તેમાં શી નવાઈ! તેણે વિચાર્યું; કાલિદાસ પાસે પેલા શ્લોકનો ઉત્તરાર્ધ રચાવી હું રાજા પાસે મારી કૃતિ તરીકે રજુ કરીશ તો મને મોટું ઈનામ મળશે અને મારી નામના થશે. મારે કયાં કાલિદાસનું નામ જણાવવું છે? પણ કવિને જો ખરી વાત કહીશ તો તે વહેમાઈને પેલો ઉત્તરાર્ધ રચી નહિ આપે. માટે રાત્રે તે આવે ત્યારે કંઈક યુક્તિ લડાવી મારું કામ કાઢી લઉં.

કાલિદાસને આવવાનો વખત થયો એટલે વેશ્યાએ બારણાં બંધ કર્યાં. "આજે બારણાં બંધ કેમ છે?" બહારથી કવિનો સ્વર આવ્યો.

"મારી સમસ્યા પૂરી કરો તો દ્વાર ખોલું." વારાંગનાએ અંદરથી જવાબ આપ્યો:

"कमले कमलोत्पत्तिः श्रूयते न तु दृश्यते–એનું ઉત્તરાર્ધ કહો એટલી જ વાર."

"बाले, तव मुखाम्भोजे दृष्टमिन्दीवरद्वयम् બાલા, જોને, તારા મુખ કમળ ઉપર જ નેત્ર રૂપી બે કમળો દેખાય છે." કવિએ તત્કાલ સમસ્યા પૂરી કરી.

પોતાનો હેતુ પાર પડયો જાણી હર્ષાવેશમાં વેશ્યાએ દ્વાર ખોલી નાખ્યાં. કાલિદાસ રાત્રિ ગાળી સવાર થતાં હંમેશ મુજબ જંગલમાં ગયો. અહીં પેલી ગણિકા રાજા સમક્ષ હાજર થઈ અને પેલું ઉત્તરાર્ધ પોતે રચી આણ્યું છે કહી બોલી સંભળાવ્યું. બીજા ચરણમાંના बाले શબ્દથી રાજા ચેતી ગયો કે આ કૃતિ વેશ્યાની નથી પણ તેને ઉદ્દેશીને કોઈ પુરુષે ઉચ્ચારેલી છે. પણ અબુધ વેશ્યા એટલું કયાંથી સમજે?

રાજાને શંકા ગઈ કે આના કર્તૃત્વમાં કાલિદાસનો હાથ હોવો જોઈએ. તેણે વેશ્યાને ધમકાવી ને સાચી વાત કહેવા કહ્યું. પણ તે જાનના જોખમે પણ કવિને આપેલા વચનને વળગી રહી. આખરે રાજાએ

તેને અને કવિને અભયવચન આપ્યું અને મોટું ઈનામ આપવાની લાલચ આપી ત્યારે તેણે રાજાને એકાન્તમાં બધી બાતમી આપી અને ઉપરથી ઉમેર્યું કે 'આ ખબર મેં કહી છે એમ કવિ ન જાણે તેટલું જોજો.'

ઇનામ લઈ વેશ્યા ઘેર આવી. રાત્રે ઠરાવેલા સમયે રાજાએ આવી બહારથી બારણું ખોલવા બૂમ મારી. કવિના સરવા કાને તરત જ ભોજનો કંઠ ઓળખી કાઢ્યો. વેશ્યાનો વિશ્વાસ કર્યા બદલ તેને પસ્તાવો થયો. કોઈ પણ ભોગે તે હવે રાજાને પોતાનું મોઢું બતાવવા ઇચ્છતો ન હતો. તેની આંખોમાં મરણીયા નિરધારનું તેજ ચમક્યું. ચકોર વેશ્યાથી તે છાનું ન રહ્યું. રખેને કવિ કંઈ ન કરવાનું કરી બેસે તેથી તેણે જ વણપૂછ્યે પોતાની ભૂલનો એકરાર કર્યો અને કહ્યું: "કવિ, રાજાએ સામા ચાલીને તમને શોધી કાઢ્યા છે. તમારા વિયોગથી તેમની વ્યાકુળતાનો પાર નથી. તેમણે અભયવચન પણ આપ્યું છે; તો હવે શીદ સંતાઓ છો?"

પણ કાલિદાસનો નિશ્ચય ફરે તેમ ન હતું. "થનાર વસ્તુ થઈ ગઈ. પણ મારે તો પ્રાણાન્તે રાજાને મોં દેખાડવું નથી. તું નહિ ખોલે તો રાજા દ્વાર તોડીને અંદર આવશે. તે પહેલાં આ ખડ્ગ વડે મારો શિરચ્છેદ કર કે જેથી મારી પ્રતિજ્ઞાનો ભંગ ન થાય."

પણ આખરે તો તે સ્ત્રી જાત હતી. તેની હીંમત ક્યાંથી ચાલે? કવિએ પલકવારમાં નિર્ણય કરી લીધો. વેશ્યા તેનો હાથ પકડી રોકે તે પહેલાં તો પોતાને જ હાથે તેણે તલવાર વડે પોતાનું માથું કાપી નાખ્યું. વેશ્યાએ ગભરાઈને ચીસ પાડી બારણું ખોલી નાખ્યું. બહાર ઉભાં ઉભાં રાજાએ બંને વચ્ચેનો સંવાદ સાંભળ્યો હતો. અંદરનું દૃશ્ય જોતાં તેની આંખો ફાટી ગઈ. કવિના જીવનનો આવો કરુણ અંજામ આવવાનું પોતે કારણ બન્યો એ વિચારે રાજાના હૃદયમાં પશ્ચાત્તાપનો કદિ ન બુઝાય તેવો હુતાશન પ્રગટાવ્યો. કવિનો પ્રેમ અને પ્રતિભા તેની આંખ સામે તરવરવા લાગ્યાં. મિત્રહત્યા અને બ્રહ્મહત્યાનું નિમિત્ત બન્યા પછી હવે શું મોં લઈને જીવવું? કાલિદાસ

હવે કદિયે નહિ મળે? તો પછી જીવીને શું કરવું? આમ મનોમંથન કરતાં કરતાં રાજાએ પોતાના પ્રાણ ત્યજવાનો નિરધાર કર્યો. આવેશમાં આવી તેણે પોતાના જ શિર ઉપર સમશેર ઉગામી.

"હાં, હાં." કહી કોઇએ રાજાનો હાથ પકડી લીધો. રાજાએ જોયું તો કાલિદાસની ઇષ્ટ દેવી સાક્ષાત્ સરસ્વતી તેનો પ્રયત્ન વિફલ કરી રહ્યાં હતાં. "ભોજ, શા માટે આયુષ્ય ખૂટ્યા વિના મરવા તૈયાર થયો છે? તારા ઉપર હું પ્રસન્ન થઇ છું. માગ માગ તે આપું." દેવીએ સાન્ત્વનના સ્વરે કહ્યું.

"મા, આપના અનન્ય ઉપાસક અને મારા પરમ મિત્ર કાલિદાસને પુનર્જીવન આપો." રાજાએ તલવાર ફેંકી દઈ હાથ જોડી માગ્યું.

"પણ તેનું આયુષ્ય તો પૂરું થઇ ગયું છે. હવે તો પોતાના આયુષ્યમાંથી કોઈ તેને આયુષ્ય આપે તો બને." દેવીએ મુશ્કેલી બતાવી.

"ભલે, મારું અર્ધું આયુષ્ય હું તેને આપું છું." ભોજે આશાભેર કહ્યું

"તારા આયુષ્યના અવશેષ માત્ર પાંચ જ મહીના છે." દેવીએ રાજાનું પાણી માપ્યું.

"વાંધો નહિ. પણ કવિને જીવાડો." રાજા અધીર બન્યો.

"તથાસ્તુ! કવિનું મસ્તક ધડ સાથે જોડી દે." દેવીએ હાથ લંબાવી આશીષ ઉચ્ચારી. અને જાણે ઊંઘમાંથી આળસ મરડી ઊઠતો હોય તેમ કવિ બેઠો થયો. બંને મિત્રો ભગવતી ભારતીને ચરણે નમ્યા. દેવીનું દર્શન થતાં કવિ સઘળો પ્રકાર સમજી ગયો. આયુષ્યનાં દાન દેનાર રાજાને ભેટતાં તેની આંખ ભીની થઈ. શબ્દો નહિ પણ મૌનની ગૂઢ વાણી વડે બંનેની હૃદયવીણાના તાર એક સાથે ઝણઝણી ઊઠ્યા. દેવોને પણ દુર્લભ એવું મિત્રસ્નેહનું દૃશ્ય દેખીને દેવી અંતર્ધાન થયાં.

શેષ જીવનમાં પરમાત્મપદની પ્રાપ્તિ માટે પ્રાણપણે પ્રયત્નો કરતાં કરતાં બંને મિત્રોએ એકી સાથે છેલ્લી આંખો મીંચી. જીવનમાં તેમ જ મૃત્યુમાં તેમની મૈત્રી અતૂટ રહી. મૃત્યુને પણ તેની આગળ માથું નમાવવું પડ્યું.

( ૨ )

કાલિદાસના અવસાન વિષે બીજી પણ દંતકથાઓ પ્રચલિત છે. કહે છે કે, વેશ્યાએ કવિ પાસે ઉત્તરાર્ધ રચાવી લઇ તેનું ખૂન કર્યું કે જેથી તેના ખરા કર્તૃત્વનો ભેદ કોઇ ન જાણે. પણ શ્લોકમાંના 'बाले' સંબોધને બધો ભેદ ખોલી નાખ્યો. વેશ્યાએ ખૂન કબુલ કર્યું. રાજાએ કવિને અગ્નિસંસ્કાર કરાવ્યો અને મિત્રના મરણનો શોક સહન ન થવાથી પોતે પણ તેની ચિતામાં પડી પ્રાણત્યાગ કર્યો.

બીજી એક આવા જ મતલબની કથામાં ભોજને બદલે जानकी हरणम् નાટકના કર્તા લંકાના રાજા કુમારદાસનો ઉલ્લેખ આવે છે. કુમારદાસ કાલિદાસનો અનન્ય ભક્ત હતો. ત્યારે લંકા અને હિન્દ વચ્ચે વ્યાપાર ઉપરાન્ત ધર્મ અને લગ્નવ્યવહાર જેવા સજીવ સાંસ્કૃતિક અને સામાજીક સંબંધો હતા. તે કાળનું સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્ય તથા 'લંકાની લાડી ને ઘોઘાનો વર'ની કહેવત આ વાતની સાક્ષી પૂરે છે.

કાલિદાસનું મરણ લંકામાં રાજા કુમારદાસની વેશ્યાને ઘેર થયાનું તેરમા સૈકામાં લખાયલો સિંહાલી ગ્રંથ 'પૂજાવલી' તેમજ સોળમા શતકમાં રચાયલો દંતકથાસંગ્રહ 'પેરાકુંભસરિતા' જણાવે છે. છેલ્લા પુસ્તકમાંના નીચેના શ્લોકમાં આ આખી યે ઘટનાનો નીચોડ મળી આવે છે:

एजर किविंयर पिनिन जानकी हरणए महककबूबेन्दि ।
कुमुरदस रद् कालिदास नम् किविन्दु हर दिय दिविपिदि ॥

જાનકીહરણ અને બીજાં મહાકાવ્યો સહેલાઇથી રચી અમર કીર્તિ રળનાર કુમારદાસે કવિશ્રેષ્ઠ કાલિદાસની પાછળ પોતાનો દેહ હોમી દીધો.

મૌર્યવંશના મુદ્દગલાયનનો પુત્ર કુમારદાસ પિતાની પછી લંકાની ગાદીએ બેઠો. બૌદ્ધધર્મ પ્રવર્તક દેવાનાં પ્રિય સમ્રાટ્ અશોકનો એ

વંશજ હતો. અશોકનાં પુત્ર અને પુત્રી બોધિસત્વ વટવૃક્ષની શાખા સાથે બૌદ્ધધર્મનો પ્રચાર કરવા લંકામાં ગયાં હતાં. કુમારદાસ પણ બૌદ્ધધર્મી હતો અને તેણે આર્યાવર્તમાં આવેલાં પ્રાચીન બૌદ્ધતીર્થોની યાત્રા કરી ને દરમ્યાન અનેક સંસ્કૃત કાવ્યગ્રન્થોની નકલો તેણે ઉતરાવી લીધી હતી. કાલિદાસના રઘુવંશનો તો તે આશક હતો અને તેના અનુકરણમાં તેણે જાનકીહરણ રચ્યું છે.

'સૂક્તિમુક્તાવલિ'માં જલ્હણ તેની લાક્ષણિક ઢબે કહે છે:

जानकीहरणं कर्तुं रघुवंशे स्थिते सति ।
कवि कुमारदासश्च रावणश्च यदि क्षमः ॥

રઘુનો વંશ હયાત હોવા છતાં જાનકીનું હરણ કરવાને કોણ સમર્થ હોય? રાવણ. અને 'રઘુવંશ' મહાકાવ્ય મોજુદ હોવા છતાં 'જાનકી હરણ' કાવ્ય રચવાની હામ કોણ ભીડે? કુમારદાસ.

આ કુમારદાસને સમસ્યાઓ પૂછવાનો શોખ હતો. લંકાના સુપ્રસિદ્ધ મહાન આરામ સપ્તબોધિવટ પાસેના માતર—મહાતીર્થ-નામક સ્થળમાં એક સ્વરૂપવતી વેશ્યાને ત્યાં તે રોજ જતો. એક વાર તેણે વેશ્યાના ઘરની ભીંત 'कमले कमलोत्पत्तिः' વાળો શ્લોકાર્ધ લખ્યો અને તેનું ઉત્તરાર્ધ રચી લાવનારને ભારે ઇનામ આપવામાં આવશે એવી દાંડી પીટાવી. ઓચિંતો આર્યાવર્તમાંથી કાલિદાસ ફરતો ફરતો અહીં આવી ચઢ્યો. તેને તો રાજાએ કરેલી ઇનામની જાહેરાતની કશી ખબરેય ન હતી. પણ ફક્ત વેશ્યાને ખુશ કરવાને તેણે તેનું ઉત્તરાર્ધ રચીને નીચે લખ્યું. ઇનામ લેવાના લોભથી વેશ્યાએ આ પરદેશી પ્રવાસીને પરલોક પ્હોંચાડી દીધો. પછી તો તેનું પાપ પ્રગટ થયું ને કવિની ચિતા ખડકી તેમાં રાજાએ પણ ઝંપલાવ્યું. આમ કાશ્મીરમાં જન્મેલો કવિ લંકાની માટીમાં મળી ગયો.

सर्वे भवन्तु सुखिनः सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखभाग् भवेत् ॥

સૌને સુખ હજો નિત્યે, નીરોગી સઘળાં હજો,
પામજો શ્રેયને સર્વે, દુઃખ ના કોઈ દેખશો.

काले वर्षतु पर्जन्यः पृथिवी सस्यशालिनी ।
देशोऽयं क्षोभरहितो मानवाः सन्तु निर्भयाः ॥

યથાકાળે હજો વર્ષા, ધાન્યથી ધરણી લચો,
દેશ હો ક્ષોભથી મુક્ત, માનવી ભયમુક્ત હો.